# રમતારામ

[હાસ્યરસીક નવલિકાઓ]

સચિત્ર



: : લેખક : :

'રા. બેકાર'



પ્રકાશક:

શ્રી હરિહર પુસ્તકાલય

બુકસેલર્સ અને પબ્લીશર્સ

ટાવર રોડ, સુરત

પહેલી આવૃત્તિ
૧-૧-૧૯૪૧

: : કીંમત : :
બે રૂપીયા.



કર્ત્તાનાં અન્ય પુસ્તકો

**અકકલના ઇજારદાર,**

: પ્રસ્તાવના :
શ્રી. ર. વ. દેસાઈ. એમ. એ
મૂલ્ય માત્ર દોઢ રૂપીયો.

× ×

**હું રાજા હોઉં તો ?**

: લેખક :
રા. બેકાર.
મૂલ્ય બે રૂપીયા

: : : : પ્રકાશક : : : :
જયંતિલાલ વિઠ્ઠલદાસ મહેતા.
શ્રી હરિહર પુસ્તકાલય,
ટાવર રોડ: સુરત.

: : : : મુદ્રક : : : :
ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.
અનાવિલ બંધુ પ્રીન્ટીંગ પ્રેસ,
બરાનપુરી ભાગળ; સુરત.

# માથા કરતાં પાઘડી........?

જો માથા કરતાં પાઘડી મોટી હોય, તો રોંચા જેવો દેખાવ લાગે, અને જો માથા કરતાં પાઘડી નાની હોય: તો અડવા જેવો દેખાવ લાગે છે ત્યારે કરવું શું? આવી ગુંચવણુને લીધેજ લોકોએ ધીમે ધીમે પાઘડીને પદભ્રષ્ટ કરી છે, અને હલકી ફૂલ જેવી ગાંધી કેપ ધારણ કરી છે! પણ કેટલાંક તકલાદી મગજો તો એટલી ટોપીનોએ ભાર સહન કરી શકતાં નથી; જેથી ઉઘાડે મસ્તકેજ ફરવા માંડયું છે. એથી ત્રણ લાભ છે: માથા પર ભાર નહિ, ગજવા પર ભાર નહિ, ને સમાજવાદીમાં ખપી જવાય!

આમ દેખીતી રીતે જોતાં ઉઘાડમથ્થાઓની મૅજોરિટિ વધતી જાય છે; છતાંય વરઘોડામાં કે બીજા કોઈ એવા શુભ પ્રસંગે ભારેખમ બનવા માટે પાઘડીની જરૂર ઘણાને દેખાય છે; તે પ્રમાણે ભારેખમ દેખાવાજ મેં આ પાઘડી રજુ કરી છે. એક તો માથું બોડકું હોઈ વરવું ન દેખાય તથા કોઈ મિત્ર બોરના ઠળીઆ મારે તે પણ ન વાગે અને શોભામાં વધારો થાય એ હેતુથી મેં પાઘડીનું ઢાંકણુ પસંદ કર્યું છે. ટોપી કેમ પસંદ ન કરી અને પાઘડી કેમ પસંદ કરી? એ પ્રશ્ન તમારા અંતરમાં પણ ઉઠવાનોજ તો પહેલાંથીજ ખુલાસો કરી દઉં કે ટોપી કરતાં પાઘડી વિશેષ ઉપયોગની વસ્તુ છે.

જુવો, બહુ બહુ તો શાકની ઝોળીને અભાવે ટોપીમાં કાંદા, બટાકા ભરી શકાય, અને હુલ્લડમાં તો પત્થર કે લાડીથી ટોપી હોય તો જરાએ રક્ષણુ ન મેળવી શકાય; ત્યારે પાઘડી તો બંબાવાળાની ટોપીની જેમ ગમે તેવા સખત ફટકાથી રક્ષણુ અપાવી શકે! બીજું પાઘડી જુની થાય અને ફાટી જાય તો ઘરમાં પહેરવાનાં ખાસાં ત્રણુ–ચાર અબોટીયાં બની શકે, અને અબોટીયાં ફાટે ત્યારે હેંડકરચીફ બની શકે! વળી પાઘડી પહેરી હોય તો કોઈ આપણુને શાહુકાર સમજીને જોઈએ એટલો માલ પણુ ઉધાર ધીરી શકે, અને

પાઘડીને આપણે ફેરવવી હોય તો ઝટ ફેરવી પણ શકાય !

મતલબ કે હજુએ પાઘડીનો પ્રભાવ પડે છે એમ ખાતરી થવાથીજ અહીં માથા પર એને રજુ કરી છે; બાકી હાસ્યરસના સરળ પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર શી ? વળી "વહેપારી કપાસીઆ વેચે છે કે કાંદા ?" તે તેની દુકાનની આગળ લટકાવેલા પાટીઆ પરથી ઝટ સમજાઈ જાય છે; તેમ આ પુસ્તકમાં કયો રસ ભર્યો છે ? "કરુણરસ કે આશ્ચર્યરસ ? હાસ્યરસ કે વીરરસ ?" તે દર્શાવવા પણ પ્રસ્તાવનાની જરૂર તો ખરીજને ? મતલબ કે લેબલ લગાડ્યા વગર તો ગુડઝ ટ્રેન પણ પારસલને સંઘરતી નથી તો પ્રસ્તાવના વગરનું પુસ્તક વાંચકો શી રીતે પસંદ કરે ?

ટુંકાણમાં એજ કે વરઘોડાની આગળ જેમ વાજાંવાળાની જરૂરત પડે છે તેમ પુસ્તકની આગળ પ્રસ્તાવનાની આવશ્યક્તા હોઇ તે અત્રે રજુ કરી છે; બાકી કાગળની મોંઘવારીના આ દુકાળમાં એ અધિકમાસની જરૂર ન હતી !

હવે મુદ્દાની વાત પર આગળ વધીએ. આ પુસ્તકનું નામ છે **"રમતારામ"** આજકાલ કેળવણી જેમ જેમ આગળ વધી રહી છે; તેમ તેમ રમતારામોની મૅજોરિટિ પણ વધતી જતી હોઈ; તેવા એક પાત્રને ટ્રીટ કરવામાં નરીજ વાસ્તવીકતાનો આસરો લીધો છે. બીજા જીવતાજાગતા રમતારામો આ રમતારામને જોઈને કંઈ પ્રેરણા મેળવશે તોય પૈસા વસુલ થશે ! બાકી રામ થવું દુસ્કર છે પણ રમતારામ થવું સહેલું છે એ તો નક્કીજ વાત છે !

આ પુસ્તકમાં સૌથી પહેલાજ **'ફીલ્ડ માર્શલ કરસનકાકા'** રજુ થાય છે. ગામેગામ એવા કાકાઓ હોય છે એટલે એવા પાત્રની વિશેષ ઓળખાણની જરૂરત પણ શી હોય ? ટુંકાણમાં એટલુંજ કે એવા સમાજમાં ગણપતિ જેવું સ્થાન ધરાવતા કાકાઓ છે ત્યાં સુધી ગામનું કે ગ્નાતિનું ગૌરવ ટકી રહે છે ! બાકી **"વત્સલા હરણ"** તો અત્યારના સ્નેહલગ્નના પ્રશ્નને પ્રેરણારૂપ, એક પૌરાણીક દશ્યનું

અપ-ટુ-ડેટ રૂપક છે! અને "**બેવકુફી**" એ તો કુદરતી વસ્તુ હોઈ દરેકને એનો થોડોઘણો વારસો તો મળેલોજ હોય છે ને"

"**મોટા થવામાં માલ નથી!**" એ વાતની ખાતરી કરવી હોય, તો કોઈપણ મોટા બનેલા માનવીને ખાનગીમાં પૂછી લેજો. "**સોટીનું સામ્રાજ્ય**" એ તો બિચારી મોંટીસોરી ડોશી બોલી-બોલીને ઘરડી થઈ ગઈ છતાં એ સામ્રાજ્યનું વર્તુલ ઓછું થવાને બદલે વિકસી રહ્યું છે! જનસ્વભાવ માછલાં જેવો છે એની એ એક દલીલ છે. પાણી વહેતું હોય તેથી વિરૂદ્ધ દિશામાં માછલાં ચાલે; તેમ આપણે જે કંઈ કહીએ તેથી માનવસમુહ ઉલટુંજ પ્રયાણ કરે છે. દાખલા તરીકે કોઈ જગ્યાએ મ્યુનિસિપાલીટીએ ચેતવણી આપી હોય કે "**અહીંયાં કોઈએ ગંદકી કરવી નહિ!**" ત્યારે લોકો ચાહીને તેજ જગ્યાએ ગંદકી કરે છે! એજ પ્રમાણે સોટીના સામ્રાજ્યનો વિદ્ધંસ કરવાના જેમ જેમ પ્રયત્નો થઈ રહ્યા છે તેમ તેમ એ વધુ સંગીન થતું જાય છે!

"**અપ-ટુ-ડેટ કરણઘેલો**" એમાં બીજું કંઈ વિશેષ નથી. ફક્ત છસો વરસ પહેલાંના નંદશંકરભાઈના કરણઘેલાને ૧૯૪૦ ની સાલમાં યોગ્ય રીતે ઘસડી આણ્યો છે. અને "**પગારની તારીખ**" એ માટે તો કોઈપણ નોકરીયાતનેજ પૂછી જુવોને કે "તમારૂં મહીનાનું છેલ્લું અઠવાડિઉં કેવુંક જાય છે?" બાકી "**લાલ લુગડાનો ચમત્કાર**" એ તો ખાસ એ વિષયના મજનુંઓનેજ સાદર કરૂં છું! બીજાઓએ એ લાલબત્તીથી ભડકવાની જરૂર નથી! જાણો છો જુવાર કે ઘઉં સડી ન જાય એટલા માટે ઘણી વેળા એમાં ભુકરા પત્થરનો ભુકો ભેળવવો પડે છે; તેમ ફક્ત બકનીયા કલાસને ઉદ્દેશીનેજ એ લેખ રજુ કર્યો છે!

વાસ્તવિકતાનું ખોળીઉં ઓઢીને આવેલી "**કાળી બૈરી...!**" માટે તો પ્રેમાનંદના પેલા શબ્દોજ રીટ કરૂં છું કે "**ખેતર ભલું ચોડાવ, ને બૈરી ભલી કોબાડ!**" બાકી "**ઈન્સપેકટરની આફત**"ની બાફત તો જે ડીપોટી થયો હોય તેજ જાણે, અને પરી-

ક્ષાની પીડા તો પંતુજી પીછાણે! બીજાઓને શી ખબર કે એ વિદ્યાના દાનેશ્વરીઓ કેવું દરિદ્રી જીવન વિતાવે છે? અને સમાજને સુધારવાનો પાયો નાખનાર સાથે સમાજ કેવું બેદરદીભર્યું વર્તન કરે છે? બાકી **સ્કૂલ લાઇફ** માટે તો,

**"સ્કૂલ લાઇફમાં હોય જો વાઇફ;**
**આપઘાત કરવાને રાખો પેનનાઇફ!"**

એ પંક્તિજ પાછી અહીં રજુ કરૂં તોય બસ છે! **"પકવાન પરિષદ"** વિષે એ વિષયના અભ્યાસીઓને પૂછો, અને જાડા થવામાં શું મુસીબત છે તે સુરતવાળા મોટા ફરામને પૂછો! બાકી ફિલ્મ કંપનીઓના પ્રોડયુસરોને તો અમારી વિનંતિ છે કે વાસ્તવિકના સીનને કહે છે તે જોવી હોય તો **"આનું નામ તે સીને વાર્તા?"** વાંચો. જરૂર તમારી ફિલ્મનાં પાટીયાં લટકી જશે અને તમે એ જંજાળમાંથી મૂક્ત થઈ નરસિંહ મહેતાની જેમ મંજીરા વગાડયા વગર પણ લલકારી શકશો કે:—

**"ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ!"**

**"સુધરેલા સંસારમાં ડોકીયું!"** એમાં સુધરેલો સંસાર ઘણી ઝડપથી આગળ વધતાં કેવા કેવા છબરડા વાળે છે તે જોઈ શકાશે. અને **"રમતારામ"** તો નર્યાજ રમતારામ છે તેમના માટે વધુ શું પિષ્ટપેષણ કરૂં? છેવટમાં એટલુંજ કે હાસ્યરસની આ "હસ્પિતાલ" હાજાંમાંદાં સૌ કોઈને તંદુરસ્તી બક્ષે અને એ "હસ્પિતાલ"ને બંધાવનાર રા૦ જયંતિલાલનાં દોઢીઆં વસુલ થાય એવી વિભુથી અને વાંચકોની યાચના કરીને વિરમું છું. અને છેવટમાં કહું છું કે "ઘઉંમાં કાંકરા તો હોયજ, તો એ કાંકરાને ખૂબીપુર્વક વિણવાનું સૌને જાહેર આમંત્રણ છે. પ્રભુ અમને સાત્વિક હાસ્ય રજુ કરવાની અને તમને હજમ કરવાની શકિત અર્પે! આમીન!

બેકાર ઑફિસ
રાંદેર તા૦ ૧-૧-૧૯૪૧

લી૦ હાસ્યમર્મજ્ઞોનો નમ્ર
સેવક—"બેકાર"

| અનુક્રમ. | | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|


| | | |
|---|---|---|
| ૧ | ફીલ્ડમાર્શલ કરસનકાકા ... ... | ૧ |
| ૨ | વત્સલા હરણ ... ... ... | ૧૩ |
| ૩ | બેવકુફી ... ... ... ... | ૪૫ |
| ૪ | મોટા થવામાં માલ નથી ... ... | ૫૩ |
| ૫ | સોટીનું સામ્રાજ્ય ... ... ... | ૬૫ |
| ૬ | અપ-ટુ-ડેટ કરણઘેલો ... ... | ૭૯ |
| ૭ | પગારની તારીખ ... ... ... | ૧૧૦ |
| ૮ | લાલ લુગડાનો ચમત્કાર ... ... | ૧૨૦ |
| ૯ | કાળી ભૈરીમાં નૈસર્ગિક સાૈંદર્ય... ... | ૧૨૯ |
| ૧૦ | ઈન્સપેક્ટરની આફત કે ... ... | ૧૪૭ |
| ૧૧ | સ્કૂલ લાઈફમાં હોય જો વાઈફ? ... | ૧૬૯ |
| ૧૨ | પકવાન પરિષદ્ ... ... ... | ૧૮૨ |
| ૧૩ | જાડા થાઓ! ... ... ... | ૧૯૮ |
| ૧૪ | આનું નામ તે સીને વાર્તા? ... ... | ૧૯૮ |
| ૧૫ | સુધરેલા સંસારમાં ડોકીયું! ... ... | ૨૧૪ |
| ૧૬ | રમતારામ! ... ... ... | ૨૨૯ |



" અપટુડેટ કરણઘેલો " પાનું ૯૭

માધવની મહિલાએ એક એવો હિંમ્માસાર્ત તમાચો લગાવ્યો કે

# ફીલ્ડમાર્શલ કરસનકાકા

**ગુજરાતી** વાંચકો અમારા કરસનકાકાથી અપરિચિત તો નથી જ. અહીં સાયમન કમીશન આવ્યું હતું; તેના જવાબમાં અહીંથી કરસનકાકા 'કરસન કમીશન' લઈને વિલાયત ગયા હતા! વળી મુસોલીનીના દાંત ખાટા કરી નાખવા એબીસીનીયા જવા પણ એમણે કમર કસી હતી. એ બધા ભૂતકાળના બનાવોથી ગુજરાત અને બૃહદ ગુજરાત અજાણ્યું નથી જ! લાલ સ્ટેલીનનું જે સ્થાન રશીયામાં છે; તે સ્થાન કરસનકાકાએ અમારા ગામમાં પ્રાપ્ત કર્યું છે. કરસનકાકા દેખાવે પણ સ્ટેલીન જેવા જ છે, અને તેમનો સ્વભાવ ગોરીંગ જેવો ગરમ છે.

સ્ટેલીનની પેઠે કરસનકાકા પણ બાંધી દડીના અડીમ ખડીમ ઈન્સાન છે. એમની સ્ટેલીનના જેવી ભરાવદાર મૂછો અને સ્ટેલીનના ટુંકા કોટ જેવું એમનું ટુંકું ચોબગલું છે. સ્ટેલીનને માથે લાલ રશીયાની જોખમદારી છે તો કરસનકાકાને માથે લાલ ચણોઠી જેવી પાઘડી છે. સ્ટેનલીન પાઈપ પીએ છે તેજ અદાથી કરસનકાકા ચુંગી યાને લુખીયું પીએ છે! સ્ટેલીન તો વિરોધીઓને જ ખખડાવી નાખે છે; ત્યારે કાકા તો હિતૈષિઓને પણ ખખડાવી નાખે એવા છે! બંનેમાં ફેર એટલો કે સ્ટેલીન બીજાઓનું ખાઈ જવામાં રાજી રહે છે; ત્યારે કાકાનો દુલ્લો જીવ હોઈ લોકોને ખવરાવીને ખુશ રહે છે.

કરસનકાકાના મથુરીયાને ઘેર પહેલવહેલો પોયરો પેદા થયો હતો, તેની ખુશાલીમાં કાકાએ પોતાના મિત્રમંડળને ઉજાણી આપી

હતી. આંબાના ઝાડ તળે ઉજાણીનો રંગ ઉડાવતાં બધું મંડળ વાતોના તડાકા મારતું હતું. એવામાં નિશાળના માસ્તરે છાપામાંથી વાંચેલી યુરોપી યુદ્ધની વાત છેડી.

"કાકા, જર્મનવાળા હીટલરે તો ગજબ કર્યો. જોતજોતામાં પોલાંડનું પાધર બનાવી દીધું. ડાંઝીગનું તો ડોકું જ મરડી નાખ્યું અને વોરસોનું તો વાસીદું જ વાળી નાખ્યું! જુવો પેલી અંગેઠીમાં જુવારનાં ડુંડાં સેકાય છે; તેમ એણે બૉમ્બ ગોળાથી પોલ લોકોને શકરીયાંની જેમ શેકી નાખ્યા. કહેવાય છે કે એક પખવાડિઆ સુધી વોરસોની આગ હોલવાઈ ન હતી!"

"માસ્તર સાબ, તમે પણ જબરા ગુંથડ દેખું જો! તે વોરદોમાં આગ લાયગી ને મને કેમ ના કે'યું રાજ્જા? આ ભાયડાએ ભલી ભલી આગ બુઝાવી લાખી છે; તો એ વોરહોની આગ ઓલવવામાં તે હી મોટી ધાડ મારવાની ઉતી? તે દી તમે જોયું નંઈ કે પુંજા પટેલને ઘેર આગ લાગેલી ઉતી; ત્યારે ભયંકર ભડકામાં પડીને આ ભાયડાએ પુંજા પટેલની ભેંહ તથા પાડીને પણ બચાવી ઉતી રાજ્જા! એ કામ બદલ કલેટણ તરફથી મને બહાદુરીનું સાટિફિકેટ મયલુંચ હકેવે રાજ્જા!" કરસનકાકા બોલ્યા.

"પણ કાકા, એક ઘર હોય તો તમે હોલવો, ત્યાં તો એકે વખતે હજારો ને લાખો ઘર બળતાં હતાં; તે શી રીતે હોલવાય? ને વોરસો તે અહીં પડયું છે કે તમે દોડી જાત! અહીંથી તો પાંચ—છ હજાર માઈલ દૂર છે ને કદાચ ત્યાં તમે ગયા હોત તો વીસ હાથવાળા રાવણનું ટટ્ટુ ના ચાલે ત્યાં તમારૂં શું ગજું?" માસ્તર બોલ્યા.

"તમે પોયરાં ભણાવી જાણો રાજ્જા! તમને બીજું હું આવડે? અને વળી વલાયત હુધી તો હું જઈ આયવો ઉતો તો પછી પોલાંડ પહોંચતાં મને હું ટાઢ વાત રાજ્જા? એ તો ખરૂં પણ તે ગામમાં બંધાવાળા

તો ઓઢે ને ? એ મારા દીકરાઓ હું એટલી બધી આગ લાગી છતાં ઉંઘી જ રહ્યા ! હું તંઈ હોત તો તેમના પગ પકડીને ઉઠાડત રાજ્જા !"

"પણ એવડી મોટી આગને બંબાવાળા પણ શી રીતે પહોંચી શકે ? પાણીના પણ વાંધા હતા; ત્યાં આગ શી રીતે હોલવાય ? અને ખોરાકને અભાવે તો માણસોને મરેલા ઘોડા ખાવા પડેલા."

"તો આપણા પાંજરાપોળવાળા ક્યાં મુવા હતા ? અહીં ઢોરોને ઘાસચારો નાખે છે, તથા કુતરાંને રોટલા ખવરાવે છે; તો તંઈ માણહોની મદદે કેમ ના પોંચ્યા ?"

"એવા લડાઇના મોરચા પર જવું કંઈ બચ્ચાંના ખેલ છે?"

"અરે ! હું બોયલા રાજ્જા ? કંઈ બધા જ તમારા જેવા ભાજીના પાણી દેખું ! ભલભલી ધાડો પાછી વાળી તો એ હીટલરીયા બીટલરી-યાના હું ભાર રાજ્જા ! કેમ બોયલો નંઈ અરજણીયા ?"

"ઈ બાપા ઈમાં તે હું બોલવું ઉતું ! આજકાલ તો બધા યે તમારી આગળ ઝખ મારે સે ઝખ ! ઈ બાપા ઝેની મૂંછું પર લીંબુ ઠરે એવા ભલભલા બહારવટીયાઓના ટાંટીયા આપનું નામ હાંભળતાં ઢીલા થઈ ઝાયસે અને પોતીયાં ભાર નથી ઝીલતાં; તો ઈ હીટલર તે વળી કઈ વાડીનો મૂળો સે ?" અરજણીયાએ ખોંખારો ખાઈને અભીપ્રાય આપી દીધો અને વળી મૂછો આમળતાં બોલ્યો.

"હોંભયળુંસ કે ઈ મારો બેટો હીટલર પાંસ હજાર હાથ ઉંસે અગાડી બંધાવીને રે'સ; તો આપણે અંગરેજ હકાર પોંહેથી એકાદ વેમોન ઉસીકું લઈને પઠ્ઠાંસીએ ને ગોફણના ગોળાથી એનું પાંચસેરીયું ફેરવી નાખીએ તો ? મારી ગોફણ કોઈ દા'ડો ખાલી ગઈ નથી ! ઈ જરમનવાળા ગમે તેવા હોય પણ આ કાઠી ભાયડાના ઝપાટા ઝોયા નથી ! મોર સીંધવાણી ને કાદુ મકરાણી ઝેવા બહાર-

વટીયા અમારા દાદાની કડીયારી ડાંગથી કાંપી ઉઠેલા તો ઈ હીટલરના હું ભાર સે? મારા દાદાની વારસામાં મળેલી ઈ કડીયારી ડાંગ આગળ તેમના તોપુંના ગોળાનો પણ હું ભાર સે? કેમ બોયલા નંઈ મમદુમીયાં?"

"અબે તમ લોગ તે કુછ બોલના જ જાણતે હેં! કંઈ આગલ પાછલકા બિચારબી નંઈ કરતે? જરમન લોગ બડે કરામતવાલે હેં અપણે મુલકમેં તો કિસીકુ ધુસણેજ ના દેવેને? વિમાન મેં મચ્છી પકડનેકી સંકડું ગલાં લેકે બેઠતે હેં ને જો કોઈ ઉન્કે મુલકમેં ગયા તો મચ્છીકી તરાં ઉસ્કો ગલસે પકડ લેતે હેં! સુણાહે કે ઉનકે મુલકમેં તેલ ખુટ ગયલા હે તો ઉસ્કુ કેદ પકડતે હેં તીસ્કુ તેલકી ઘાણી મેં જોડ દેતે હેં! વાસ્તે ભઈ અપણે તો બેલ બનનેકે લીયે તૈયાર નંઈ હેં!" મમદુમીયાંએ પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"મીયાં તમે બી કયા ભાજી કે પાણી જેસા પાયકા રાજ્જા? તમ તો કેતા ઉતા ને કે હમારે દાદાને તો દાતરડે સે શેર વાઢ નાખેલા ને અમારે બાપને એંસી ડાંગ ફીરાઈ કે સવાસો સીપાઈયોંકુ પાછા હટાવી દીધા ઉતા ને તમે આવા કેવા?" કાકાએ મમદુને પાનો ચઢાવ્યો.

"પન બિચારા એ મીયાં બી સું કરે? મકુંજે નલનું પાની ને ફ્લોર ફેકતરીના લોતમાં એવી તાસીર છેય કે ભલભલા રૂસ્તમ જેવા પન છ મહીનામાં ગાંગા તેલી જેવા બની જાય! ને વલી આપરી સરકારે પન દા'રી છોલવાનો અસ્તરો, દોધી છોલવાની છરી, કે પેન્સીલ છોલવાના ચપ્પુ સિવાય બીજું કયું હથિયાર આપરી પાસે રહેવા દીધુંચ કે હિંમત હોય? અને વલી જરા તરા હિમત છાતીના પાટીયાં નીચે દબાઈ રહી ઉતી; તેને ગાંધીજીએ અહીંસા અહીંસાની વાએ જ કરી કરીને સાફ કરી નાખીચ; પછી હિંમત તે કાંય કાછીયા કુંજરાની દુકાનેથી વેચાતી મલવાની ઉતી? બા જરાતરા નાંખ ભીંજવીને લોકો તતાર થતા ઉતા તે પન કોંગ્રેસની સરકારે દારૂ તારી બંધ કરાવીને દારૂ તારીની ભારતી હિંમત પન ખુંચવી લીધી

. પછી મીંયા તો સું મીંયાના બપ્પાવા પન નાહિંમત બની જાય! ભલું થાય મુંબઈની હાઈકોર્તના જજનું કે તેવણે પાછું નાખ ભીંજવવાનો સોદો કરીયોચ તે વખતે પાછી હિંમત આવે તો આવે પન ખરી!" બમનજી બતકાંવાલાએ પોતાનો બેસ્ટ અભિપ્રાય આપી દીધો.

"લે દેખ બડી હીંમતવાલેકી દીકરી ના દેખી હોય તો? અબે તુમ લોગ હિંમત વાલે થે તો ઈરાનસે યાં કાયકુ ભાગ આયે? બાવાજી કંઈ મરઘી બતકકે બેદે બેચણે કે નંઈ હૈ?" મીયાં બોલ્યા.

"લડાઈ તો યુરોપમાં થાય છે ને તમે અહીં ખેતરમાં બેઠા બેઠા શાના ઉકળી જાઓચ?" માસ્તર બોલ્યા.

"લ્યો, ચાલો હવે જરા પોંક-ચટણી ઝાપટીને ટાઢા પડો. થોડી વારમાં ઉંધીયું પણ તૈયાર થઈ જહે. પણ બધા આયવા ને મારો હાહરો પેલો ઘોઘો કુંભાર હજુ કેમ નંઈ આયવો ઓહે? હીરીયા જરા મોટા પગે દોડ ને રાજ્જા! એક બે ફાકા પોંકના મારીને ઘોઘાને બોલાવી લાવ તો." કાકાએ હીરીયા હજામને ઘોઘા કુંભારને બોલાવવા માટે સ્ટેન્ડીંગ ઓર્ડર છોડ્યો.

"હીરીયા, જરા ટપાલ આવી હોય તો મારે ઘેરથી આજનું છાપું પણ લેતો આવજે હોં!" માસ્તરે હીરીયાને કહ્યું.

"કાકા, મારે જવામાં તો કંઈ વાંધો નથી. ઝટવારમાં જાઉં ને પટવારમાં ઘોઘાનો કાન પકડીને આંય હાજર કરૂં; પણ આ ગામમાં તો બધાએ ઘેરઘેરના પટેલ છેયને! કોઈ હજામત કરાવાવાળો ફુટી નીકળે તો? આંય પણ અંધારામાં ચાલ્યો આવ્યો, તો અવાયું બાકી કેટલાક નવરા લહીંગાઓ તો સૂરજ ઉગતાં પહેલાંજ હજામત માટે મારાં બારણાં ઠોકે છે! એવી કોઈ બલા રસ્તામાં વળગી પડે તો?" હીરીયાએ મુદ્દાની વાત કરી.

"તો હું? આ કરહનકાકાનું નામ દેજે! હું બાર વરહનો બેઠો છું તંઈ હુધી કોણ તારૂં નોંમ લેય એમ છેય રાજ્જા? જે પૂછે તેને કે'જે કે કરહનકાકાને કામે જાઉંચ."

અંતે હીરીયાને જવું પડ્યું. અહીં પોંક ને ચટણીની રમઝટ ચાલી. ઘણી વાર થઈ છતાં હીરો કે ધોધો કોઈ ન આવ્યો. પટેલે કેડ બાંધીને ઝાડ પર ચઢીને તેમની રાહ જોઈ અંતે કંટાળીને ઉતર્યા.

"આ હું! વહુ પણ ગઈ ને વળાવો પણ ગયો? ધોધાને હુંઢવા હીરો ગયો તે પણ અથમાઈ ગયો?" કાકા અધીરા થતા બોલ્યા.

"પણ કરસનકાકા તમે આવા આબરૂદાર ભારેખમ માણસ થઈ ને આવા હજામને કુંભારની પણ દોસ્તી રાખો એ સારૂં કહેવાય?" પટેલના પાડોશી ભોળાશંકર ભટ્ટ પોતાની બ્રાહ્મણની જાત બતાવતાં બોલ્યા.

"મા'રાજ! તમારે લોટ માંગી ખાવો ને એવી પારકી પંચાત હા હારૂ જોઈએ? બે ઘડી પોંક ખાવા આયવા છો તે ખાઈ ને હીખાઈીધા ઘેર જાઓને રાજ્જા! ભગવાનના તંઈ તો હૌ કોઈ હરખાં છે ને? પેલું તે દા'ડો થાળીવાળા વાજામાં હોંભયળું નથી કે—

"હરજેલાં શ્રી પ્રભુજીનાં મનીખો હરવે હરખાં છે!"

કાકાની દલીલ પાસે ભોળાશંકર ભટ્ટને હારવું પડ્યું. એટલામાં ગધેડા પર બેઠેલો ધોધો કુંભાર તથા એની સાથે દોડતો દોડતો ને વાતો કરતો હીરીયો દૂરથી દેખાયો. પાસે આવતાં કાકા બોલ્યા.

"અયલા ધોધા! આ તારા કાકાને પણ હારે લઈ આવવાની હી જરૂર પડી? ઓયલા યુરોપવાળા હીટલરનો વરઘોડો ફેરવવા તો આ તારા હાથાને લાયવો નથી?"

"અરે! કાકા, તમે પણ હુ ગરીબ મનીખની મશ્કરી કરોચ? આ ગધેડો જરા તોફાની છે, બીજા ગધેડાંની હારે બાંયધો હોય તો

ઓયલા ઈટાલીવાળા મહોલીની પરમોણે લાતાલાતી કયરા વગર હખનો રે'ય એમ નથી. અતારે જ આઠ આના દંડ ભરીને ડબામાંથી છોડાવી લાયવો છું. પાછો કંઈ હીમબીમમાં નાહી જાય તો મારી તો દંડ ભરી ભરીને હુંસ જ નીકળી જાયને ?" ધોધાએ ખુલાસો કર્યો તેના ટેકામાં હીરાએ સંભાષણ કર્યું કેઃ—

"એના ગધેડાની પંચાતમાંજ આટલી વાર લાગીને!"

"ચાલો હારૂ થયું. ખરા મોકા પર આવી લાયગા રાજ્જા! ઉંધીયું બરાબર દમ પર આવી રીયુંચ! અયલા છીબલા, ભીખલા! ચાલો હવે ઓલા મોટા થાળમાં ઉંધીયાનાં હાંલ્લાં હાલવી નાંખો જોઉં!"

એક તરફ ઉંધીયું અને પોંક—ચટણીની ડીનર પાર્ટી ઉડી રહી હતી અને બીજી બાજુ માસ્તર ખાતાં ખાતાં છાપમાંથી લડાઈના સમાચાર વાંચી સંભળાવતા હતા.

"પશ્ચીમને મોરચે હીટલરની ધધુખર!" "૨૯ હજાર ટનની બ્રીટીશ આગબોટ જર્મન રંબમરીને ડુબાડી" "૧૦ લાખ માણસોનો ભોગ આપવા તૈયાર થએલો હીટલર!" માસ્તરને વચમાંથી અટકાવીને કાકા બોલ્યા. એમ ઝટ ઝટ વાંચો તે નંઇ બને! કંઈ હમજ પડે એમ ધારે ધારે વાંચોને! અહીં કોના પોયરાની જાનમાં જવાનું છે તે આટલી ઉતાવળ કરોચ?"

"ઈમ કેમ, બોલોસ? જેની વરહગાંઠ ઉજવવા ભેગા મળ્યા સીએ તીની ઝાનમાં પણ ઝાવું પડસેને?" અરજણીયો બોલી પડયો અને બધા હસી પડયા.

"અરે! એમાં હું બોયલા રાજ્જા? જાન પણ ઝટ પટ જોડાવી દઈએ પણ મારા દીકરા પેલા શારદા બીલવાળાઓએ અઢાર વરહની ઉંમર થતાં હુધી લગન બગનના થઈ હકે એવું લફરૂં કાયદું'થતો! આપણાં પોયરાને પયણાવવાએ પરતાવાએ તીમાં હરકારના બાપના કેટલા ટકા?

મારી હાહરી હરકાર પણ ખરી છે ને? દરેક વાતમાં પોતાની ટાંગ અડાવેયચ તો! મને લાગેચ કે જંઈ હોય તંઈ ડખલગીરી કરવાની હરકારની ખો ભૂલાવી દેવા જ ગાંધીએ હવરાજની ચળવળ ઉપાયડી હોય એમ લાગેચ રાજ્જા?" કાકા ઉવાચ.

"ગાંધીજીએ ચળવળ સું ઉપારીચ બાપનું કપાલ? રેંટીયા ને તકલી ફેરવવાથી સવરાજ મલી જાતું હોય તો જોવું ચ સું? લોકોના ધંધા ધાપાની તો ખરાબી કરીચ! બિચારા અમારા પારસી બેરાદરો આય દારૂ – તારી જેવા નિરદોસ પીનામાં બે દોરીયાં પેદા કરતા ઉતા તે પન ગાંધીજીના પેતમાં દુ:ખી આવીયું ને દારૂનિષેધ કરાવીને પારસીઓની પત્તર ઝીંકી નાખી! સવરાજ બવરાજ તો આવતું આવસે પન તે પહેલાં કરકાઈ આવી લાગી ઉતી, પન છેવતે હાકોરતે લાજ રાખી! બાકી એવાં ધોતીયાંથી ભરકીને અંગરેજ ભાયરો નાસી જાય; ત્યારે જોવાંચ સું? મને લાગેચ કે એ ધોલી તોપીવાલાઓનાં કથે કાનરીયાં ગેપ થયાં લાગેચ!" બમનજી બતકાંવાલો બોલ્યો.

"ઉસ્મે ગાંધીજીકા કયા કસુર? તાડી દારૂસે મુલ્કકી ખરાબી હોતી હે વો ચીજ બંધ કરવાઈ ઉસ્મેં કોનુસા ગુના કિયા? તમારે પારસી લોગોંને જ સગલોંકુ દારૂ પીતે કર દિયે હેં! બાકી આપણે દેશમેં તો બોત બોત તો ગાંજા, ભાંગ કે ચરસ પીતે થે! ને વલી સગલે મઝહબમેં તાડી દારૂ પીના હરામ હે એસા લીખા હે! ઉસ્મેં મુસલમાન તો જેતી ચમડી પર દારૂકા ડાઘ પડે એતી ચમડી બી કટવા દેણી ચઇએ એસા માનતે હેં!" મીયાં મમદુએ દારૂ વિરુદ્ધ પોતાનો મત જાહેર કર્યો.

"મીયાં સાબ, એતલી બધી સેખી સાના વધારેચ? પીથાંમાં તો સૌ કરતાં વધારે તમારી લાલ તોપીનું જ પરદરસન ભરાયચ?" બમનજી બોલ્યો.

"ઇસમેં ક્યા? ગામ હોય વાં ઢેડવાડા બી તો હોય જ ને!" મમદુમિયાં ઉવાચ.

"અરે! પણ એવી ધૂળ જેવી બાતમાં તમે શાના લબ્યા કરોચ? માસ્તર તમે ત્યારે આજના છાપામાંથી કાંય લડાઈના હમાચાર વાંચી હંભળાવો કે આ બધા ટાઢા પડે." કાકા બોલ્યા.

માસ્તરે છાપું વાંચવા માંડયું. "સુલેહનો હાથ પાછો ઠેલવાથી ધુંવાંપુંવાં થએલો હીટલર" "પશ્ચિમના મોરચે હીટલરની ધધુખર" "દસ લાખ માણુસોનો ભોગ દેવાની તૈયારી."

"મારો હાહરો એ હીટલર તે માણુહને પણ બકરાં હમજેચ કે હું રાજ્જા? દેવીને ભોગ ચઢાવવા બકરાંની પેઠે માણુસોનો ભોગ દેવા તૈયાર થયો છે. ને એનો ભોગ લેવાની કોઈની હિંમત ચાલતી નથી! બધાને બે હાથ છે ને હીટલરને તે હું બાર હાથ છે કે ના પહોંચાય રાજ્જા? અરજણીયા કરજણીયા તમે બધા તૈયાર થાઓ તો આપણે એ બીડું ઝડપવા તૈયાર છીએ! આખી દનીયેંમેં આપણું નોમ થશે રાજ્જા!" કાકા માસ્તરને છાપું વાંચતા અટકાવીને વચ્ચે ટપકી પડયા.

"ઈ બાપા આપની વાત તો હાવ હાચી સે; પણ 'તમારી હારે હું હીટલરને મારવા આવું પણ આંઈ મારાં ઘેટાં – બકરાં કોણુ સારવા જાય?' ઘેરવાળી તો કે'સે કે હેલી વખત વલાયત હુધી ઘોડી ગએલા; ઈ પરમાણે હવેથી મને પુયછા ગાયછા વના ગીયા તો 'લે તારી છાલી ને હું તો મારે ચાલી' કરી લાખવાની જો! તે તો કે'સે કે પહેલાં તો તમે છડા ઉતા તે ગમે તેમ હરાયા ઢોરની જેમ આથડયા કરતા; પણ હવે તો ત્રયણુ બાળકોના બાપા થયા સો કંઈ વચાર બચાર સે કે હાવ ડોબાંની હારે રહીને ડોબાં જેવા થઈ ગીયા! મારી ઘરવાળી પણ ઓલી ગાંધીજીની પરભાતફેરીવાળીયુંની પેઠયે હારી ભાષણુ કરવાવાળી સે! તો હવે તમે જ કહોનો કે તેને પુયછા વના ઉં હી રીતે તમારી હારે આવું?"

"મેર માળા, છેક જ વરહ વેચયાં કે? અયલા બૈરીથી ડરે તે હીટલર હામે હું ઘોળવાનો ઉતો? જા બાપા તારા જેવાનું અમારી હારે કામ

નંઈ! અમારી હારે નો કરજણીયા જેવા ભાયડા શોભે! મોટો ઉપાડે કડીયારી ડાંગ બતાવતો ઉતો ને કેમ હવે ટાઢ ચઢી ગઈ?" કાકા બોલ્યા.

"કાકા, એક વાર હું પણ દહ વાર તમારી હારે આવવા તૈયાર સું પણ હું કરૂં? દિવાળી ને ઈદ હારે આવીસે તે લુગડાં સીવવાના ઢગેઢગ ખડકાયા સે, વળી અધુરામાં પુરૂં ત્રયણ વરહે પરમેહરની કરપાથી અમારે ઘેર સીમંત આયવું સે તો ઈ શુભ ટાણે તમે જ કહોને હી રીતે અવાય? લોકો મને હાવ ગધેડો ના કહે કે બૈરીના સીમંતને ટાણે ભાઈસાહેબ હીટલર હારે લડવા ગીયાસે?" કરજણીયાએ ખુલાસો કર્યો.

"બેહ બેહ દીકરા! તેં દા'ડા નથી જોયા એટલાં મેં વરહ જોયાં છે. દીકરાઓનાં પોતીયાં ભાર નથી ઝીલતાં તેથી આવાં બ્હાનાં કાઢે છે! કેમ મમદુમીયાં તમારો હું વચાર છે? તમારા બાપદાદા તો દાતરડાથી વાઘને ચીરી નાખતા ઉતા એટલે તમે તો હીટલરથી હાના ડરો? આપણે તો જે મોઢેથી બોયલા તે ફરવાના નંઈ જો! માટે કોઈ નંઈ આવે તો આ ભાયડો એકલો જવાનો જો રાજ્જા!" કાકા બોલ્યા.

"કાકા તમારી બાત ખરી હે! અમારે બાપદાદાસે મેંબી ઉતરૂં વેસા નંઈ હું. મેંબી ધારૂં તો હજામતકે ઉસ્તરેસે શેરે બબરકા ગલા કાટ ડાલું! પણ યુરેપમેં પહોંચણાજ મુસીબતકા કામ હે ને? રસ્તે મેં વો બબરચીકા બેટા મુસોલીની અપણી આગબોટજ ડુબા દેવે તો? અપણે તો છોકરેજ રીઝલ જય ને? પણ કોઈકુ નંઈ ને તમોકુ એતી બધી ફિકર કાયકુ ચઈએ? કાજી દુબલે ચ્યોં? તો કે સારે ગાંવકી ફીકર સે!" મીયાં બોલ્યા.

"મીયાં તમે પણ ખાલી ખાલી મોઢેથી જ તડાકા મારી જાણો છો! અયલા એમાં પણ આપણા મલકનું નોંમ છે ને? કે ગોરાલોકુંના ભલભલા ભાયડાઓથી જે કાંમ ના બયનું તે આ ગુજરાતના પાટીદાર ભાયડાએ બનાવી દીધું રાજ્જા! મીયાં તમારા જેવા શેખચલી હું હમજે કે

ટેક ખાતર તો લોકોએ પોતાનાં મોટાં મોટાં રાજનાં રાજ તારાજ કરી દીધાં છે! માટે તમે કોઈ નંઈ આવો તો હું એકલો જઈશ રાજ્જા!"

"હુઉ ચાલો જીતવા જંગ ભૂંગળો વાગે;
યાહોમ કરીને પડા દુશ્મનો ભાગે!"

કાકાએ મક્કમતાથી કેડ બાંધતાં કહ્યું.

"પન કાકા, અત્યારથી કમર બાંધોચ તો દુ:ખી નંઈ જાય? એ તો કંઈ આપરા પહેલવાનો જેવી લરાઈ જોઈ કે સામસામે આવે? એ તો બા બૉમ્બ ગોલાની લરાઈ! એ તો સંતાકુકરીની રમન જેવી! તમે તીયાં જાઓચ તો ખરા પન હીતલર જોવામાં જ નંઈ આવે તો સું કરસો?" બમનજી બોલ્યો.

"અયલા પણ તેનું ઘરબાર તો ઓહે ને? તેના ઘેર જઈને લડવા માટે હાથ ઝાલીને ઉઠાડીશ રાજ્જા!" કાકાએ વધુ મક્કમતા બતાવી.

"ભલે કાકા તમે જર્મનીમાં હીટલર હારે લડવા જાઓ; તો થોડા જર્મન અસ્તરા પણ પાછા વળતી વેળા લેતા આવવાનું ભૂલી ન જતા! ભલા તમારી યાદગીરી રહેશે." હીરીયા હજામે મુદ્દાની વાત કહી.

"અને બાપા જો હીટલર તમારાથી હારી જાય; તો કરાર કરાવી લેજો કે હવેથી આપણા મલકમાં 'જરમલ'નાં વાહણો ન મોકલાવે. એ 'જરમલ'નાં વાહણોએ જ અમારાં હાલ્લાં ઠીકરાંના વહેપારને ખોરવી દીધોચ! માટે બાપા હારે હારે આટલું પરોપકારનું કાંમ પણ કરતા આવજો. ભગવાંન તમારું ભલું કરહે ને તમારા મહુરીયાના દીકરાને ઘેર ભગવાંન હાત દીકરા આલહે એવા આ ગરીબ પરજાપતના આહીરવાદ છે!" ઘોઘા કુંભારે પોતાનો હેતુ દર્શાવ્યો.
"ને મેરે કલ્લુકે લીયે છે આને વાલા બાજાબી લેતે આઈએ." મિયાં બોલ્યા.

એવામાં દૂરથી મથુરીયો દોડતો આવતો દેખાયો.

"બાપા, તમે તો આ બધા નવરાઓની હારે ઉજાણીની મોજ ઉડાવો છો ને જેને માટે ઉજાણી ઉડાવો છો તે પોયરાના પેટમાં તો એકાએક ચૂંક ચાલી છે!" કરસનકાકાનો મથુરીઓ બોલ્યો.

"તે અઈં હું મધ ખાવા દોડી આયવો? વૈદને બોલાવી લાવવો ઉતો ને!" કાકા બોલ્યા.

"વૈદથી કંઈ ના વયળું; ત્યારે અંઈ હુધી આવવાની ઝખ મારીને? નંઈ તો મને હું હડખાયે કુતરે કયડોચ કે તમારી પોંહે દોડી આવું?" મથુરીયો બોલ્યો.

"જા તારે ઘોડો તૈયાર કર કે હેરમાંથી કોઈ દાકતરને હાંકી લાવું!" કાકા મથુરીયાના પોયરાને માટે ડૉક્ટર લેવા ઘોડે ચઢીને ગયા, અને નસીબ સંજોગે હીટલર તેમના હાથથી હાલને માટે તો ઉગરી ગયો!

# વત્સલા હરણ !!!

[ જ્યારે જ્યારે જગતમાં અધર્મ પ્રવર્તે છે ત્યારે પરમેશ્વર અવતાર ધારણ કરીને સ્વર્ગમાંથી ધરણી પર ધસી આવે છે ! આ હડહડતા કલિયુગમાં હવે અધર્મ કેટલો પ્રવર્તી રહ્યો છે; તે તો રાત્રે સર્ચલાઈટની અને દિવસે દૂરબીનની મદદ વગર પણ જોઈ શકાય એમ છે. પુરાણનાં પાત્રોને વીસમી સદીના રંગમાં ચિતરવાનું મને ઠીક ફાવી ગયું છે, અને એ તો તમે પણ માનતાજ હશો કે શ્રીકૃષ્ણ (વિષ્ણુ ભગવાન) આજે પૃથ્વી પર પધારે તો તેમના મસ્તકે મંદીલને બદલે હૅટ ધારણ કરેલી હોય, અને ગરૂડને બદલે ઍરોપ્લેનમાં ઉડીને આવે. ધારો કે આવી ગયા, અને મહાભારતના સમયમાં એમને જે વેષ ભજવવો પડેલો તેજ વેષ આજે ભજવવાનો હોય; તો કેવો દેખાવ લાગે તે તમારી આંખો આગળ રજુ કરૂં છું. એટલે કે ભૂતનાં પાત્રોને વર્તમાનમાં ફીટ કરૂં છું. –લેખક]

આજના ખેલ નહિ પણ લેખમાં આવતાં પાત્રો તમને ઇંટ્રોડયુસ કરાવી દઉં છું.

**શ્રીકૃષ્ણ:**–વિષ્ણુ ભગવાન તે લક્ષ્મીના તેમજ રાધા, રૂક્મિણી, સત્યભામા ઈ. ઈ.ના પતિ અને એક પુરા પોલીટીશીયન તે હીઝ મેજેસ્ટી ધી કીંગ ઑફ ઓખામંડળ.

**બળભદ્ર:**–તેમના વડિલ બંધુ, હળવડે જમીન ખેડવાને બદલે રાતદિવસ પોતાના ખભે ઉંચકીને ફરનાર ! ગામાના ઉસ્તાદ. એક શ્વાસમાં હજાર દંડ પીલનાર મહાન પહેલવાન અને વત્સલાના પિતા. [ અમદાવાદના ભદ્ર સાથે આ બળભદ્રને કંઈ સંબંધ નથી ! ]

**વત્સલા:**–બળભદ્રની એકની એક લાડકી પુત્રી, જે મેટ્રીક પાસ હોઈ ટેનીસમાં ચાંદ મેળવી ચૂકેલ છે.

**સુભદ્રા:**–શ્રીકૃષ્ણનાં ભગિની. જેમનું હરણ અર્જુને કર્યું હતું; તે અભિમન્યુની જનુની, અને એક કેળવાએલાં સુધારક બાનુ. હસ્તિનાપુર વનિતા વિશ્રામનાં ઓ. સેક્રેટરી.

**અભિમન્યુ:**–અર્જુન પુત્ર, સ્કાઉટવીર, વત્સલાના હાથનો ૧ લો ઉમેદવાર કે જે ઈન્ટર પાસ હોઈ ગોફણ મારવામાં એક્ષપર્ટ છે.

**ઘટોત્કચ્છ:**–ભીમ પુત્ર. મહાન સેન્ડો. જે હેડંબા જેવાં મહાકાય જનેતાને પેટે અવતરેલું એક રત્ન કે જે સવારના નાસ્તામાં એક ગ્રુસ કેળાંનો ઘાણ વાળી શકે છે! જગતભરના લાડુ ખાનારાઓમાં ચેમ્પીયનશીપ લઈ જનાર આસામી!

**હેડંબા:**–ઘટોત્કચ્છની મા અને ભીમનું રાહોડી બૈરૂં.

**દુર્યોધન:**–ધનનો દુરૂપયોગ કરી, મનની મસ્તીમાં મસ્ગુલ રહેનાર કૌરવ ટીમના કેપ્ટન અને મહાન બેવડાબાજ, નરેશ ઑફ ધી હસ્તિનાપુર.

**શકુની:**–દુર્યોધનના મામા તે માસ્ટર ઑફ બ્રાન્ડી, વીસ્કી યાને વાવડી ચસ્કી!

**લક્ષ્મણ:**–જેની અક્કલનાં સ્ક્રુ જરાક ઢીલાં થઈ ગયાં છે, અને સુરતી ચાલુ ભાષામાં કહીએ તો જેની પાવલી પડી ગઈ છે; એવો દુર્યોધનનો પુત્ર. વત્સલાના હાથનો ૨ જો ઉમેદવાર.

આ ઉપરાંત બીજાં પાત્રોની ઓળખની જરૂર પડશે તો આગળ ઉપર જોઈ લઈશું. હવે ચાલો શરૂ કરીએ.

# પ્રવેશ ૧ લો.

## સુભદ્રાનું ભાડાનું મકાન.

[ સ્ટાર બેકરીમાંથી બે મણ પાઉં લુખ્ખાં ઝાપટીને ચાર્જ ન આપવા બદલ દુર્યોધનની કોરટમાં ભીમને બાર વરસ સુધી દેશપારની સજા થઈ છે, અને વિલાયતી કાપડની દુકાન પર ગેરકાયદેસર પીકેટીંગ કરવા બદલ અર્જુનને પણ બાર વરસની સજા થઈ છે. ત્યારે યુધિષ્ઠિરને સામ્યવાદની તરફેણમાં ભાષણ કરવા બદલ નજરકેદ કર્યા છે, તથા સહદેવ નકુલને ખપ કરતાં વધારે રોકડા રૂપીઆ ઘરમાં દાટી રાખવા બદલ હિંદરક્ષણ ધારા પ્રમાણે વગર સજાએ જેલમાં ગોંધ્યા છે, એમનું પાંડુમેન્શન જપ્ત થવાથી સુભદ્રાને પોતાના એકના એક પુત્ર અભિમન્યુ સાથે ભાડાના ઘરમાં રહેવું પડ્યું છે. ]

[ હાથમાં કાગળ છે, વાળ અસ્તવ્યસ્ત વિખેરાયલા છે, અને કપાળે ગુસ્સાથી કરચલીઓ પડી છે. ]

[ કાગળ વાંચીને ગુસ્સાથી બોલે છે. ]

સુભદ્રા—શું ભાઈ થઈને કસાઈનું કામ કરશે ? અમે ગરીબ થયાં એટલે અમારી માણસાઈ પણ જતી રહી? આ તે બળભદ્ર લખે છે કે કળિયુગ જાતે પોતાની ફાઉન્ટપેનથી લખે છે! ના ના, અક્ષરો તો બળભદ્રના જ છે. એના સિવાય આવું મંકોડા ફેશનનું લખાણ કોનું હોય? લખે છે કે "બ્હેન સુભદ્રા તમે હવે મુફલિસ થયાં છો એટલે અમારાં વે'વાણ થવાની લાયકી તમારામાં રહી નથી. મારી લાડકી વત્સલાને રોજ મોટરમાં ફરવા જોઈશે. રોજ નવી નવી સાડી, ઉંચી એડીવાળાં ફક્કડ બુટ, પફ, પાઉડર, સેંટ, લવંડર એ બધું તમારાથી નહિ જ પુરું થાય! ઘણા વિચારને અંતે મારી પુત્રીનું કિસ્મત સુધારવા અર્થે અભિમન્યુ સાથેનો લગ્નસંબંધ તોડી દુર્યોધનના પુત્ર લક્ષ્મણ સાથે જોડવાનો નિરધાર કર્યો છે. તમે કોઈ ગરીબની કન્યા શોધી કાઢીને અભિમન્યુને પરણાવી દેશો તોજ ઠીક

થશે. પૈસાદારનું છોરું ગરીબોના ઘરમાં તો દુઃખી જ થાય, અને એક વિચારવંત પિતા તરીકે મારી સુધરેલી પુત્રીને હું દુઃખના દરિયામાં કેમ હડસેલી દઉં? આઈ એમ વેરી સૅારી! હું દિલગીર છું કે એમ કર્યા વગર મારો છૂટકો જ ન હતો. મારી કેળવણી અને મારો સામાજીક મોભ્ભો મને એમ કરવાની ફરજ પાડે છે. માટે મને માફ કરશો. સ્ત્રીઓનાં દિલ ઘણાં નરમ હોય છે, એટલે આશા છે કે બ્હેન સુભદ્રા આ ભાઈને માફી આપશે જ. ભાણા અભિમન્યુના અભ્યાસમાં વાંધો ન આવે. આજકાલ તો ભણેલાઓની જ કોરટ કચેરીઓમાં કદર થાય છે. સર્ટીફિકેટ મેળવ્યા વગર તો કોઈ પટા-વાળાની નોકરીયે આપતું નથી. ભાણાને સ્કૅાલરશીપ અપાવવા માટે બૅામ્બે તરફ તજવીજ કરી, પણ જ્યાં સઘળેજ મંદી હોય; ત્યાં કોણ સાંભળે? આ સાથે મનીઓર્ડરથી રૂપીઆ સવાસો મોકલ્યા છે, તેમાંથી ભાણાને બુક્સ વગેરે લઈ આપશો અને વધે તેમાંથી બે જોડ સૂટ સિવરાવી લેશો. થોડું લખ્યું ઘણું કરીને વાંચજો.

લી૦ આપના બંધુ

બલરામના વંદેમાતરમ્”

[ મનીઓર્ડર રિફ્યુઝ કરે છે. ]

“લ્યો, ભાઈ તો આમ લખે છે અને વત્સલા તથા અભિમન્યુ તો એક બીજા સાથે લગ્ન કરવાનાં સ્વપ્નાં સેવે છે! બસ નહિ જ બને! એવું અપકૃત્ય નહિ જ બને! મારી વહુને એ કૌરવો લઈ જાય? હું પણ ગાંડિવધારી અર્જુનની પત્નિ છું! વીરઅભિમન્યુની જનેતા છું. ભાઈ સાથે સત્યાગ્રહ કરીશ. મારો ભોગ દઈને પણ...” [ એટલામાં કૅાલેજમાંથી ભણીને અભિમન્યુ આવે છે. માતાના છેલ્લા વાક્યથી ઉશ્કેરાઈને ટેબલ પર ચોપડાં પટકી ચશ્માંને નાકેથી કપાળ પર ચઢાવી માતાની પાસે દોડી આવે છે. ]

**અભિમન્યુ**—અભિમન્યુ જેવો સ્કાઉટવીર તારી સેવામાં હાજર છે, પછી મારી વ્હાલી માતા! તારે ભોગ દેવાની શી જરૂર પડી?

**સુભદ્રા**-બેટા! આપણું કિસ્મત ફુટયું! લે વાંચ, આ તારા મામાનો કાગળ! [અભિમન્યુ કાગળને વાંચીને ફાડી નાખીને પગ તળે રગદોળી ગુસ્સાથી બોલે છે.]

**અભિમન્યુ**—ઓ! દંભી મામા! શું હું ગરીબ થયો એટલે નાલાયક? તવંરોજ લાયક ગણાય? હું જોઉં છું કે મારી વત્સલાને કોણ લઈ જાય છે? અને એ લક્ષ્મણીયો ગાંગો! કાલે મારા હાથનો બૉલ વાગવાથી તો હૉસ્પીટલમાં પડયો છે! એવા કાયર સાથે વત્સલાનાં લગ્ન? નહિંજ બને! જ્યાં સુધી અભિમન્યુ જીવતો છે; ત્યાં સુધી નહિંજ બને! બસ હું મ્હારી વ્હાલી તલવારના અરે! ભૂલ્યો ડાંગના સોગન ખાઈને કહું છું કે (હથિઆરબંધીનો કાયદો હોવાથી તલવારને બદલે ડાંગ રાખી છે, કારણ કે અભિમન્યુ સ્કાઉટ વીર છે!) જ્યાં સુધી આ પૃથ્વી પર મારી ટાંગ છે, અને આ હાથમાં ડાંગ છે, ત્યાં સુધી કોઈની પણ તાકાત નથી કે તે મ્હારી વત્સલાની સામું ભાળી શકે!

**"પરવા નહિ જો આજ જમાના ખિલાફ હય;**
**લાઠી ઐસી ચલાઉં કે ઠીકરે હી સાફ હય!"**



## પ્રવેશ ૨ જો

### હેડંબા વન

[મોટર સાઈકલ ઉપર સ્કાઉટવીર અભિમન્યુ સાઈડની ખુરસીમાં પોતાની માતા સુભદ્રાને લઈને પૂરપાટ આગળ વધ્યો જાય છે. પાંચ સાત માઈલનો રસ્તો કાપતાં એકાએક પંચર પડે છે.]

સુભદ્રા—[પરમેશ્વરની પ્રાર્થના કરે છે અને અભિમન્યુ સીગરેટ પીતાં પીતાં માથું ખંજવાળી વિચાર કરે છે કે, હવે પંચર કેમ સાંધવું?]

[ લલિત છંદ ]

"અરર! હાય ઓ, વિશ્વનાથજી
મહાવન વિષે શી કરી ગતી?
પંચર છે પડ્યું, ને સોલ્યુશન નથી
તેથી મારી અહીં મુંઝાય છે મતી!"

[અભિમન્યુ વિચારમાં પડે છે, કારણ કે પંચર સાંધવાનું સાધન લેવા જતાં ખાસા બે ત્રણ કલાક લાગે, કારણ કે શહેર ત્યાંથી દૂર હતું. જેથી માતાને જંગલમાં એકલાં મૂકીને પણ કેમ જવાય? વિચારમાં ને વિચારમાં ઘણો સમય વહી જાય છે. ભૂખ પણ લાગી હતી. થોડાં બિસ્કુટ સાથે લીધેલાં તે પણ ખલાસ થાય છે, તેથી ભૂખનું નિવારણ કરવા પાસે કોઠીનું ઝાડ હતું તે પર પત્થર મારીને કોઠું પાડીને ખાય છે. એટલામાં હાથમાં ગોફણ હલાવતો એક મલ્લ જેવો માણસ દોડી આવે છે અને અભિમન્યુને ધમકાવે છે.]

મલ્લ—અલ્યા તું કુંણ સે? ને ઓંય આવીને મારી રઝા વગર ઈ કોઠું ચ્યમ તોઈડું?

અભિમન્યુ—[પેલા માણસને કોઈ ભીલ સમજીને] લે હવે જા તોડ્યું! તારાથી થાય તે કરી લે!

મલ્લ—એમ કે? મારૂં હાળું છે તો બકરી જેવું ને આખબાની હામું થાયચ ચ્યમ! કંઈ ભાંગ બાંગ પીધીય કે હું?

અભિમન્યુ—જા હવે એ બધાં ટાયલાં છોડીને તું તારૂં કામ કરને!

મલ્લ–પણુ મારા વનમાં મને પૂચ્છા વગર ઈ કોઠું ચ્યમ તોઈડું ?

અભિમન્યુ–[ મશ્કરીમાં હસતાં હસતાં, ] ચ્યમ તે ભૂખ લાગી ત્યમ !

મલ્લ–તો ઈનો દંડ ભરવો પડહે !

અભિમન્યુ–દંડ લેવાવાળા તો મરી ગયા ! [ વાત આગળ વધી અને બોલાબોલીમાંથી ઝપાઝપીમાં સીન ટ્રાન્સફર થયો. મલ્લે એક જોરથી થપ્પડ મારી તેથી અભિમન્યુ ચક્કર ખાઈને ભોંય પડયો. સુભદ્રા દોડી આવી અને અભિમન્યુને ખોળામાં લઈને રોવા લાગી. ]

સુભદ્રા–[ રડતાં રડતાં ] બેટા ! તું તો રિસાઈને ગયો ને મને કોને આસરે મૂકી ગયો રે ! ઓ દિકરા રે ! હવે હું તારા પિતાને શું જવાબ આપીશ રે ? અને તારો કાકો ભીમ તો આ વાત સાંભળતાં શું નું શું કરી નાંખશે રે ! [ એટલામાં પેલો મલ્લ સુભદ્રાની પાસે આવ્યો અને બોલ્યો. ]

મલ્લ-ઈ તમે ભીમનું નામ લીધું તે કુણુ ? પાંચ પાંડવમાંનો ભીમને ?

સુભદ્રા—હા ! બાપા હા ! તેં તો મારૂં સત્યાનાશ વાળ્યું રે ! મુઆ સાંઢ તારૂં કાણું થાય રે !

મલ્લ—ઓ મારા બાપ રે ! મારાથી ભૂલ થઈ ગઈ રે ! ભીમ તો મારો બાપ થાય રે ! ને તમે કુણુ છો રે ? [ રડવા જેવો થઈ જાય છે. ]

સુભદ્રા—હું અર્જુનની પત્નિ સુભદ્રા અને આ મારો કુળદિપક અભિમન્યુ !

મલ્લ—હેં...એં ! હું ત્યારે તમે મારી કાકીજી ને આ તો મારો ભઈ થાય ? મારી માએ ઈ બધું કે'યલું ખરૂં. કાકીજી ભૂલ થઈ ગઈ

ગનેગાર છું, અ'વે અમારૂં હું થડે રે? મારા ભઈને મેં કાળમૂખાએ મારી નેયખોરે! [ભોંયમાં માથું અફાળે છે–કોઈ સાંઢ ભોંયમાં માથું અફાળી પુષ્કળ ધૂળ ઉરાડે એવો દેખાવ થાય છે.]

**સુભદ્રા**—પણુ તું છે કોણુ?

**મલ્લ**—ચ્યમ વળી હું ભીમનો છોકરો ઘટોરગચ્છ! પણુ કાકી રાખો, અમારૂં છાપરૂં કંઈ દૂર નથી. ઉં મારી માને તેડી લાવું ને તે દિ ઓયસો વલાયતવારો દાક્તર કાંઈ ટંચર ઓયડમ (ટીંચર આયોડીન)ની દવા દેઈ ગેયસો. તેણે કે'યલું કે વાગે તેવારે ઈ ચોપડવાથી હારૂં થઈ જહે [એટલું કહીને દોડયો ને થોડીવારમાં પોતાની માતા હેડંબા તથા આયોડીનની બાટલી લઈ આવ્યો.]

**હેડંબા**—બો'ન, મારા દિકરાથી ભૂલ થઈ ગઈ! પરમેહર તમારા દિકરાને હારો કરી દેહે!

[અભિમન્યુને તપાસીને] દીકરા, ઘટોરગચ્છ જાતો ઓયલું કોલણનું મૅાટર (કોલન વૅાટર) તું અસ્પતાલમોંથી ચોરી લાવેસો ઈ લઈ આવતો! [સુભદ્રા પ્રત્યે] બો'ન, ગભરાંકો નંઈ, અબઘડી હારૂં થઈ જહે [તમાચો લાગેલા ગાલે અભિમન્યુને આયોડીન લગાડે છે. એટલામાં ઘટોત્કચ્છ કોલન વૅાટર લઈને આવે છે, અને ગોઢા પર છાંટે છે; જેથી થોડીવારમાં અભિમન્યુ આંખો ઉઘાડે છે અને ઘટોત્કચ્છ તરફ તિરસ્કારની નજરે જુવે છે.]

**અભિમન્યુ**—દૂર હો! દૂર હો! ઓ નર રાક્ષસ! મુજ થકી દૂર હો!

**ઘટોત્કચ્છ**—ભઈલા! મારી ભૂલ થઈ રે ભૂલ થઈ! લે એકને બદલે હો તમાચા મારી લે! [સુભદ્રા અભિમન્યુને ઘટોત્કચ્છ તથા હેડંબા કોણુ છે તે સમજાવે છે એટલે બંને ભાઈ ભેટે છે, પછી સૌ

કારણથી વનમાં આવવાનું થયું તે પૂછતાં સુભદ્રા બધી અથઈતિ કહી સંભળાવે છે.]

**ઘટે૦૧કચ્છ**—અરે! કુણ છે મારો બેટો આ મારા ભાઈની બૈરીને પયણી જનાર? ઈ કોરવો ફોરવોના હું ભાર છે? આવ ભઈલા, મારે ખભે બેહી જા, ને હાલ દ્વારકે જઈએ! ને કાકી તમે તારે મારી મા પોંહે મઝા કરો! આ હમઝી લ્યો કે થોડા દા'ડામાં તમારી વહુને લઈને તમારી પોંહે હાજર કરી દોઉં! ને નાં લાવું તો આ મારી જણુતી લાજે! [બસ તેજ વખતે ઘટોત્કચ્છ અભિમન્યુને ખભે બેસાડીને દોડવા લાગ્યો. રસ્તામાં એક ગામ આવ્યું. તેના ડબામાં પુરેલા બે ઘોડા છોડી લઈને બંને ઘોડા પર વગર જીને સ્વાર થઈને આગળ ધપ્યા. સુભદ્રા હેડંબા સાથે તેના આવાસે ગઈ.]



## પ્રવેશ ૩ જો.

### દુર્યોધનનું દિવાનખાનું.

**દુર્યોધન**—[હાથમાં બેવડાના શીશા સહિત પ્રવેશ કરે છે] એ.....પણ પરમેશ્વરની મોટી મહેરબાની છે કે મને.....રાજા બનાવ્યો; નહિતર આ બેવડાના પૈસા શી રીતે પુરા થાત? મારી ઘરવાળી મોટી ધરમનું પૂછડું બની ગઈ છે, રાં...રોજ મને રોકે છે કે "દારુ પીવાથી ખરાબી થાય છે? દારુ તો મવાલીઓ પીએ!" હું એની દલીલોના ભુક્કેભુક્કા કરી દઉં છું કે મવાલીઓ પાસે તો પૈસા જ ન હોય પછી શી રીતે પીએ? મદિરા અને મોહિનીઓના ભોક્તાઓ તો અમે રાજવંશીઓજ છીએ! અમે અવનિમાં ન અવતર્યા હોત તો ઓલી, કંચનીઓના ભાવ કોણુ પૂછત? અરે! અમારા ખાસ મિત્ર કાસ્મીરના રાજા હરિસંગભાએ વિલાયતમાં કોઈ રૂપાળા બૈરાને પીસ્તાળીસ લાખ રૂપીઆ આપી દીધા, અને અમારા

લંગોટીયા ભાઈબંધ ઈંદોરવાળા તુકાજીએ તો એક કામીની ઉપર રાજનું રાજ કુરબાન કરી દીધું હતું: તો પછી અમે જરા રંગરાગ કરીએ તેમાં શું થયું? હેં......એં?

**શકુની**—[હસતાં હસતાં પ્રવેશ કરે છે.] અરે! ભાણાભાઈ, તમે રાજાઓ રંગરાગ નહિ કરો તો કોણ ઢેડ ચમાર કરશે? બૈરાં-કૈરાંનું માનવું નહિ! ખરા બહાદૂરો બૈરાંનું માને જ નહિ. કારણ કે બૈરાંની બુદ્ધિ પાનીએ હોય છે! ભાણા! જાણે ઈ તો બધું ઠીક, પણ ઓયલા ધોળી ટોપીવાળાઓએ તો પીકેટીંગ કરી કરીને પીઠાંબીઠાં બંધ કરાવી દીધાં છે, માટે કબાટમાં વીસ્કીબીસ્કી હોય તો કાઢ જરા-એકાદ ગ્લાસ ચઢાવીને દેવદર્શને જઈ આવું.

**દુર્યોધન**—મામા, તમારૂં પણ છેક જ કાતરયુ ગૅપ થયું છે કે શું? મંદિરમાં તે પીધેલી હાલતમાં જવાય?

**શકુની**—ભાણા, તારા કરતાં અમે કંઈ ચાર ચોમાસાં વધારે જોયાં હશે! ભાઈ, તને ખબર છે કે એ તેજ શંકર મહાદેવ છે કે જેમને ઘડીવાર પણ ભાંગ વગર ચાલતું નો'તું. અરે! બિચારી ગંગા અને પાર્વતી ઈ બંને ભગવાનણોને ભાંગ ઘૂંટી ઘૂંટીને હાથે આંટણો પડી ગઈ હતી! ભાંગ કે વીસ્કી ગમે તે પીયો પણ નિશો તો ચઢે જ છે ને? મારા દીકરા બામણાઓ, ને ઓયલા મુંબઈના છાપાં-વાળાઓને કંઈ કામ નથી તે બસ દારૂની વિરૂદ્ધ લખાણો કર્યા કરે છે. પણ એ અક્કલના ઓથમીરોને ઈતિહાસનું જરા પણ ભાન નથી કે અસલના સો ટચના આર્યો પણ સોમ નામના છોડવાનો રસ પીતા હતા!

**દુર્યોધન**—અને તેજ આપણા પૂર્વજોનું અનુકરણ કરીને હું મહુડાંનો રસ પણ પીઊં છું ને?

**શકુની**—અને તારા જેવા બુદ્ધિવાન ભાણુની અક્કલનું અનુકરણ કરીને હું દ્રાક્ષનો રસ પીઉં છું! [એટલામાં એક હાથે (પટો તૂટી જવાથી) પાટલુનને પકડીને દોડતો ને હાંફતો લક્ષ્મણ પ્રવેશ કરે છે અને હાથમાંનો તાર પોતાના બાપાને બતાવે છે.]

**લક્ષ્મણ**—બાપાજી, જુવો દ્વારકા નામે પહાડ પરથી બળરામ નામના કોઈ જોગીએ આ તાર તમારા નામનો મોકલ્યો છે!

**શકુની**—મેર ડોબા! પાંચ ચોપડાં અંગ્રેજી ભણ્યો પણ એટલી યે સમજ નથી કે દ્વારકાં કોઈ પહાડ નથી। પણ શહેર છે, અને બળરામ કોઈ જોગી નથી પણ દ્વારકાનરેશ ઓયલા કરસણીયાના મોટાભાઈ થાય!

**લક્ષ્મણ**—આઈ સી! એમ છે કે? પણ હાણું ભૂગોળમાં એવું કંઈ વાંચવામાં આવ્યું નથી!

**દુર્યોધન**—તે હવે એ તારી ભૂંગળને ભવૈયાઓને હવાલે કરી તાર વાંચી કાઢ! જો પાછું કંઈ દાણચોરી કરીને નાસી ગએલા ગુન્હેગારોને પાછા હવાલે કરવાનું લફરૂં ન હોય?

**લક્ષ્મણ**—[તારમાં થોડુંક આડુંઅવળું જોઈ બોચી ખંજવાળતાં] પિતાજી, કંઈ સમજાતું નથી! મારા દીકરા આય તારમાસ્તરો પણ લીંટાજ તાણે છે કે લખે છે?

**શકુની**—લ્યો, યુવરાજ બોલ્યા! મારા વ્હાલાને વાંચતાં નથી આવડતું; ત્યારે બ્હાનાં કાઢે છે? લે જા હવે ટળ! ઓલી ટાઈપીસ્ટ ગર્લને અહિં મોકલ! તારા કરતાં તો એ છોકરી સારી!

**લક્ષ્મણ**—હા, હા! અમે તો જાણીએ જ છીએ ને કે જે હોય તે સ્રીઓની જ તરફેણ કરે છે! મોટા મોટા જડજો બૈરાંની

ફેવરમાં કેસના ચુકાદા આપે છે, તો પછી મામાજી જેવા સર્જન બૈરાંની તરફદારી કરે એમાં શી નવાઈ?

દુર્યોધન—લે, જા. હવે તારૂં લેકચર પછી કર! તે દિ ગવર્નર સાહેબ સાથે વાત કરતાં તો બોબડી બે થઈ ગઈ હતી!

લક્ષ્મણ—મોટા માણસોની પાસે ઝાઝું બોલવું તે વિવેકી માણસનું કામ નથી એવું અમારા નીતિશાસ્ત્રના પ્રોફેસરસાહેબે શીખવ્યું છે.

શકુની—એ બધી ટક ટક પછી કરજે. [લક્ષ્મણ સામેના કંપાઉન્ડમાં ટાઈપીસ્ટ ગર્લને બોલાવવા પોતે ન જતાં બહારથી પટાવાળાને મોકલે છે. થોડી વારમાં ટાઈપીસ્ટ ગર્લ આવીને તાર વાંચે છે જેનો ગુજરાતી તરજુમો વાંચકોની સવડ ખાતર અહીં આપવામાં આવે છે.]

"હીઝ મેજેસ્ટી ધી-કીંગ ઑફ હસ્તિનાપુર! આપ આ સમાચાર વાંચીને ઘણા ખુશી જ થશો કે મારી લાડકી પુત્રી વત્સલાનું મૅરેજ આપના હોંશિયાર સુપુત્ર લક્ષ્મણ સાથે નક્કી કરવાનો ઇરાદો રાખું છું-બ્રાહ્મણની મારફતે મૅરેજ નક્કી કરવાનો જુનો રિવાજ હું તોડવા માગું છું અને આશા રાખું છું કે મારા ને તમારા મોભા પ્રમાણે ખૂબ ઠાઠમાઠથી જાન લઈ વળતી ટપાલે પધારશો. તારના જવાબની પણ હું રાહ જોઈશ નહિ. જાનમાં મોટા મોટા અમલદારો, ખિતાબધારીઓ વગેરેને ખાસ લાવશો. એકાદ ફ્રેંડલી મેચ પણ સાથે સાથે રમી લઈશું. માટે સારા ક્રીકેટરોને પણ નોતરી લાવશો. ઘણા દિવસ થયાં તમારી સાથે રમ્યો નથી! વત્સલાને ટેનીસનો ખાસ શોખ છે માટે આપના મહેલમાં કોઈ સ્ત્રી ટેનીસ ન જાણતી હોય તો બીજાં બજારનાં સુધરેલાં બાનુઓને પણ લેતા આવશો, કારણ કે એથી વત્સલા ઘણી ખુશી થશે. આપના જૉલી મામા શકુનીને તો

લાવવાનું ભૂલશો જ નહિ. રવિવારની પ્રભાતે તમારી સ્પેશીયલ દ્વારિકાના પ્લેટફૉર્મ પર આવવી જ જોઈએ ! એ જ.

લી૦ આપનો હિતચિંતક,

**બળરામ.**

તે દ્વારિકાનરેશના વડિલ બંધુ ”

**શકુની**—વધાઈ ! વધાઈ ! દીકરા તારૂં તો નસીબ ખૂલી ગયું !

**દુર્યોધન**—ધનભાગ્ય આપણાં કે દુશ્મનની ભત્રીજી આપણા ઘરમાં આવે છે. હવે કૃષ્ણનું નાક કપાશે !

**શકુની**—અરે ! કોઈ છે કે ? [અંદરથી ભાનુમતી પ્રવેશ કરે છે.]

**ભાનુમતી**—શું છે, મામાજી ?

**શકુની**—શું તે વધાઈ ! વધાઈ ! આખા શહેરમાં સાકર વહેંચાવો !

**ભાનુમતી**—શાની ? તમે અને આ તમારા ભાણેજે દારુ છોડયો તેની ખુશાલી ?

**દુર્યોધન**—દેવી ! તને તો જ્યાં હોય ત્યાં દારુ જ દેખાય છે ! અરે ! આપણા પુત્રનાં લગ્ન તારા ભગવાનના મોટાભાઈની દીકરી વત્સલા સાથે નક્કી થયાં !

**ભાનુમતી**—સાંભળ્યું છે કે તેનું લગ્ન તો અભિમન્યુ સાથે થવાનું હતું ને ?

**શકુની**—તે ભિખારડાને બળરામ જેવો આબરૂદાર માણસ કંઈ દીકરી પરણાવે કે ?

**ભાનુમતી**—તે બિચારા દુ:ખીઓને માટે આમ બોલવું આપને ન ઘટે ? ચાલો, ઠીક થયું. વત્સલા ઘણી ભણેલીગણેલી છોકરી છે, એમ સાંભળ્યું છે !

**શકુની**—ત્યારે તો તમારી ઉપર ખૂબ રોફ મારશે !

**દુર્યોધન**—એ બધી વાતો પડતી મૂકો. જાઓ મામા, આખા શહેરમાં સાકર વહેંચાવો અને મીસ સ્વીટી ! તમે સ્ટેશને જઈ કાલે સ્પેશીયલ દોડાવવાનો બંદોબસ્ત કરવાનું જમાદાર કલ્લુખાંને કહી દો. દેવી ! તમે સ્ત્રીઓમાં આમંત્રણો મોકલાવી તૈયારી કરો અને મગન મહેતાજી તમે પ્રેસ પર જઈ તાકીદે લગ્નપત્રિકાઓ છપાવી લાવો. [ બધાં પોતપોતાના કામે વળગ્યાં એટલે લક્ષ્મણરાવ આનંદમાં આવી એકદમ પોતાના કાકકંઠી મધુરા સૂરથી ગાવા અને ડેન્સ કરવા લાગ્યા. ]

**લક્ષ્મણ**—[ એકલો ભવિષ્યનાં સ્વપ્નમાં જોતો બોલે છે ] અહાહા ! વસ્લની રાત્રીએ તે પદ્મણી જ્યારે પધારશે અને મને કહેશે કે " **કહો મારા નયન સલુણા શ્યામ; તમને શું કહી બોલાવું ?** " ત્યારે હું કહીશ કે આપના મધુર મુખે જે કહેશો તે ચાલશે લોકો તો મને લક્ષ્મણ ( લક્ષ + મણ = લાખમણ ) કહે છે પણ તમે કોટીમણ ( કરોડમણ ) કે ચાહે તો ખરેખરૂં વજન અઢીમણ કહેશો તો તે પણ માન્ય રાખીશ ! તે મંદહાસ્ય કરીને મારી કોટે વળગી પડશે ને કહેશે કે :

" **મને ભોળીને ભરમાવી રે ! મા કેમ કરૂં ?** "

[ એમ બોલતાં બોલતાં બેધ્યાનપણે તેજ વખતે પાસે આવીને ઊભેલા શકુની મામાને ભેટી પડયો. ]

**શકુની**—અરે, મા'જા કપાતર ! અહીં કાં તારી ઘરવાળી છે તે આમ વાંદરચાળા કરે છે ?

**લક્ષ્મણ**—આઈ બેગ યોર પારડન ! મામાજી, ભૂલ થઈ ગઈ. નંઈ ભઈસાબ કોઈને ના કહેતા !

**શકુની**—અમે તો તારું ગાંડપણ નભાવી લઈશું; પણ ત્યાં કંઈ ભાંગરો ન વાટતો; નહિતર તારા કાકાસસરાને તો ઓળખે છે ને ?

**લક્ષ્મણ**—અરે! ના રે મામાજી, તમો મને શું એટલો નાદાન ધારો છો? સાસરામાં તો હું એટલો સીરીયસ થઈ જઈશ કે વીંછી કરડશે તો પણ જરા ઉંહ સરખું યે નહિ કરૂં!

**શકુની**—શાબાશ! દિકરા, જુરીમાં પધારેલા ગૃહસ્થો ગમે તેટલા વેવલા હોય છે; છતાં કોર્ટમાં કેવાં ગંભીર તોબરા જેવાં ડાચાં કરી બેસે છે; તેવો ગંભીર થઈને બેસજે!

**લક્ષ્મણ**—અરે! હાં રે હાં! વારે વારે શું શિખામણ આપો છો? લ્યો, હવે હું મારા ફ્રેન્ડસોમાં ખુશખબર આપી આવું.

[બંને જાય છે]



## પ્રવેશ ૪ થો.

### વત્સલાવિલામાં.

[હાથમાં 'ટાઇમ્સ ઑફ ઇંડીયા'નું છાપું છે અને શોકમાં નીચું મોઢું રાખીને વત્સલા બેઠી છે. તેની કંપેનીયન પાસે બેઠી છે.]

**કંપેનીયન**—ડીયર વત્સલા! હવે શોક કરવો વ્યર્થ છે?

**વત્સલા**—શું શોક કરવો વ્યર્થ છે? કલે સાંજ સુધી તો મને ખબર પણ ન હતી અને આ એકાએક ક્રાન્તિકારક ઘટના મારા મૅરેજના સંબંધમાં હું શી રીતે સહન કરૂં? મેં તો અત્યારે જ આ 'ટાઇમ્સ'માં મારો તથા આ મુઆ લક્ષ્મણીયાનો ફોટો જોયો ને નીચે વાંચ્યું ત્યારે જ જાણ્યું! ભલે! પિતાજી આજે એક ને કાલે બીજા ગમે તેની સાથે મારૂં મૅરેજ કરવાને તૈયાર થાય તેમાં મારે શું?

**કંપેનીયન**—પણ પિતાની આજ્ઞા વિરૂદ્ધનું વર્તન આર્ય સન્નારીને ન શોભે!

વત્સલા—"દીકરી અને ગાય દોરે ત્યાં જાય" એ માન્યતા તે અભણ સમયમાં હતી કે જ્યારે દીકરીઓ ગાયના જેવી અભણ-અજ્ઞ અને વાચા વગરની હતી ! હવે તે સમય વહી ગયો છે. મારા સંસારનો સાથી હું જ નક્કી કરી શકું ! હું મારું પોતાનું હિત સમજું એટલું માવતર ન સમજી શકે !

કંપેનીયન—પણ હવે તો છાપામાં છપાઈ ગયું છે, અને કાલે સવારે તો જાન પણ આવી જશે.

વત્સલા—જાન જાય જહન્નમમાં !!! મારે શું? બાળપણથી જેની સાથે ખેલ્યાં, કુદયાં, જેને વચન આપ્યું, તે હવે કેમ તોડાય? વળી ક્યાં અભિમન્યુ જેવો ચાલાક, બ્યુટીફુલ અને બહાદૂર પુરુષ અને ક્યાં આ મરકટ ?

કંપેનીયન—લખ્યા લેખ નવ ટળે !

વત્સલા—હું ટાળીશ ! કારણ કે નસીબ કોઈથી વંચાયું નથી અને કેવા લેખ લલાટે લખાયા હશે તે તું કે હું શી રીતે જાણી શકીએ ? [એટલામાં બળરામ પ્રવેશ કરે છે.]

બળરામ—કેમ બેટા ! શું વિચાર ચાલે છે ? આ છાપું વાંચીને તું પ્રસન્ન તો થઈ હશે જ ?

વત્સલા—હાજી, ઘણી ખૂશી થઈ છું. પણ મને દિલગીરી એટલી જ થાય છે કે આપે મને ભણાવીજ શા માટે કે આવા શુભ સમાચાર મારે વાંચવા પડયા ?

બળરામ—કેમ ?

**વત્સલા**—કેમ તે એજ કે જે ક્ષત્રિઓ પોતાના વચનની ખાતર જાન દેતા તેજ ક્ષત્રિઓ આજે વાણીયાઓની જેમ ફેરવી તોળે છે! આજે કંઈ બોલે છે ને કાલે કંઈ!

**બળરામ**—હા હું સમજ્યો, પણ તારા જ સુખની ખાતર, તારા જ વૈભવની ખાતર મારે આમ કરવું પડયું છે!

**વત્સલા**—એ સુખ, વૈભવ, ઐશ્વર્ય કે સત્તા ચૂલામાં જાઓ!

**બળરામ**—અરે! દિકરી આમ સુઅવસરે આવું ન બોલાય! મીસ ડૉલી, તમે એને શાંત પાડજો. હું એની માને મોકલાવું છું [બળરામ જાય છે, વત્સલા નિશ્વાસ નાખતી આંસુ સારે છે.]



## પ્રવેશ ૫.

### દ્વારકા-સત્યભામા સમર હાઉસમાં.

[ઘોડા અને તે પણ જીન વગરના હોવા છતાં ઘટોત્કચ્છને તો કશું ન થયું પણ અભિમન્યુને તો ઘણો જ થાક લાગ્યો તેથી પાટણ આવતાં ઘોડાઓને છોડી મૂકયા અને આંગળીએ એક સાધારણ અંગુઠી હતી તે વેચીને ટીકીટો લઈ ગાડીએ બેઠા અને જાન આવવાની હતી તેજ દિવસે આવી પહોંચ્યા. પાસે ફક્ત દોઢ આનો જ વધેલો હોવાથી હોટલમાં રહી શકાય એમ ન હતું તેથી ધર્મશાળામાં જ મુકામ કર્યો. જાનની સ્પેશીઅલને અકસ્માત થયો હતો તેથી ટ્રેન દસ કલાક લેઈટ હતી, જેથી બળરામ જાતે સ્પેશીઅલ ડાઈનીંગકાર દોડાવીને જાતે ખબર કાઢવા ગયા હતા. ઘટોત્કચ્છ તથા અભિમન્યુને પુષ્કળ ભૂખ લાગી હતી, પણ કરે શું? દોઢ આનાના મમરા તો ફક્ત

અડધો શેર આવ્યા પણ તે ઘટોત્કચ્છનો તો એક કોળીઓજ થઈ શકે એમ હોવાથી તેણે અભિમન્યુનેજ ખવરાવી પોતે મદદ માટે અભિમન્યુની ચિઠ્ઠી લઈને શ્રીકૃષ્ણને આપવા ઉપડ્યો. શોધખોળ કરતાં એ માઇલિ પગોને પછાડ્યા; ત્યારે રુકિમણી મેન્શનનો પત્તો લાગ્યો. ત્યાં ખબર કાઢતાં જણાવ્યું કે "કૃષ્ણમહારાજ, અભી આધા ઘંટા ગુજરે લક્ષ્મીજીકે પાસ લક્ષ્મી ભુવનમેં ડીનર લેને ગયે હૈં" આગળ વધીને લક્ષ્મી ભુવનમાં ખબર કાઢી તો જણાયું કે અથીંથી ફક્ત દસ મીનીટ પહેલાંજ રાધા પેલેસમાં ગયા છે. રાધા પેલેસમાં ગયો તો ત્યાં કોઈએ સીધો જવાબજ ન આપ્યો. કેટલાએ કાલાવાલાને અંતે એક પટાવાળાએ કહ્યું કે "સત્યભામા સમર હાઉસમાં અત્યારે ટેનીસ રમતા હશે." ઘટોત્કચ્છ અકળાઈ ગયો તોપણ હિંમત ધરીને આગળ વધ્યો અને પૂછતાં પૂછતાં સમર હાઉસના કંપાઉન્ડ પાસે આવી લાગ્યો. મ્હાર બે પહેરેગીરો હતા તેમને પૂછ્યું.]

"અયલા મા'રાજ અંદર છે કે? [પહેરેગીર ભૈયાઓ જરા એંટી ગયા.]

"તુજે મહારાજકી કયા ગરજ હય? જાવજી વોહ મંદરમેં મહારાજ બયઠે હોંગે!

"અરે! મંદિરના મહારાજનું મારે હું કોંમ છે? ઉ તો એમ પૂછુંચ કે આ ગોંમના રાજા પેલા કરસણ મહારાજ ઓંય આ બાગમોં છે કે?"

"હાંઆં, હય; મગર તેરે જેસેકા અંદર ગુઝર નહિ હોગા!"

"કેમ અયલા! કંઈ તારા બાપનું રાજ છે?" ઘટોત્કચ્છ તેમના પર તપ્યો.

"અબે ઓ ઉલ્લુકી દૂમ ! તુઝે માલુમ હય કે પાસ બયગર અંદર જાનેકા હુકમ નહિ હય ? દેખ વોર્ડ બોર્ડ પર કયા લિખ્ખા હય ?"

"અહીં કોણ ભણેલું છે તે !"

"ઈસ્મે લિખ્ખા હય કે "નો એડમીશન વીધાઉટ પરમીશન "યાને રજા બયગર આ નહિ સકતે"

"અરે ! જાને તારી રજાની એવી તેવી ! અહીંથી તંઈ ને તંઈથી અહીં દોડાદોડી કરીને થાકી ગયા અને તું વળી રોકનારો આયવો !" ઘટોત્કચ્છ અંદર પેસવાનો પ્રયત્ન કરે છે તેને પહેરેગીરો રોકે છે, તેથી એક એક હાથે બંનેને ગોથું ખવરાવીને અંદર દોડી જાય છે એટલે અંદરથી બીજો એક પહેરેગીર આવે છે. તેને પણ ગબડાવીને કૃષ્ણમહારાજ સત્યભામા સાથે ટેનીસ ખેલી રહ્યા છે; ત્યાં દોડી જાય છે. એની પાછળ ધૂળ ખંખેરીને પહેરેગીરો દોડતા દોડતા આવે છે અને મહારાજને ફરિઆદ કરે છે.

"મહારાજ, હમ સબકો ગિરા કર યેહ પાગલ ઈધર આયા હય !"

"અરે ! પાગલ તું ને તારો બાપ ! રાજા હરખા રાજા હોંમે ઉભાચ ને ગમે તેવું બોલેચ ? એ તો ઠીક છે કે તું અહીં મયલો ! જો કોઈ બીજી જગાએ આવું બોયલો હોત તો એક તમાચો મારીને તારા તયણ દાંત પાડી નાંખત !"

**કૃષ્ણમહારાજ**—[ઘટોત્કચ્છની વીરતા અને પહેરેગીરોની કાયરતા પર હાસ્ય કરતાં] અલ્યા, તમે ત્રણ જણ આ એકને ન પહોંચ્યા !

**ઘટોત્કચ્છ**—મા'રાજ, એ તો હું કાલનો ભૂયખો છું નહિ તો એવા તયણને બદલે તીહને ગબડાવી દઉં !

કૃષ્ણ—[ અટ્ટહાસ્ય કરીને, સત્યભામા પ્રત્યે ] ડીયર, જો તો ખરી કેવો બેપરવા બહાદૂર માણસ છે!

**સત્યભામા**—હશે, પણ એના આવવાથી આપણા રંગમાં ભંગ થયો! વગર રજાએ મારા કંપાઉન્ડમાં આવનારને સખત શિક્ષા થવી જોઈએ.

ઘટોત્કચ્છ—રાણીસાબ, ઓંમ ગુસ્સે હું થઈ જાઓચ? અમે તો તમારાં છોરૂ કેવઈયે. મા'રાજ પોંહે મારે કાંમ ઉતું ને વળી ભૂખથી છેક થાકી ગયેલો ઉતો ને આ તમારાં સપઈડાંએ મારી હાથે બાઝમબાઝ કરી તેથી મારે તેમને જરા હાથ દેખાડીને ઓંય આવવું પયડું. પણ હવે તો જરા કંઈ ખાવાનું હોય તો આપો અને પછી જે હજા કરવી હોય તે કરો!

કૃષ્ણ—તું કોણ છે?

ઘટોત્કચ્છ—ઈ પણ દેખાતું તથી? હું કોણ છું તે મોંણહ છું! કંઈ ઢોરબોર તો નથી?

કૃષ્ણ—તારૂં નામ શું? શા માટે મારી પાસે આવ્યો?

ઘટોત્કચ્છ—બાપલા, ઈ બધું પછી, પહેલાં ભૂખનું તો પતાવો! [ એટલામાં સત્યભામાના હુકમથી એક દાસી ચાહનો કપ તથા એક કૅક અને બે બિસ્કીટ લાવે છે ને ઘટોત્કચ્છના મોઢા સામું મૂકે છે. ઘટોત્કચ્છ એકે કોળીએ બે બિસ્કીટ ખાઈ જાય છે. બીજા કોળીએ કૅક ઓહીંયાં કરીને એક ઘુંટડામાં ચા' ખલાસ કરીને રાણી તરફ જોઈને હશે છે. ]

ઘટોત્કચ્છ—બસ આજ તમારૂં ખાવાનું કે? આટલા મોટા રાજાનાં રાંણીને તે આવાં ટુંકાં દિલનાં!! આ ઘઉંના પરપોટા તો

બહેં તયણુહેં ખઈ જાઉં ! ઓયલું રની મીઠાઈ જેવું તો આખો દા'ડો ચાયવાજ કરૂં ! ને આ ગોળના પોંણીમોંતે હું પીવું ઉતું ? એ દેગડા ગટગટાવી જાઉં !

**સત્યભામા**—આ તે મનુષ્ય છે કે રાક્ષસ ? [ કૃષ્ણમહારાજ તરફ હસીને તાળી લેતાં ] ડીયર, જુવો તો ખરા, એ બિસ્કીટને તો ધઉંના પરપોટા કહે છે ! ને આ ચાહ તે ગોળનું પાણી ? અજબ જંગલી માણુસ છે !

**ઘટોત્કચ્છ**—હા, બાપા હા ! અમે તો જંગલી પણ તમે સુધરેલાં, મેમાનને પેટ ભરીને ખવરાવવાને બદલે તેને મેણાંટાંણાં મારો છો ?

**કૃષ્ણ**—ભાઈ, ચાલ લે હું તારૂં પેટ પૂરેપૂરૂં ભરાય એવો બંદોબસ્ત કરૂં છું; પણ તે પહેલાં એ તો જણાવ કે તું કોણ છે ?

**ઘટોત્કચ્છ**—હું કુણ તે વળી તમારા મીંતર ભીમરાજનો હગ્ગો દીકરો ગટોરગછ !

**કૃષ્ણ**—અહો ! ઘટોત્કચ્છ તે તુંજ કે ? દિકરા તારી બહાદૂરીની વાત સાંભળેલી તે ખરી પડી. અરે ! કોઈ છે કે ? જાઓ બેત્રણ કંડીયા ફુટ આને માટે લાવો. [ નોકરો ફુટ લેવા દોડે છે અને ઘટોત્કચ્છ વિચારમાં પડે છે કે ગજ કે ફૂટનું હું કાંમ ઓહે ? કંઈ મારી ઉંચાઈપુંચાઈ માપવી ઓહે ? એટલામાં ફુટ આવે છે ને તે ઘટોત્કચ્છને અપાય છે. ]

**ઘટોત્કચ્છ**—મારૂં હાળું બઉબઉ તરેહનું છે ને ! મા'રાજ આવું આવું તમે નતદન ખાઓય કે ?

**કૃષ્ણ**—હા !

ઘટોત્કચ્છ—હાંઓ! તો તેથીજ તમે તાજા માજા ર'તા ગાજર જેવા લાગોચ?

કૃષ્ણ—લે, હવે ખાતાં ખાતાં વાત કર; કે તું શા માટે આવ્યો છે?

ઘટોત્કચ્છ—[ અભિમન્યુની શીખવેલી કવિતા યાદ કરીને બોલે છે.]

"લોકો કહે છે કૃષ્ણ કર્તા અકર્તા સાક્ષાત છે;
તો ધ્યાન દઈને સાંભળો આ અજાયબીની વાત છે!
ન્યાયી તમારા રાજ્યમાં ઈન્સાફની થઈ ઘાત છે;
શ્રીમંતનાં સન્માન ને ગરીબ ઉપર લાત છે!
ધક્કાગરીના ગરીબો ખાય ને શ્રીમંતજનને ભાત છે!
એક આંખે જુવે શું આવા જગતના તાત છે?"

કૃષ્ણ—પણ મારા રાજ્યમાં શું અન્યાય થયો તે તો કહે? અહીં તો રંક ને રાય સમાન છે.

ઘટોત્કચ્છ—એમ, એવું અન્સાફી તમારૂં રાજ છે? ત્યારે તમારા મોટાભાઈએ દિકરીનો વે'વા એક જગાએથી તોડીને બીજી જગાએ કયરો, બહેનનું ઘર તોડીને દુશ્મનોને દીકરી દીધી, એ અન્યા નૉં કેવાય?

કૃષ્ણ—તારૂં કહેવું ખરૂં છે. મારે અને વડિલબંધુને એ બાબત પર ચર્ચા પણ થઈ હતી. પણ આખરે હું શું કરૂં? માબાપનો પોતાના છોકરાં પર અખત્યાર છે. ચાહે ત્યાં પરણાવે, રાજાથી એવા કામમાં બળજબરી ન થઈ શકે!

ઘટોત્કચ્છ—ઈ તો ખરૂં, પણ કયના એ વરને પરણવાજ ખુશી નૉં હોય તો?

કૃષ્ણ—તો બે દિલ રાજી હોય તેમાં કાજી તરીકે ન્યાય ચૂકવવો એ મારૂં કામ. પણ ભલા અભિમન્યુ ક્યાં છે ?

ઘટોત્કચ્છ—બાપડાં બંને મા દિકરાં તમારી પોંહે ફરિયાદ કરવા ચાલીને આવતાં હતાં. રસ્તામાં સુભદરા કાકીના પગમાં કાંટો વાગ્યો તે વનમાં બેહી ગીયાં એટલામાં હું આવી ચડ્યો; તે તેમને મારા ઘરમાં મારી મા પોંહે મૂકીને અભિમાયનુંની ચિઠ્ઠી લઈને તમારી પોંહે દોડી આવ્યો છું !

કૃષ્ણ—લાવ ચિઠ્ઠી ક્યાં છે ? [ઘટોત્કચ્છ લંગોટમાં બાંધેલી ચિઠ્ઠી કાઢીને આપે છે. કૃષ્ણ વાંચે છે. ]

"વ્હાલા મામા સાહેબ !

શું લખું ? જગતનો આ ન્યાય નિહાળી આંખે અંધારાં આવે છે. બસ એક તમારી મદદની આશાએ હું આવ્યો છું. આપ દિનાનાથ કહેવાઓ છો; તો તે સાર્થક કરી બતાવો. ગરીબ બિચારી મારી મા તે એક વખતની તમારી લાડકી બ્હેન સુભદ્રાના આશિર્વાદ લેશો. ભાણેજની વહુને દુસ્મનો લઈ જાય એ આપ મુરબ્બીથી કેમ સહન થાય છે ? ખરેખર ! જગતનું ચક્ર ફરી ગયું છે કે મારી બુદ્ધિ ફરે છે ? "તું મારો આધાર દયાનીધિ તું મારો આધાર !" બસ, વત્સલાને લીધા વગર ન જવાની મારી પ્રતિજ્ઞા આપ પૂર્ણ કરાવશો એટલીજ આશા રાખતા આપના ભાણેજ. અભિમન્યુના જયશ્રીકૃષ્ણ."

તા. કઃ—

**ભલે રૂઠે જગત આખું તમે ના રૂઠશો મામા;**
**અને આ દીનની ખાતર થજો શ્રીમંતની સામા.**

[ વંચાઈ રહેતાં ]

કૃષ્ણ—ભલા માણસ તો તું કહેતોએ નથી કે અભિમન્યુ પણ સાથે છે ? તે ક્યાં છે ? બોલાવી લાવ.

**ઘટોત્કચ્છ**—કપડાં વગેરેનું ઠેકાણું ન હોવાથી ધર્મશાળામાં મુકામ કર્યો છે!

**સત્યભામા**—શું આપણા ભાણેજ અને તે ધર્મશાળામાં ઉતરે? જાઓ તેમને અહિં બોલાવી લાવો. [ કૃષ્ણમહારાજ ઘટોત્કચ્છને લઈને મોટરમાં ઉપડતાં પહેલાં સત્યભામાને કહેતા ગયા. ]

**કૃષ્ણ**—દેવી! તમે ઝટ જાઓ અને વત્સલાનો શો વિચાર છે તે જાણી લાવો! (બધાં જાય છે.)

[ ધર્મશાળામાંથી અભિમન્યુને સમજાવીને ઘેર લાવવાનો પ્રયત્ન શ્રીકૃષ્ણ કરે છે પણ વાત ચર્ચાય તો સારૂં પરિણામ ન આવે એ વિચારી અંતે રૉયલ હોટેલમાં મુકામ કરે છે. શૉપમાંથી ઘટોત્કચ્છ તથા અભિમન્યુ માટે તેમને મનપસંદ ડ્રેસો અપાવે છે, અને હરવા ફરવા માટે એક ટેક્ષી પણ ભાડે અપાવે છે. ]



## પ્રવેશ ૬ ઠ્ઠો.

### વત્સલાચિત્રશાળામાં.

[ માતા તથા સખીઓની અનેક સમજાવટ છતાં વત્સલા માનતી નથી. એવામાં ગામમાં જાન આવી જવાના સમાચાર બળરામ હરખાતે હૃદયે આપે છે, પણ તેથી વત્સલાના હૃદય પર ચિંતાનો ભાર વધે છે. સખીઓને સમજાવવાની સૂચના કરી માતપિતા ચાલ્યાં જાય છે એવામાં દિલની વાત જાણવા સત્યભામા પ્રવેશે છે. ]

**વત્સલા**—આવો કાકીજી, કંઈ ઘણા દિવસે આ ગરીબનું ઘર પાવન કર્યું!

**સત્યભામા**—દિકરી, તારા લગ્ન જેવા શુભ અવસરે પણ ન પધારીએ તો પછી ક્યારે પધારીએ?

**વત્સલા**—અરે! બળ્યો એ વર ને બળી એ જાન! આ લગ્ન નથી પણ મારા દેહનું બલિદાન લેવા માટે હોળી સળગાવી છે!

**સત્યભામા**—દિકરી! આ સુઅવસરે એવું અશુભ ન બોલાય!

**વત્સલા**—કાકીજી, હવે તો મારા અંકલને કહીને મારો ક ઉગારો. હું તો આ જન્મ અભિમન્યુ સિવાય બીજા કોઈને પરણવાની નથી મેં તેને મૅરેજ માટે પ્રૉમીસ આપ્યું છે. આજકાલના પુરુષો વચનની કિંમત સમજતા નથી, પણ સ્ત્રીઓ તો સમજે છે જ!

**સત્યભામા**—એમ છે? તો જરૂર મારાથી બનતી મદદ કરીશ. [પછી અભિમન્યુના આગમનના સમાચાર કાનમાં કહ્યા એટલે વત્સલા ઉમંગમાં કૂદી અને ઝડપથી ટાઈપ કરીને પોતાના પ્રિયતમ પર પત્ર પાડ્યો અને કાકીજીની સાથે મોકલાવ્યો. સત્યભામાએ કૃષ્ણ મારફતે રૉયલ હોટલમાં અભિમન્યુ પાસે મોકલ્યો.]

**અભિમન્યુ**—[પત્રને ચુંબન કરી વાંચે છે.]

**ઘટોત્કચ્છ**—કંઈ ગાંડો બોંડો તો નથી થીયો, ઓંમ કાગળને હું ચાટેચ?

**અભિમન્યુ**—અરે બંધુ! જરા સાંભળ તો ખરો વત્સલા શું લખે છે તે?

"વત્સલાવિલા, તા૦..............

"ડીયર અભિમન્યુ!

આપ આજે અહીં ન પધારત તો કાલના 'ક્રોનીકલ'માં જરૂર મારા આપઘાતની ખબર વાંચત! મારા દંભી પિતાએ મારી

પરવાનગી મેળવ્યા વગર લક્ષ્મણ જેવા કાયર સાથે મારાં લગ્નનું તૂત ઉભું કર્યું છે, પણ ડીયર હું તે શી રીતે કબૂલ કરૂં ? તારા વિયોગમાં એક એક મિનીટ હવે તો એક એક લીપ ઈયરની ગરજ સારે છે. કોઈપણ રીતે આજે રાત્રે આવ ને મારો ઉદ્ધાર કર; નહિ તો કૌરવોની જાળમાં ફસાઈ પડીશ. બસ એજ. લી૦ તારી સદાની

વત્સલા ”

ઘટોત્કચ્છ—ભઈલા, ચાલો ત્યારે કેડ બાંધીને તૈયાર થાઓ ! [ બ્હાંય ચઢાવે છે ]

અભિમન્યુ—અરે ! એમ તે કંઈ પારસલ ઉંચકી લાવવાનું છે તે બ્હાંય ચઢાવીને તૈયાર થાઓ છો ? એ તો બળરામ જેવા ઉગ્ર સ્વભાવના પિતાની પુત્રીનું હરણ કરવાનું છે કંઈ લાડવા ખાવાના નથી !

ઘટોત્કચ્છ—લે હવે, ચૂપ બેસ ! જોયો મોટો તારો બળરામ ! જંઈ ગોમનો રાજા જ આપણી મદદે ઉભોચ તંઈ ફીકર હી છે ? [શ્રીકૃષ્ણ સાથે કેટલીક ગુપ્ત મંત્રણાને અંતે નક્કી થયું કે મોટો ઘુંઘટ તાણીને સ્ત્રી વેષમાં અભિમન્યુ તથા ઘટોત્કચ્છે વત્સલાના આવાસે પહોંચવું અને પાછલી બારીએથી રાતના બાર વાગ્યા પહેલાં કોઈપણ રીતે વત્સલાને લઈ છટકવું. શ્રીકૃષ્ણે પોતાની રૉલ્સ રૉઈસ મોટરકાર લઈને ડ્રાઈવરને બદલે જાતે જ હાજર રહેવું અને રૂક્મિણી, સત્યભામા વગેરેએ વત્સલાનું હરણ કરવામાં મદદ કરવી. બળરામ તેમનાં પત્ની વગેરે તો જાનના બંદોબસ્તમાં પડયાં હતાં. બાર વાગ્યા પછી વરઘોડો નીકળવાનો હતો. બળરામનાં ઘરનાં માણસો પોતપોતાના કામમાં ગુંથાએલાં હતાં. રાત્રિનો સમય શરૂ થતાંજ ઘટોત્કચ્છ અને અભિમન્યુ ખાસ દુર્યોધનની દાસીઓના પોષાકમાં વત્સલાના આવાસમાં પહોંચ્યા. ત્યાં સત્યભામા, રૂક્મિણી વગેરેએ પહેલેથીજ વત્સલાને સમજાવી રાખી હતી. ]

**સત્યભામા**—આવો આવો, ભલે પધારો અમારા જમાઈરાજનાં દાસીજી !

**અભિમન્યુ**—[ રાગ સંકોચીને ] લક્ષ્મણરાજે કુંવરીઆ માટે સેંટ તથા સ્નો મોકલ્યું છે. ખાસ પેરીસથી મંગાવેલું છે !

**સત્યભામા**—અહોહોહો ! કુંવર એટલા બધા રસિયા છે કે પેરીસથી સેંટ તથા સ્નો મંગાવે છે !

**અભિમન્યુ**—હાજી ! અમારા કુંવરની રસજ્ઞતાની તો કંઈ હદજ નથી. મીસરનાં અત્તર, પેરીસનાં સેંટ ને વિલાયતનાજ સાબુ વસાવે છે.

**સત્યભામા**—એમ કે ? અમારાં ધનભાગ્ય કે એવા રસિક જમાઈરાજ મળ્યા !

**એક સખી**—લ્યો, અમારા તરફથી તમારા કુંવરને પણ આ ફ્રુટ ભેટ આપશો. [ કોઠાંને સોનેરી વરખથી ઢાંકેલા એક થાળમાં ભરીને આપે છે. ]

**સત્યભામા**—અરે ! ઉતાવળી ! થાય છે ! થાય છે ! કંઈ નાસીબાસી જાય છે ? એ બિચારીઓને ચાહ પાણીથી શાંત કરો. બીજું બધું તો ઠીક પણ આ તમારી સાથે આવી છે તે કેમ કંઈ બોલતી નથી ?

**અભિમન્યુ**—અહિંના હવાપાણી માફક ન આવવાથી એનું ગળું ફુલી ગયું છે તેથી બોલાતું નથી ! [ કારણ કે ઘટોત્કચ્છનો ઘોઘરો ઘાંટો પરખાઈ આવે ને ? ]

**સત્યભામા**—અરે ! સરલા, તરલા, રમા, જાઓ દોડો કોઈ દવા લઈ આવો ! આ બિચારી દુઃખી થતી હશે ?

**અભિમન્યુ**—નહિજી! આપ શામાટે તકલીફ ઊઠાવો છો અમારા કુંવરરાજના ફેમીલી ડૉક્ટર સાથે જ જાનમાં આવેલા છે તે દવા ચોપડી દેશે. [ પછી બધાં વાતે વળ્યાં અને વત્સલા પેલી દાસીઓના સ્વરૂપમાં રજુ થએલા દાસાઓને પોતાના આવાસનો એક એક ભાગ દેખાડવા લાગી; સાથે સત્યભામા રૂક્મિણી વગેરે પણ હતાં. પાછળના ઓરડા આગળ આવતાં અભિમન્યુએ વત્સલાનો હાથ પકડીને કહ્યું ]

**અભિમન્યુ**—ચાલો તૈયાર થાઓ, તમારા કાકાજી પેલા વડના ઝાડની નીચે ક્યારના મોટર લઈને ઝુંપી રહ્યા છે.

**વત્સલા**-ચાલો ત્યારે ! હું તો આ ધન્યપળની રાહ જ જોતી હતી.

**ઘટોત્કચ્છ**—રાખો જવાય છે. અભિમન્યુને તો જોણુ ઘરવાળી મળી પણ હું બાકી રહી જાઉં છું તેનું હું ?

**સત્યભામા**—ત્યારે વત્સલાની દાસીઓમાંથી એકાદ પસંદ કરી લ્યો ?

**ઘટોત્કચ્છ**—ઓલી ચસ્માવાલી રતાંધળી આપણુને ન ખપે! એવું તકલાદી બૈરૂં શા ખપનું? કોઈ અધમણ પોણો મણના રોટલા ટીપી જાણે એવું રાઠોડી બૈરૂં જોઈએ!

**વત્સલા**—દીયરજી, ગઈ સાલ સીઝનમાં ડુમસ હવા ખાવા ગઈ હતી ત્યાંથી એક ભીખલીને ઉઠાવી લાવી છું તે તમને ઠીક પડશે ?

**ઘટોત્કચ્છ**—દેખાડો જોઉં ?

**વત્સલા**—[ભીખલીને બોલાવે છે જે ઘટોત્કચ્છને પસંદ પડે છે. વત્સલાની સમજાવટથી ભીખલી તૈયાર થાય છે] કેમ પસંદ છે ને ?

**ઘટોત્કચ્છ**—હા રે હા ! તમારી પસંદગીમાં કંઈ ખોમી હોઈ કે ? જાણે નયરી ઓયલી હીનુમાનવાળી સબજપરી !

**ભીખલી**—એયલા નફફટ માંટીરા ! કેમ રે ! તું કંઈ પીદેલો-બોદેલોચ કે હું ?

**ઘટોત્કચ્છ**—હારે હા, મારી સવડેસી ઢીંગલી ! આજ ભગવાનને ઘેર ચાહ પીદેલોચ !

[ પછી વત્સલા, અભિમન્યું, ભીખલી વગેરે દોરડાની મદદથી ઉતર્યાં અને મોટરમાં બેસી ગયાં. ઘટોત્કચ્છે તેમને કહ્યું મારી રાહ ન જોશો હું બીજી મોટરમાં તમને આવી મળું છું ]



## પ્રવેશ ૭ મો.

### લગ્નમંડપમાં.

[ દુર્યોધનના દબદબાભરેલા દરબારીઓ, અમલદારો, ખિતાબ-ધારીઓ અને અનેક બડેખાંઓની મોટરોની અલગાર વરઘોડામાં લાગી હતી. સુરતવાળા રઝાક બેંડે " પીયા મિલન કો જાના " ની ધૂન છેડી હતી. દારૂખાનાનો ધમધમાટ અને મોટરોના હૉર્નના શોરબકોરથી આખું શેહેર ગાજી રહ્યું હતું. ત્યારે શ્રી કૃષ્ણની મોટર પૂરપાટ આગળ વધી રહી હતી. ત્રણ માઈલની મજલ પછી કંઈ વિચાર આવતાં કૃષ્ણ મોટરમાંથી ઉતરી દ્વારિકા તરફ પાછા ફર્યા અને અભિમન્યુને સૂચના કરી કે એજન્સીમાં જઈ તાકીદે તમારી એફીડેવીટ નોંધાવવી અને આવતી કાલના બોમ્બે ક્રોનીકલમાં તમારો ઇંટરવ્યુ ફોટા સાથે પ્રગટ થાય એમ બંદોબસ્ત કરી લેજો. ઇમ્પીરીયલ બેંકનો બે હજારનો ચેક

આપું છું; તે વટાવી કામમાં લેજે. અને બી. એ. થયા પછી સીવીલ સર્વિસની પરીક્ષા માટે વિલાયત જવાનો વિચાર હોય તો મને લખી જણાવજે હું સ્કૉલરશીપ આપીશ અને વત્સલાને આગળ અભ્યાસ કરવાનો વિચાર હોય તો કૉલેજમાં દાખલ કરાવી દેજે! એટલી સૂચના પછી પોતે દ્વારિકા તરફ પાછા વળ્યા અને મામાનો ઉપકાર માનીને અભિમન્યુએ મોટર આગળ હંકારી. ]

ગોરમહારાજ—[ મંડપમાં સૌ સાજનીયા બેસી ગયા પછી કન્યાની માર્ગપ્રતિક્ષા કરતાં બોલ્યા ] બળરામજી! શુભ ચોઘડીયું વીતી જાય છે માટે કન્યાને સત્વર હાજર કરો. [ બળરામ અંદર ગયા અને થોડીવારમાં કન્યા પોતાની સાહેલીયો સાથે આવતી જણાઈ. સૌથી એક ફુટ લાંબી કન્યાને નીરખીને કેટલાક તો આશ્ચર્યમાં પડયા. કન્યાને વરની પાસે બેસાડી ]

શકુની—[ જે, વરની પાસે જ બેઠેલ હતો તે ધીમેથી વરના કાનમાં કહેવા લાગ્યો ] અલ્યા, છાપામાં ફોટો છાપાયો છે તેમાં તો એનું સાધારણ કાઠીનું બદન હતું ને અહીં તો બહુ જાડું દેખાય છે! શું લગ્નની ખુશાલીમાં બે ત્રણ દિવસમાં કન્યા આટલી બધી જાડી થઈ ગઈ?

લક્ષ્મણ—મામાજી તમે ઘરડા થયા પણ અક્કલ ન આવી તો? નવાં લુગડામાં આ'ર ખરીને તેથી જાડી દેખાય છે.

શકુની—દિકરા, ત્યારે એકાદ ચૂંટી ખણીને તારા પ્રેમનો પ્રભાવ બતાવી દે!

લક્ષ્મણ—[ છાનોમાનો કન્યાને ચૂંટી ખણે છે. જેના પ્રત્યુત્તરમાં કન્યા પણ એને ચૂંટો ખણે છે જેથી વરરાજાથી બૂમ પાડી દેવાય છે ] ઓ મારી માડી રે! વીંછી કરડયો! [ બધાં દોડી આવ્યાં અને વીંછીની શોધ કરી પણ ન જડયો! લક્ષ્મણે શકુનીના કાનમાં કહ્યું ] મામાજી! કન્યાનો હાથ ઘણો ભારે જણાય છે?

**શકુની**—ત્યારે તો દિકરા, તમાચા ખાઈ ખાઈને તારૂં થોબડું રંગાઈ જવાનું !

**લક્ષ્મણ**—અરે ! પહેલી જ રાતે તલ્વારથી એવો દમ ભરાવું કે એ ડરી જાય ?

**શકુની**—જબરો તીસમારખાં ખરો ને ? જરા ચૂંટી ખણી એટલામાં તો વીંછીની બૂમ મારી ? પણ જો એ તને ભેટે તે વખતે કંઈક પાંસળાંબાંસળાં ભાંગી જાય તો બરાડા ન પાડતો ? [ વરકન્યાનો હાથોહાથ મળવવાની જ્યાં ગોર મહારાજ તૈયારી કરે છે એવામાં કન્યાયે છીંક ખાધી જેથી ઘુંઘટ સરકી ગયો તો બધા આશ્ચર્ય પામ્યા ] **ટેબ્લો.**

**જાનૈયા**—આ શું ? બૈરીને બદલે ભાયડો !

**દુર્યોધન**—બળરામ ! બળરામ ! તમે અમારૂં નાક કાપ્યું છે ? હું જરૂર બદનક્ષીનો કેસ કરીશ !

**બળરામ**—પણ હું આમાંનું કંઈ જાણતો નથી. [ ઘટોત્કચ્છને પકડીને મારવા સઘળા ધસી ગયા પણ નાદીયાની જેમ એક સ્ટંટ મારીને તે મંડપમાંથી કૂદીને બહાર પડયો. (કોઈને અહીં અતિશયોક્તિ જણાય તો તેમને વાડીયા મુવિટોનની ફિલ્મ જોવાની ભલામણ કરૂં છું.) બળરામ હળમુશળ લઈને તેની પાછળ દોડ્યા અને બધા જાનૈયા પણ તેમની પાછળ ધસ્યા. એકલા વરરાજા ને શકુની ફીક્કે મોંઢે બેસી રહ્યા હતા. આ દશ્ય કોઈ ફીલ્મ કંપનીનો કેમેરામેન ઝડપથી ઉતારી રહ્યો હતો ]

**એક સખી**—[ વરરાજા પ્રત્યે અંગુઠો દેખાડીને ] તમે પણ મહંમદ છેલ જેવા જાદુગર છો ને શું ? અમારી સખીને જાદુથી પુરૂષ બનાવી દીધો !

**શકુની**—[તેને પોતાની તલ્વારનું ઠુંઠું બતાવીને, વાંદરાં જેવાં દાંતીયાં કરતાં] બેસ બેસ, ચબાબલી! અમને અમારી પડી છે ને તને રાં...ને મશ્કરી કરવાનું સુઝે છે? [એટલામાં બધું ધાડું પાછું આવતું દેખાય છે. ઘટોત્કચ્છને બળરામ પકડવા દોડતા હતા તેવામાં સામેથી શ્રીકૃષ્ણ આવ્યા અને તેમને તેમ કરતાં અટકાવ્યા.]

**બળરામ**—એ દુષ્ટને એની ધૃષ્ટતાનો બદલો મળવોજ જોઈએ!

**કૃષ્ણ**—પણ પરિણામ સારૂં નહિ આવે!

**બળરામ**—મારી ઈજ્જત પર એણે પાણી ફેરવ્યું છે.

**કૃષ્ણ**—એણે તમારી ઈજ્જત પર પાણી ફેરવી ચડેલી ધૂળ ધોઈ નાંખી તમારી ઈજ્જતને ચોકખી કરી છે!

**બળરામ**—એટલે!

**કૃષ્ણ**—એટલે એજ કે વત્સલા તેના ખરા હકદારને મળી ગઈ છે તે એના પ્રતાપે!

**દુર્યોધન**—ત્યારે તો એમાં જરૂર આપશ્રીનો પણ હાથ હશે?

**કૃષ્ણ**—હાજી! દો દિલ રાજી હોય ત્યાં આ કાજી હંમેશાં તૈયાર હોય છેજ! પણ હવે આપ "આવ્યા તો ધસીને પણ પાછા વળ્યા ઘસીને" એવું ન થાય, માટે વત્સલાની દાસીઓમાંથી એકાદ ફાંકડું બૈરૂં પસંદ કરી લ્યો ને વરરાજાને પરણાવીને પછી સુખેથી સીધાવો!

**દુર્યોધન**—હું તમો બંને ભાઈઓ ઉપર નુકાસાનીની ડેમેજીસ માંડીશ! બદનક્ષીનો કેસ કરીશ!

**કૃષ્ણ**—ભલે, કાલનું ક્રોનીકલ વાંચીને પછી કોરટ તરફ લેફરાઈટ કરજો! [અને ખરેખર! બીજે દિવસે ક્રોનીકલમાં ખુદ વત્સલાનો ઈંટરવ્યુ વાંચીને દુર્યોધન તથા તેમના જાનૈયા વીલે મોઢે અને ઢીલે પગે સ્વધામ સિધાવ્યા. તે વેળા સ્ટેશનના હોટલવાળા રામુ ભટની હોટલની ગ્રામોફોન રેકાર્ડમાં ગવાતું હતું કે:—

**"જીવ જાતું છે ખાલી હાથ, અંતમાં પાપ પુણ્ય સંગાથ"**

# બેવકુફી!!!

જેમ અક્કલમંદી કોઈ એવી વસ્તુ નથી કે તે કૉલેજના પ્રોફેસરો પાસેથી ઉછીની કે ગાંધીઓની દુકાનેથી વેચાતી મળી શકે; તેમ બેવકુફી પણ કોઈ એવી વસ્તુ નથી કે કાછીયા કુંજડાની દુકાનેથી મળી શકે! ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે બેવકુફી છે શું? જેમ ડારવીન દાદાની થીઅરી પ્રમાણે વાંદરાનું પૂછડું ઘસાઈ કે કપાઈ જવાથી માણસ બન્યો છે; તેમ અક્કલ કે બુદ્ધિ સ્હેજ ઘસાઈ કે કટાઈ જવાથી "બેવકુફી" બને છે! અને એ પણ કંઈ નક્કી નથી કે બેવકુફીનો ઇજારો એકલા અમારા મુસ્લિમ બિરાદરોએ જ રાખેલો છે! બલ્કે હિંદુ બંધુઓ અને અંગ્રેજભાઇઓમાં પણ મોટા પ્રમાણમાં "બેવકુફી" ના લાઈસન્સદારો હયાત છે. ઈતિહાસ સાક્ષી પુરે છે કે ભૂતકાળમાં પણ હતા અને જ્યોતિષ કહે છે કે ઈશ્વર કૃપાથી ભવિષ્ય કાળમાં પણ થશે!

પણ એ વાત તો ચોક્કસ જ છે કે જે મનુષ્યમાં "બેવકુફી" પેદા થાય છે તે ઘણો અથવા ઘણી પ્રખ્યાત થઈ જાય છે! આ ઉપરથી કોઈએ એમ સમજી લેવાની બેવકુફી ન કરવી કે ફક્ત પ્રખ્યાત થવા ખાતર જાણી જોઇને બેવકુફ બનવું! અથવા તો બેવકુફ બનવાની કોશિષ કરવી; કાં તો બેવકુફી પર અભિમાન ધરવું!

પ્રથમ તો બેવકુફી ઉત્પન્ન થાય છે કુદરતી કમ અક્કલથી. પછી તેમાં અજ્ઞાનતા, અશક્તિ, ખરાબ સંગત, મુફલસી, હદ ઉપરાંતનો

મોજશોખ, હદ ઉપરાંતની બેશીકરાઈ, દારૂ, તાડી, ગાંજો, ભાંગ, ચરસ ને અફીણ ઈત્યાદિ કોઈ પણ એકાદના સહકારથી વૃદ્ધિ જ થતી જાય છે. અને જો વળી આંક ફરક કે રેસ સટ્ટાનો શોખ વધે તો બેવકુફીની ઈમારતના પાયા ઘણા મજબૂત બની જાય છે! બાકી "લાંબા એટલા બધા જ બેવકુફ" એ કહેવત પણ કોઈ લાંબા માણસે જ ઉત્પન્ન કરી હશે! એ બધું તો ખરૂં પણ અનુભવ તો એમ કહે છે કે બેવકુફ માણસો હોશિઆર કે ચતુર માણસ કરતાં વધારે ઈજ્જતદાર અને નસીબદાર હોય છે! અને એટલા માટે જ આ લેખમાં અમે દરેક પ્રકારની બેવકુફીનું પ્રદર્શન ભરવાનો વિચાર કર્યો છે કે જેથી વાંચક ગમે તે પ્રકારની મન પસંદ બેવકુફી પ્રાપ્ત કરીને ઈજ્જતદાર અને નસીબદાર બની શકે!

**ઘરખાનગી બેવકુફી:**—ખરી રીતે જોતાં આ બેવકુફી જ ખરી મૌલિક બેવકુફી છે! ખુદાની મહેરબાનીથી કે ઈશ્વરની કૃપાથી દરેક કુટુંબમાં બે ત્રણ નહિ તો એકાદ બેવકુફ તો જરૂર હોય છે જ! જેને સામાન્ય રીતે કુટુંબના "વડિલ" અથવા તો "મુરબ્બી" કહેવામાં આવે છે. કોઈ અક્કલમંદે કહ્યું છે કે "ભૂલા વડિલોની પકડવી એ પણ ભૂલ છે!" (અહીં એક ભેદનો ઉકેલ કરવો જરૂરી છે કે જેમ અક્કલ ઘટવાથી બેવકુફી પેદા થાય છે; તેમ અક્કલ વધવાથી પણ બેવકુફી પેદા થાય છે. જુઓ અક્કલ હોય તો ધ્યાનથી વાંચો! અક્કલ એટલે ડહાપણ. અને ડહાપણ વધે તેનું નામ દોઢ ડહાપણ; અને એ દોઢ ડહાપણની સગી બહેન તે બેવકુફી? લેખક:—) એ વાત તો અમે પણ કાનને બદલે નાક પકડીને કબુલ કરીએ છીએ (કારણ કે સરદીને લીધે સલેખમ થયું છે.) કે વડિલોની ભૂલો નહિ પકડવી જોઈએ. પણ એ વિષયનું વર્ણન કરવામાં કંઈ વાંધો નથી, કે કોઈ પણ કુટુંબમાં જ્યાં કોઈ પણ માણસ ૬૦ વરસની ઉપર ગયો કે તે આખા કુટુંબનો વડિલ નક્કી જ થઈ ગયો, અને વડિલ નક્કી થઈ ગયો; તો પછી તેની વડિલ શાહીની કલમ ૧૪૪ મી અ

કુટુંબના દરેકે દરેક ઇસમને લાગુ પડવાની જ! એ વડિલોને પોતાના અનુભવનું જબરૂં અભિમાન હોય છે, એમની નજરે કુટુંબનાં બીજાં બધાં માણસો કમ અક્કલ, દૂધ પીતાં બાળક જેવાં જણાય છે! આખા કુટુંબનો બધો બાર એમને જ મસ્તકે હોય છે. બજારમાંથી કંઈ સોદો લાવવાનો હોય તે એમના જ માથે, રસોડાનો બધો કારભાર એમના માથે, ઘરની બધી તકરારો એમની જ કોરટમાં રજુ થાય; અને ખૂબીની વાત એ કે એમના જજમેન્ટ ઉપર અપીલ જ નહિ! આખા ઘરનાં નાણાંખાતાના પ્રધાન પણ એ પોતે જ, ઘરમાં દરેકનાં લગ્ન વિવાહનાં સાટાં સાંધા જોડવાનાં એમના જ માથે, મહોલ્લાવાળાઓને કફન–દફનની ક્રિયાના નિયમો બનાવવાના પણ એમના જ માથે! પુરાણા રિવાજો પર વિચારો પ્રગટ કરવાના પણ એમના જ માથે! કુટુંબના બાળકોને ભણાવવાં કે અભણ રાખવાં તે પણ એમના જ માથે! કઈ ફેશનનાં કપડાં પહેરવાં તે બતાવવાનું પણ એમના જ માથે! નાળિએરનો હુક્કો પીવો કે પાસીંગશોની સીગરેટ પીવી તે નક્કી કરવાનું પણ એમના જ માથે!

મતલબ કે એમનું માથું એક અને તેના ઉપર બોજા અનેક! તો હવે એમનું માથું એ કોઈ માથું નહિ પણ ઑલ ઈંડીયા કોંગ્રેસની હેડ ઑફિસ સમજવી કે એમાંથી જે હુકમ છુટે તેનો પ્રાંતિક કોંગ્રેસ કમિટિઓ અમલ કરે! એમના જીવતાં સુધી નવા કેળવાયલા જુવાનો નોકરી માટે પરદેશ જાય, વહેપાર માટે વતનનો ત્યાગ કરે, અનુભવ માટે યુરોપ જાય, અરે! અહીં સુધી કે છાપુ વાંચવું એ પણ એમની નજરે બેવકુફીનું કામ ગણાય છે! બસ એમને આનંદ એજ વાતમાં આવે છે કે કુટુંબવાળાઓ એમને "બાપા", "દાદા" કે "આજા" કહેતા ફરે! અને ફક્ત આવા એક બે શબ્દો સાંભળવા ખાતર આખા કુટુંબનો ભાર એઓ પોતાના માથે લઇને ફરતા ફરે છે! મતલબ કે જે કુટુંબ આવા વડિલોના સાણસાથી છટકીને સ્વતંત્ર થયું નથી તે છે બેવ......!

**રાજદ્વારી બેવકુફી**—આ બેવકુફીની પહેલી જુમ્મેદારી કોઈ પણ દેશના બાદશાહ સલામતને મસ્તકે હોય છે, અને એટલા માટે જ તો આપણા જન્નતવાસી ચાચા શેખ સાદી સાહેબે ગુલિસ્તાન, અને બોસ્તાનમાં અનેક રાજદ્વારી કાનુનોની વિગત આપી છે તે લગભગ બધા જ બાદશાહો માટે છે. પણ હવે તો મહેલમાં બેસીને એશઆરામથી રાજ્ય કરવાનો જમાનો આવી ગયો છે, એટલે ગુલિસ્તાન કે બોસ્તાન વાંચવાની ને સાંભળવાની પરવા કોણ કરે? અત્યારે તો દરેકે દરેક સરકારી કાગળીઆં પર પોતાના ડાબા હાથનો અંગુઠો કે જમણા હાથની સહી કરીને રાજા પોતાની ફરજ પુરી કરે છે! પછી બાકીનું બધું, મૂખ્ય પ્રધાન સંભાળી લે છે, અને તેથી તો હવે રાજદ્વારી બેવકુફીનો બધો ટોપલો રાજાને માથેથી ઉતારીને મૂખ્ય પ્રધાનને મસ્તકે ચઢાવવામાં આવે છે!

મૂખ્ય પ્રધાનની બેવકુફી બે પ્રકારની ગણાય છે. એક તો રૈયતની દ્રષ્ટિથી અને બીજી રાજાની દ્રષ્ટિથી. પ્રથમ રૈયતની દ્રષ્ટિએ વિચાર કરીએ. ગુલામ મુલકોની રૈયતની નજરમાં મૂખ્ય પ્રધાનની બેવકુફી ત્યારથી જ જાહેર થાય છે કે; જ્યારથી તે મૂખ્ય પ્રધાનની ખુરસીમાં બેસી કલમ હાથમાં પકડે છે. બસ ત્યારથી જ બધી એસોસીએશનો, કમિટીઓ, પરિષદો, કૉંગ્રેસો અને પેપરો તેને દેશનો દુશ્મન સમજવા માંડે છે, એટલે કે લોકોની નજરે મૂખ્ય પ્રધાન થવું તે પણ આજકાલ બેવકુફી ગણાય છે. મૂખ્ય પ્રધાનની બીજી બેવકુફી એ ગણાય કે તે પોતાના હાથ નીચેની સરકારોના સંબંધી કંઈ નવું બીલ પાર્લામેન્ટમાં પાસ કરાવવાનું હોય તો રાતે બાદશાહ સલામત પાસે પહોંચી જઇને બીજા પ્રધાનોની ચાડી કરે! કાં તો ધમકીથી કામ લેવાના ઇરાદાથી રાતે બધા પ્રધાનોને પોતાની અગાસીમાં એકઠા કરે અથવા એકઠા કરવાનો વિચાર કરે, મેમ્બરોને જુદી જુદી વખતે ખાનગીમાં બોલાવી તેમના પર રોફ મારે અથવા રોફ મારવાનો

ઇરાદો કરે, અથવા સદરહુ કામ કાઢી લેવા માટે મેમ્બરોને ટી-પાર્ટી કે ગાર્ડન પાર્ટી આપે અથવા આપવાનો ઇરાદો કરે એ બધાનો બેવકુફીમાં સુમાર થાય છે!

હવે રાજાની દ્રષ્ટિએ મૂખ્ય પ્રધાનની બેવકુફી એ ગણાય કે તે પોતાના રાજાને વધારે મોટરો ખરીદતાં રોકે, અથવા તો રોકવાના ઇરાદાથી મોટરથી થતાં નુકસાનો વિષે લાંબુ લેકચર રજુ કરે, કિંવા મોટરોનું બજેટ પાસ કરવામાં ઢીલ કરે, યા તો ઢીલ કરવાના ઇરાદાથી કોઈ સ્થળે સ્હેલ કરવા ઉપડી જાય! બીજી બેવકુફી એ કે તે પોતાના રાજાને લન્ડન કે પેરિસ ફરવા જતાં રોકે, અથવા રોકવાના ઇરાદાથી એમ કહે કે દરિઆઈ સફર જોખમભરેલી છે, અને હવામાં તોફાન હોવાથી વિમાનોનાં એકસીડંટો પણ આજકાલ ઘણાં થાય છે, અથવા તો આવો ખર્ચ કરવાથી પેપરવાળાઓ નાહક ટીકા કરશે, કિંવા ટીકા કરવા માટે બીજા અમલદારોને ખાનગીમાં ઇશારો કરે, યા આંખ મારે કે આંગળી બતાવે!

ત્રીજી બેવકુફી એ કહેવાય કે તે પોતાના રાજાને એકથી વધારે લગ્ન કરતાં રોકે અથવા રોકવાનો ઇરાદો કરે! ચોથી બેવકુફી તે કહેવાય કે રૈયતની તરફેણ કરી રાજાના કોઈ અન્યાયી હુકમને પાછો ખેંચાવવાની પેરવી કરે યા પેરવી કરતાં પકડાઈ જાય, અથવા રૈયતના આગેવાનો સાથે ખાનગીમાં દોસ્તી રાખે કિંવા રૈયતના લિડરો સાથે ભેડેલો માલમ પડે! જેવી રીતે કે સ્વર્ગસ્થ વીરાવાળા માલમ પડ્યા હતા!

મૂખ્ય પ્રધાનની બેવકુફીઓ તો તમે જાણી પણ પ્રજાના લીડરોની બેવકુફી કેવી હોય છે તે હવે જુઓ. એક કૌમને બીજી કૌમથી સ્વતંત્ર કરાવવાનાં ભાષણ કરે યા લેખો લખે અથવા વાતચીત કરે કે ગઝલ લલકારે કે સરઘસ કાઢે કે કોર્ઇની જય પોકારે કે જેલમાં જઇને સુખેથી બેસી રહે, કે અમલદારોની સાથે રીસાવે કે તેમના હૃદયમાં દયા પ્રગટ કરાવવા પોક મૂકે અથવા કાઉન્સીલમાંથી રિસાઇને

પાસેની હોટલમાં ભરાઈ બેસે કાં તો સરકારની સામે વિરોધ કરવા બીમાર હોવા છતાં કાઉન્સીલમાં જાય, અને છેવટે કાઉન્સીલની પાડોશની જ કોઈ હોસ્પીટલમાં મરણ પામે! એ બધી લીડરોની બેવકુફીઓ કહેવાય! બાકી રૈયત થઈ કલાસમાં બેસે અને તેમના લીડરો રૈયતને ફક્ત સ્વરાજ અપાવવા ખાતર ફર્સ્ટ ક્લાસમાં મુસાફરી કરે કે ખાનગી જરૂર પડે અમુક ચંદો હજમ કરી જાય તેને અમે બેવકુફી ગણતા નથી કારણ કે બાપા, પેટતો લીડરોને પણ હોય જ છે ને?

**નોકરોની બેવકુફી:**—હકીમો તો કહે છે કે નોકરી જ પહેલા નંબરની બેવકુફી છે! પણ એ વાત ઘણી પુરાણી થઈ ગઈ હોવાથી નોકરોની આજકાલની તાજી બેવકુફીઓનું વર્ણન કરીએ છીએ. નક્કી કરેલા ટાઇમ પહેલાં એક કલાક અગાઉ ઑફીસમાં હાજર ન થવું, ઑફિસનો ટાઇમ પુરો થતાં જ કામ પૂર્ણ કરીને ઘેર ચાલ્યા જવું! ઉપરી સાહેબને થોડીક નોટો અને મિઠાઈની ટોપલીઓ મળે એવી પ્રત્યક્ષ કે પરોક્ષ કોશિશ ન કરવી! સાહેબને ઘેર સૂર્યોદય પહેલાં જ સલામ ભરવા ન જવું! સાહેબ માટે બજારમાંથી શાક–ભાજી કે બીજો સોદો લેવા ન જવું! રજાને દિવસે સાહેબને ઘેર હાજર ન ન થવું! પગારમાં વધારાની માગણી કરવી! જરૂરી કામ સાર રજા માગવી! ઑફિસ ટાઇમે નમાઝ માટે કે દેવદર્શને જવા રજા માગવી! બીજા સાહેબો સાથે ઓળખાણ પેદા કરવી! સાહેબની તારીફ પેપરોમાં ન લખવી! જો કવિ હોય તો સાહેબની તારીફ કવિતામાં ન રચવી! સાહેબ ખોટો હુકમ કરે તો તેમાં જરા ભૂલ બતાવવી! રસ્તામાં સાહેબ મળે તો તેમને નમીને સલામ ન કરવી! કોઈ કારણથી સાહેબ ગુસ્સે થઈને ધમકાવે કે ગાળો દે તો પણ નારાજ ન થવું! સાહેબના મુકાબલામાં પોતાને દરેક કામમાં બેવકુફ સાબિત ન કરવો! તેમના કુટુંબનાં બધાં માણસોને ખુશ ન રાખવાં! તેમનાં નાનાં બાળકોને ન રમાડવાં અને જરા મોટાં બાળકોનાં દફતરો લઈને નિશાળમાં ન મૂકી આવવાં! વગેરે વગેરે નોકરોની બેવકુફીઓ ગણી શકાય!

**છુટક અને જથાબંધ બેવકુફી:**—જેમ વહેપાર છુટક અને જથાબંધ વસ્તુઓનો હોય છે; તેમ બેવકુફીના પણ એવા બે પ્રકાર ગણી શકાય. ઘણા માણસો સાથે મળીને એક કામ બેવકુફી ભરેલું કરે તે જથાબંધ બેવકુફી કહેવાય! જેમકે થોડાંક વરસો પર વડી ધારાસભાએ શારદા બીલ પસાર કર્યું એ હિંદુ–મુસલમાનોની નજરે જથાબંધ બેવકુફી ગણી શકાય! અને પછી લોર સાહેબે જો. પા. ક. નો રિપોર્ટ પાર્લામેંટ પાસે પાસ કરાવ્યો તે હિંદીઓની નજરે પાર્લામેંટની જથાબંધ બેવકુફી ગણાય. કોંગ્રેસે થોડાંક વરસો પહેલાં સરકાર સામે સવિનય ભંગ કર્યો હતો અને હજારોની સંખ્યામાં જેલો ભરી દીધી હતી એ કોંગ્રેસની જથાબંધ બેવકુફી ગણાય. સનાતનીઓની નજરે ગાંધીજીની હરિજન ચળવળ એ પણ જથાબંધ બેવકુફી છે! બહુમતીથી ધારાસભામાં દારૂ-નિષેધનો ઠરાવ કરવો એ પણ પીઠાંવાળાની નજરે જથાબંધ બેવકુફી ગણાય!

હવે છુટક બેવકુફી કોને કહું તે સાંભળો. ઘરડેઘડપણ ૭૨મે વરસે કોઈ લેડી સાથે પુનર્લગ્ન કરવું એ બીજા અપરણિત યુવાનોની નજરે ચોક્કખી બેવકુફી ગણાય! કોઈ મૌલ્વી સાહેબ કૉલેજના સ્ટુડન્ટો આગળ લેક્ચર કરે તેમાં ખાસ નમાઝનું બયાન કરે અને દરેક મુસલમાન સ્કૉલરને પઢવાની તાકીદ કરે, એ પણ વિદ્યાર્થીઓની નજરે તેમની બેવકુફીજ ગણાય. કોઈ મુંબઈગરો મોટા પેટવાળો શેઠીઓ કાઠિયાવાડમાંથી ૩૦–૩૫ હજાર આપીને કોઈ કબુતરને ઉડાવી લાવી કન્યાઓના ભાવને એકદમ વધારી દે એ પણ બેવકુફી કહેવાય! કોઈ સનાતની લીડર હરિજનોનો ઉદ્ધાર કરવા ખાતર કોઈ હરિજન બાળા સાથે લગ્ન કરે એ પણ બેવકુફીજ ગણાય!

**અમારી પોતાની બેવકુફી:**—અમારી પહેલી બેવકુફી એ કે અમે પેદાજ શા માટે થયા? અને જો પેદાજ થયા તો માણસ શા માટે થયા જનાવર કેમ ન થયા? મનુષ્ય થયા તો અમારામાં અક્કલ કિંવા બુદ્ધિ શા માટે પેદા કરવામાં આવી? અક્કલ વગરના કેમ ન પેદા કર્યા? અને અક્કલ આપી તો પછી લેખક શા માટે થયા? અને લેખક થયા તો ગુજરાતી ભાષાના શા માટે થયા? અને ગુજરાતી

ભાષાના લેખક થયા તો ફક્ત હાસ્યરસના શા માટે થયા? દેશની દુર્દશાપર લોકોને રડાવવા કરૂણ રસના લેખક કેમ ન બન્યા? કે મુઠ્ઠી નિમક સારૂં હજારોનાં માથાં ફોડાવવા જેવું વીરત્વ પેદા કરનાર વીર રસના લેખક કાં ન બન્યા? એક પણ ધાર્મિક માસિક કેમ ન કાઢ્યું? અને નાદાન જેવી વાતો કરી લોકોને હસાવી પટાવીને પ્રખ્યાત કેમ થઈ ગયા?

અમારા વિચાર પ્રમાણે અમારી ઉપરોક્ત બેવકુફીઓ આજે પણ અમારામાં જેવી ને તેવી સહીસલામત છે! પણ આમારાં ઘરવાળાં યાને અમારા બાબુની બાના વિચારથી આ પ્રમાણેની બેવકુફીઓ ગણી શકાય કે અમે પોતે લગ્ન થયા પછી એકદમ પૈસાદાર કેમ થઈ ન ગયા? અમને ઘરેણાંનો વિષય કેમ પસંદ પડતો નથી? ઢગલાબંધી મિત્રો કરવાની કેમ આદત પડી છે? અને વળી રાતદિવસ મિત્રોમાં રખડવાની કેમ ટેવ પડી છે? આખા ઘરની કુંચીઓ તેમના કબજામાં કેમ આપતા નથી? રેશમી અને કસબી કપડાંથી તિરસ્કાર શા માટે છે? નાના છોકરાને બગલમાં લઈને સડક પર ટહેલવા કેમ નીકળતા નથી? શાક—ભાજીમાં જરાક મીઠું ઓછું વત્તું પડી જાય તો તરત પટપટારો કરવા કેમ લાગી જાય છે? ઘરમાં આવીને કંઈ સુખ—દુ:ખની વાત કરવાને બદલે છાપાંમાં તે શું બળ્યું છે કે રાતદિવસ વાંચ વાંચ કરે છે? નાની છોકરી જ્યારે કાલી કાલી બોલીથી વાતો કરે; ત્યારે તેમાં રસ લેવાને બદલે ગંભીર ડાચું કરી લેખ લખવા કેમ બેસી જાય છે? અને મારી સૌથી મોટી બેવકુફી એ છે કે એકે એક લેખમાં તેમનું નામ કેમ ભેળવવામાં આવે છે? છેવટમાં વાંચક મિત્રો અને મૈત્રિણીઓને ઉપરની બેવકુફીઓમાંથી જે પસંદ પડે તે ગ્રહણ કરવાનું વણમાગ્યે લાયસન્સ આપવામાં આવે છે કે એનો વધુ પ્રમાણમાં લાભ ઉઠાવી જગતમાં પોતાની કીર્તિની ધજા ફરકાવવાને ભાગ્યશાળી બને! અસ્તુ:

# મોટા થવામાં માલ નથી?

**મો**ટા એટલે ઉંચા કે જાડા નહિ. જો કે ઉંચા કે જાડા થવામાં પણ માલ તો નથી જ એ દેખીતી વાત છે. છતાં વખતે સજોખમ થયું હોય ને નાક ખંખેરવાની ધમાલમાં વિચાર કરવાનો તમને અવકાશ જ ન મળતો હોય; તો ટુંકાણમાં સમજી લ્યો કે ભોગજોગે ભલા ભગવાને તમને ઉંટના બીબામાં ગોઠવીને ઘડી કાઢ્યા તો કાપડીઆ અને દરજીનું બીલ ચૂકવતાં તમારા પેટમાં ચુંક થવાની! વળી પેલા નાદાનો કહેશે કે "ઉંચામાં અક્કલ થોડી." અમારા સ્નેહી એક નીમ મોલ્વી પણ કહે છે, કે "તુલુન તવીલુન અહમકુન" અર્થાત્ ઘણાખરા લાંબા માણસો બેવકુફ હોય છે! હોય એ તો "દુનિયાને ઉંધા ચશ્મા ડાહ્યા દીવાના લાગે!" પણ હું તો માથું અને છાતી ફૂટીને કહી શકું છું કે જગતમાં ઉંચાઓની ખાસ અગત્ય છે. નાના છાપરાંઓને ટેકો દેવો હોય તો ઉંચા ભાઈ એક હાથે છાપરૂં ટેકવી બીજા હાથે ટેકો દઈ શકે. પણ નાના છાપરામાં નળરાજની જેમ વાંકા વળ્યા વગર "ઘર પ્રવેશ" કરે તો પછી એમના મસ્તક પર ભલે ડુંગરાળ પ્રદેશ ઉત્પન્ન થાય તેની વીમા કંપનીઓ જોખમદાર નથી!

કદાચ જો ઉંચા ભાઈ સદ્ભાગ્યે નાટકની ઓરચેસ્ટ્રામાં દાખલ થયા હોય તો પીટ ક્લાસવાળાઓને અંતરાય રૂપ થવાથી;

"એય માસ્ટર જરા માથું નીચે નમાવો, એય! ઉંટરાજ દબાઈને બેસ!" એવા એવા કેટલાએ અલંકારો ને ઉપમ ભાવનાં

સર્ટિફિકેટો વગર માગ્યે મળી જાય, તે તરફ આંખ આડા કાન કરવા પડે. મદારીનો ખેલ જોવાની સુગમતા તો પડે પણ પાછળના પ્રેક્ષકોનાં વાગબાણો સહન કરવાં પડે! ઓલ્યું યુરોપમાં મહાભારત યુદ્ધ જાગ્યું હતું એવું કંઈ ન કરે નારાયણને પાછું જાગે તો સરકારની મહેરબાનીનો લાભ ઉંચા ભાઇઓને પ્રથમ મળે એટલે કે રીક્રુટર તરીકે ધસડાવું પડે. આટલું ટુંકાણમાં જ સમજાવું છું; કારણ કે "તેજીને તુંકારો જ" બસ છે.

× × ×

હવે મોટાનો અર્થ જાડા લઇએ; તો જાડા થવામાં કેવી કેવી વિટંબણાઓ નડે છે તે તો સદ્ભાગ્યે અનુભવ્યું હોય તેજ જાણે. કાપડીઆને દરજીનું બીલ ચૂકવતાં મુંઝવણ નડે એ તો નક્કી જ. પછી દાદર ચઢતાં કે વધુ ઝડપથી ચાલતાં પેટની ધમણ ઉંચી નીચી થાય, જાંઘો છોલાય ને સૌભાગ્ય સાંપડે તે જુદું! કદાચ ભોગજોગે દાંડાવાળી સાંકડી ખુરસીમાં બેસવાનું થાય તો જોરજુલમથી બેસતાં ખુરસી ભાંગી જાય અથવા ઉઠતી વેળા ખુરસી અપૂર્વ હેતથી ચોંટી રહી, સાથે આવવાનો પ્રયત્ન કરે! રેલ્વેના બારણામાં ફસાઈ રહેવાની ચિંતા થાય! ભુંડની જેમ તાત્કાળિક વાંકું વળાય નહિ કે જલ્દી ઉઠ બેસ થાય નહિ! ચોમાસાના દિવસમાં દારૂની પીપની જેમ ગમે તેમ ગબડી જવાનો ભય રહે! ટુંકાણમાં જાડા થવાના લાભાલાભ જણાવી હવે ગાડું આગળ હાંકીએ.

× × ×

હવે વિષયના ખાસ મુદ્દા પર આવીએ છીએ કે મોટા એટલે ઉંચા કે જાડા નહિ પણ જગની નજરે ભારે ગણાતા ઇન્સાનો, જેવા કે લીડર, પ્લીડર, બૅરિસ્ટર, સોલિસીટર, ખાનસાહેબ, ખાનબહાદુર, નાઈટ, બેરોનેટ, રાવસાહેબ, રાવબહાદુર, ઈ. ઈ.

ધારો કે તમારા વડવાઓની લાખોની દોલત સદ્ભાગ્યે તમારા હાથમાં આવી પછી તમે તેનો સદુપયોગ કરવા માંડો એટલે તમને

ચારે તરફથી અનેક વિશેષણો અને ટાઇટલો મળવા માંડે એટલે તમે ધીમે ધીમે મોટા માણસ તરીકે ઠસી જાઓ. એક એવા મોટા માણસના જીવનની કેટલીક ગુંચો તમારી આંખો આગળ રજુ કરીશ જેથી સ્પષ્ટ સમજી શકશો કે **મોટા થવામાં માલ છે કે નહિ?**

× × ×

મિયાં છજ્જુભાઇના પિતાશ્રી નથ્થુભાઇ (આવાં વિચિત્ર નામો પુત્રો લાંબી ઉમરના થાય માટે રાખવામાં આવે છે.) મ્યુનિસીપાલીટીના ડેપો તથા કચરાપટ્ટી અને ટોલના નાકાનો કોન્ટ્રાકટ રાખતા હતા. ધીમે ધીમે કરકસરથી કેટલાક વર્ષને અંતે સારી રકમ એકઠી કરી તે પોતાના પુત્ર છજ્જુમીયાંને સોંપીને જન્નત નશીન થયા. ત્યારપછી ઉજળા વિચારના અપ-ટુ-ડેટ છજ્જુમીયાંએ પિતાના વખતના પુરાણા છાપરાને તોડી પાડી રૂપીઆ વીસ પચ્ચીસ હજાર ખર્ચી એક સારો બંગલો બંધાવ્યો. એટલે ગાડી વસાવવી પડી ને ગાડીને લીધે નોકરો વસાવવા પડ્યા. દિન પ્રતિદિન ખરચ વધવા લાગ્યો, સરકારી મોટા મોટા અમલદારોની વારંવાર મુલાકાતો વધવા માંડી. ખાન સાહેબનો ખિતાબ પણ મળ્યો, એટલે હવે પૂછવુંજ શું? ટીપાર્ટીઓ અને ગાર્ડનપાર્ટી-ઓની પરંપરા ચાલી.

"જુઓ ખાન સાહેબ! તા. ૩૩-૫-૪૦ ના રોજ નામદાર ગવર્નર સાહેબ આપણા નગરમાં પધારવાના છે માટે તે પ્રસંગે આપના તરફથી તેમને માનપત્ર આપવું જ જોઈએ." એક ઉંચા હોદ્દાના અમલદાર ખાન સાહેબ પ્રત્યે બોલ્યા.

"ઇન્સપેક્ટર સાહબ, એસા અચ્છા મૌકા હાથસે જાને દું એસા તો મેં નાદાન નહિં હું! મગર માનપત્ર તો એક બલા હય, યેહ લિખેગા કૌન?" ખાનસાહેબે પેટ પર હાથ ફેરવતાં ફરમાવ્યું.

"તેનો બંદોબસ્ત અમે કરી લઇશું. આપને તો ફક્ત મેલાવડાનો ને માનપત્રની છપાઇનો તથા સોનાની કાસ્કેટ બનાવવાનો ખર્ચ જ કરવો પડશે."

"કિત્ના ખર્ચ હોગા? ઉસ્કા અંદાજાભીતો હોના ચાહીયેના?"

"અરે! એમાં શું? બહુ બહુ તો હજાર રુપીઆ થશે, પણ આપનું નામ આખા મુંબાઇ ઇલાકામાં ગવાશે, અને ઇગ્લાંડ સુધી આપની વાહવાહ થશે!"

"હાં વોહ તો ઠીક મગર ઇસ્સે કુછ કમ ખર્ચ હો સકતા હે યા નહિ?

"નહિ, એવડા મોટા સાહેબને માન આપવાનું તેમાં કંઈ કંજુસાઈ ચાલે?"

"અચ્છા જાવ બંદોબસ્ત કરો."

× × ×

આ પ્રમાણે હજારેક પર પાણી કર્યું કે એકાદ બીજી આફત વંટોળીઆની જેમ ખાનસાહેબ પર આવી પડી.

"દેખીયે ખાન સાહબ, સંદલશા વલી દાતારકા મઝાર તૂટ ગયા હય, ઉસ્કો દુરૂસ્ત કરનેકે લિયે માઅકુલ ચંદેકી ઝુરૂરત હય. આપ જૈસે મોઅનેબર શખ્સકા નામ પહેલાહી આના ચાહીએ યેહ ખ્યાલ કરકે હમ આયે હેં."

સંદલશાવલીની દરગાહના અલમસ્ત મુજાવરે પોતાના બેચાર ગોઠીયાઓના ટેકા સહિત ચંદાનો ફંદો આગળ કર્યો. ખાનસાહેબ વિચારમાં પડ્યા એટલે મુજાવર સાહેબે આગળ લંબાવ્યું.

"જનાબ બડે બડે અમલદાર ઔર રઈસોંકી મજલિસોંમેં આપ હઝારોં રૂપે ખર્ચ કરતે હો ઓર યેહ કારે ખયરમેં સોચ કરતે હો?"

"તુમ્હારી બાત ઠીક હય; મગર ઉસ્મેં તો સરકારસે ઇઝ્ઝત ઔર ખિતાબ મિલ્તે હૈં યેહ કામ મેં કયા મિલેગા ?"

"યેહ સરકારમેં નહિ તો વોહ સરકારમેં ઝુરૂર ઇસિકા ઇવિજ મિલેગા !" અંતે કેટલી ખેંચાખેંચી પછી તે ચંદામાં સો રૂપીઆની રકમ માંડી એટલે મુજાવર સાહેબ તપ્યા :

"અજી કયા ! કલ્લુ ઘસીયારાજી સો રૂપે દે સકતા હય, નન્નુ ભઠીયારાજી દેઢસો રૂપે દેનેકો તૈયાર હય; ઔર આપ માશાઅલ્લાહ બડે રઇસ હોકર ફક્ત સો રૂપે?"

"તો કયા અપ્પી જાઇદાદ આપકો લિખદું ?" રીસ ચઢાવીને મુજાવર સાહેબ ચાલ્યા ગયા.

× × ×

ખાનસાહેબ છુટકારાનો દમ લઇ સીગરેટ સળગાવી આમતેમ આંટા મારી રહ્યા હતા એટલામાં ચાર પાંચ મનુષ્યોનું ડેપ્યુટેશન હાજર થયું. ખાનસાહેબે તેમને અધીરાઇથી પૂછયું :

"આપ લોગ કિસ્સ લીયે આયે હો ? ઔર કહાંસે આયે હો ?"

"જનાબ, અમોં સગલે મહીકાંઠા તરફસે આયલે હેં. અમારે ગામમેં બધે બડુ મુસલમાન હેં મગર નામકે મુસલમાન હેં. મેજતકા (મસ્જીદકા) બી કુછ ઠેકાણા નઇ હે. તમારે જેસે સબી મુસલમાન ભાઇઓંકી મદતસે યેદ કારે ખેર હો જાવે; તો અચ્છી બાત હે. અમને અંદાવાદ, બડોદા, ભડોંચ એ સગલે શહેરાંમેં ફીર ફીરકે પાંચ હઝાર રૂપીયે એકઠે કિયે હેં મગર અબી બીજે દસ હઝારકી ખાએશ હે. ચોં કે ઇત્તે ઓછે પૈસોંમેં મેજત (મસ્જીદ) અચ્છી રૂપાલી નહિ બનેગી ઐસા વો ઇસિબ મીસ્તરી તો કેતાથા."

"પાંચ હઝારમેં તો ખાસી અચ્છી સાદી સુદી મસ્જીદ બન જાએગી. ઝિયાદાકી અબ ઝુરૂરતહી કયા હય ?"

"મગર આજકાલકે અપ-ટુ-ડેટ ફેશનવાલે સુધરેલે જવાન સાદી મેજતમેં નમાજ પઢને નહિ આવતે હેંને? જરા રૂપાલા રંગ રોગાન હોવે, ચમક દમક હોવે તદ યે મેજતમેં આવે! વલી દુસરી બાત યે હે કે મેજતકા રોબ તાબ દેખકર બીજે ધરમવાલોંપરબી અસર પડેને?" ડેપ્યુટેશનની અંદરના એક સભ્યે વધુ ટેકો આપતાં કહ્યું કે,

"અસર ક્યોં ના પડે? અપને 'સાદી' ચાચા ફટેલે તુટેલે કપડે પહેનકે મિજલસમેં ગયેલે તો સબલોંને બિચારે ડોસેકુ જુતોં આગલ બિઠાયા. મગર ફિર રૂપાલે કપડે પહેનકે ગએ; તો અચ્છી જગે બિઠાએ. એ તો પહેલેબી ને આજબી ભપકેકુ માન હય!"

"ચંદે કે પૈસેસે મસ્જીદકી શાનો શૌકત બઢાના ઉસ્સે તો સાદી મસ્જીદ બનાનાકી ઠીક હય! કયા સાદી મસ્જીદમેં ખુદા નહિ મિલ્તા હય?"

"ભાઈસાબ, જો ધ્યાનમેં આવે વે દેદો ને? અમે તો તમોંકા નામ સુણકે આઈલે હે!"

"અચ્છા તો મેં પચાસ રૂપે દેતા હું."

"અમોંકુ તો પાંચસોકી ઉમેદથી ઓર તમોને તો પચાસ રૂપલડી લિખવાઈ!"

"લો ભાઈ, જબ સો રૂપે તુમ્હારી ખાતિરસે લિખના હું. જબરન સવાબ હાસિલ કરાનેકા યેહ અજીબ તરીકા હય?"

અંતે તે ડેપ્યુટેશન સો રૂપીઆ લેતાં પણ નારાજ થઈને ગયું.

× × ×

હવે ખાન સાહેબ પણ કંટાળીને ડુમસ તરફ હવા ખાવા માટે ગાડી જોડાવી તૈયાર થયા. ત્યાં તો એમના પુરાણા મિત્ર રંગીલદાસ રાવસાહેબ હૅટ ઉતારી સલામ કરતા પ્રવેશ્યા.

"ગુડમોર્નિંગ સર! ખાનસાહેબ આપ તો કંઈ બહાર જતા હોય એમ દેખાય છે ને શું ?"

"હા જી, જરા ક્રુમસ તરફ એક લટાર મારી આવવાનો વિચાર છે."

"ગાડીમાં તો આપ એકલાજ હશો જેથી વાતચીત કરનાર કોઈ ન હોવાથી આપનું મન મુંઝાસે માટે ચાલો હું પણ સાથેજ આવું છું ?"

"હા, ઘણીજ ખુશીથી ચાલો ?" પટપટ, પટપટ, કરતો ઘોડો હાલ્યો ને ગાડીમાં વાતોના તડાકા મારતા સાહેબો પણ ખેંચાયા. વાતવાતમાં રાવસાહેબે ખિસ્સામાંથી એક કાગળ ખેંચ્યો ને ખાનસાહેબનું ડાચું રહું રહું થઈ ગયું કે "રખેને કંઈ બલા ન હોય ?" હતું પણ તેમજ. જાણે ઘરવાળી મીઠા સ્વરે સાડી–પોલકાંની માગણી કરતી હોય એવી અદાથી રાવસાહેબ બોલ્યા :

"જુઓ ખાનસાહેબ ! મેં જાણે એક અપ-ટુ-ડેટ ન્યુ ફેશનની કલબ કાઢવાનો પ્લાન તૈયાર કર્યો છે."

"આપણને એ પ્લાન બ્લાનમાં કંઈ સમજ ન પડે ?" ખાનસાહેબે વચ્ચે માથું માર્યું.

"આમાં લાંબી સમજની કંઈ જરૂર નથી ? જુઓને જાણે એક મોટા પાયા પર કલબ સ્થાપવી, અને તેમાં મોટા મોટા હોદ્દેદારો અને ખિતાબોવાળા મોટા મોટા માણસોનેજ મેમ્બર બનાવવા. ક્રીકેટ, ટેનીસ, બીલીયર્ડ, પીંગપોંગ, બીઝીક વગેરે ગેમ્મો રમાવી જોઈએ. ગીલીદંડા, ગેડીદડા કે સતતાથ જેવી દેશી રમતોને સ્થાન ન આપવું."

"પણ એ બધું ધાંધલ ઉભું કરવાની જરૂરતજ શી છે ?"

"જેમ ઉઘાડા પગોથી અમદાવાદીઓને ઉઘાડા માથાથી બંગાલીઓ ઓળખી શકાય છે, તેમ આજકાલના મોટા માણસો એ પાર્ટીઓ અને રમતોથીજ ઓળખાય છે."

"તો એના કરતાં "**અમે મોટા માણસ છીએ**" એવા બિલ્લા કોતરાવીને છાતીએ લટકાવીએ તો શું ખોટું ?"

"એ મશ્કરીની વાતો જવા દયો. જુઓ જેકીશનદાસ જે. પી. નટવરલાલ નાઈટ, રેવાભાઈ રાવબહાદુર, દોલતરામ દીવાનબહાદુર, શમશુદ્દીન શમશેર બહાદુર ઈત્યાદિએ આ બાબતમાં પોતાની ખુશી બતાવી છે. હવે ફક્ત તમારીજ હાએ હાની વાર છે."

"તો જાઓ આપણી પણ હા."

"ત્યારે આપના મુબારક હાથે કંઈ અંકડો પ્રથમ મુકાવો જોઈએ?"

"ઘરમાં હતો ત્યાં પણ આંકડા અને હવે બહાર નીકળ્યો તો ત્યાં પણ મુબારક હાથના આંકડા મુકવાના બાકીજ રહ્યા ?"

"ત્યારે કંઈ ફોકટમાં "મોટા માણસ થવાય છે?"

"અરે ! રાવસાહેબ, બળી એ મોટાઈ ! મોટાઈમાં ને મોટાઈમાં તો તિજોરીનું તળીઉં સાફ થવા આવ્યું ?"

"અરે ! ખાનસાહેબ, કીર્તિ અમૂલ્ય વસ્તુ છે? પૈસા તો હાથનો મેલ છે. તમે સાંભળ્યુ નથી કે ઈજ્જત ખાતર દીકરામાં ખાવું પડે છે ?"

"તો જાઓ એ મોટાઈના નામ પર ધૂળ વાળી બસો લખું છું."

"એમ તે કંઈ બને ? તમારા જેવા હાતિમ દિલ સખી વજુદ પાસેથી તો ઓછામાં ઓછા પાંચસોની આશા રાખી શકાય !"

"પણ કુવામાં હોય તો હવાડામાં આવે ને ?"

"હવે એ બધાં બહાનાં જવા દયો, નહિતર બીજા મોટા માણસોને વચ્ચે નાખવા પડશે."

"જાઓ તમારી આ બે આંખોની શરમને લીધે પચાસ વધારે લખું છું. બસ હવે તો આવી બાબતોથી નાકમાં દમ આવ્યો છે?"

અંતે એ સાહેબો ડુમસના ભાઠામાં હવા ખાવા ગયા. ખાન સાહેબ તો હવે મોટાઈમાં સાવ મુંઝાઈ ગયા હતા.

"જો મેં ઉંચું ઘર બાંધ્યું ન હોત, અને આ ખાનસાહેબનું પૂછડું વળગાડયું ન હોત; તો આ બધી બલાઓ ન વળગત ?" વિચારમાં ને વિચારમાં રેતીમાં બેસેલા એક સદ્‌ગૃહસ્થ સાથે અથડાઈ પડયા. તેણે આંખ ફેરવી, "સાહેબ દેખાતું નથી ?"

"માફ કરજો." ખાન સાહેબે માફી માંગી, ગૃહસ્થાઈ બતાવી. રાવ સાહેબે તે અજાણ્યા માણસને કહ્યું.

"એ તો સુરતવાળા ખાન સાહેબ છે. એવા મોટા માણસની તો તમારે માફી માગવી જોઈએ."

"આપ જેવા મોટા માણસની બેઅદબી કર્યા બદલ હું માફી ચાહું છું." અજાણ્યા ઈન્સાને માફી માગી.

"કંઈ નહિ, હોય માણસની ભૂલ થાય છે. પણ આપની ઓળખાણ આપશો ?" ખાનસાહેબે મોટાઈ બતાવવા માંડી.

"મહાશય, હું એક દેશ સેવક છું. સોનાપુર વિધવા આશ્રમનો સેક્રેટરી છું. ઘણા શ્રીમંતો આ સ્થળે હવા ખાવા માટે આવે છે તેમના પાસેથી વિધવા આશ્રમ જેવા પરોપકારી ખાતાને નીભાવવાની મદદ લેવા માટે અત્રે આવ્યો છું. મ્હારા અહોભાગ્ય કે આપ જેવા મોટા માણસનો અચાનક ભેટો થયો.

"તે વિધવાઓને આશ્રમમાં ગોંધી રાખવા કરતાં પુનર્લગ્ન કરાવો તો શું ખોટું છે ?" ખાનસાહેબે સરળ રસ્તો બતાવ્યો.

"અમે એ પ્રશ્ન જ્ઞાતિ પરિષદોમાં ત્રણ ત્રણ વર્ષથી ચર્ચીએ છીએ પણ હજુ સુધી નિવેડો આવ્યો નથી. વળી પુનર્લગ્નને પસંદ કરે એટલી વિધવાઓ પણ હજુ કેળવાઈ નથી ત્યાં સુધી એવા આશ્રમોને નિભાવી

રાખવાની જરૂર તો છેજ. મુસ્લિમો સખાવત માટે આગળ પડતા છે તો અમારા પર પણ આપની કૃપાદ્રષ્ટિ થવી જોઈએ."

"વધુ ટેકામાં રાવસાહેબે ખાનસાહેબના કાનમાં ફુંક મારી જેથી પચાસનો આંકડો કચવાતે મને ખાનસાહેબને માંડવો પડ્યો. પેલા એક કવિએ પોતાના કમનસીબ ભાગ્ય વિષે લખ્યું છે તે બરાબર ખાનસાહેબને બંધબેસતું આવ્યું."

**"અભાગીયા તું જઈશ મા બેસી રહેજે ભારમાં,**
**તું પહોંચીશ રેલમાં તો હું પહોંચીશ તારમાં!"**

"યાને કે નસીબ બે ડગલાં આગળને આગળ રહે છે." હવે ખાનસાહેબે મનમાં ચોક્કસ ઈરાદો કર્યો કે "પાંચ છ મહીના બહાર ઉપડી જાઉં કે જેથી આ સુધરેલા ભિખારીઓની આપદાથી છુટું" એવામાં તાર આવ્યો. ભોગ લાગ્યા! તાર યતીમખાનાના સેક્રેટરીનો હતો તેમાં એટલુંજ લખ્યું હતું કે,

"યતીમખાનાની નવી ઈમારતનો પાયો આપના મુબારક હસ્તે નંખાવવાનો અમારી કમીટીએ ઠરાવ કર્યો છે, આપ એ મંજુર રાખશોજ એવી આશાથી તે બાબતના કાર્ડ પણ છપાવીને પ્રગટ કરી દીધા છે." ખાનસાહેબે સેંટહેલીનામાં કેદ થએલા નેપોલીઅન જેટલી મુંઝવણથી તાર કર્યો.

"આઈ એમ વૅરી સૉરી! હું ઘણોજ દીલગીર છું કે એવા શુભ અને પરોપકારી કાર્યમાં ભાગ લઈ શકું એવી સ્થીતિમાં નથી." તાર મળતાં યતીમખાનાના સેક્રેટરીએ જાણ્યું કે "ખાનસાહેબની તબીયત સારી નહિ હોય!" એવી વાત કરી જેથી કેટલાક મેમ્બરો સહિત હકીમ ચીચીને બોલાવીને તેઓની સ્વારી ખાનસાહેબને બંગલે આવી લાગી. તેજ વેળા ખાનસાહેબ મુસાફરીએ જવાને માટે બહાર પડ્યા. આંગણામાંજ આ વરઘોડાનો ભેટો થયો.

"આપકી દિલગીરીકા બાઅસ કોઈ બીમારી હોગી યે જાનકે હમને તો હકીમ સાહબકોભી તકલીફ દી; મગર માશાઅલ્લાહ આપ તો ખુશો ખુર્રમ હૈં, આપકે મુબારક હાથસે ઐસા મૌકા હમ ક્યું જાનેદેં ?" સેક્રેટરી સાહેબે બંબગોળો ફેંક્યો.

"મગર મુઝે પુને જાનેકી ખાસ ઝુરરત હય. અભી દેહલવી સાહબકા તાર આયા હે ઈસ લિયે ફૌરન જાનાહી પડેગા." ખાનસાહેબે બચાવ કર્યો.

"ખયર, તો દોતીન ઘંટે દેર જાઈએ. રાતકી નવકી લોકલમેં આપ જા સકતે હૈં" બધા મેમ્બરોના અતીશય આગ્રહથી ખાન સાહેબને રોકાવું પડ્યું. નવા કાર્ડો છપાવી બે કલાકમાં તો સેક્રેટરીએ મેળાવડો ઉભો કર્યો. ખાનસાહેબના મુબારક હાથે યતીમખાનાની નવી ઈમારતનો પાયો પણ નંખાયો. (મને એ વિચાર ઘણીવાર જુલાબ લીધેલો હોય ત્યારે આવે છે કે ઘણા મુબારક હાથોથી જાહેર ઈમારતો, ગાર્ડનો, પુલ, હોસ્પીટલો, લાયબ્રેરીઓ, ઈત્યાદિના પાયા જાહેર મેળાવડાઓમાં ધામધૂમથી નંખાય છે, પણ કોઈ મુબારક હાથથી સરકારી જાજરૂઓના પાયા કેમ ધામધૂમથી નંખાતા નથી ? જો કે એ પણ અતી ઉપયોગી પબ્લીક ધામ તો છેજ ?) સારા સારા વકતાઓનાં માખણીયાં ભાષણો થયાં, ખાનસાહેબની તારીફમાં કવિતાઓ પણ ગવાઈ, એક વકતાએ તો એમને "સેકંડ હાતમતાઈ" નો ખિતાબ પણ અર્પણ કર્યો એ બધાના ઉત્તરમાં એમને કચવાતા મને અંતરમાં હોળી છતાં મુખ પર દિવાળીનાં દર્શન કરાવી, દિલમાં મોહર્રમ છતાં મોઢા પર ઈદની ખુશાલી પ્રગટ કરી યતીમ ખાનાને પાંચસોનો આંકડો ભેટ ધરવો પડ્યો !

× × ×

જેમ પ્લેગની બીમારીથી ઉંદરો નાસે તેમ આ જોર જુલમની સખાવતથી ખાન સાહેબ દુર નાસવા લાગ્યા. પણ નસીબ તો ચાર

ડગલાં આગળનું આગળજ પહોંચતું, રેસની સીઝનમાં પોતે હવા ફેર માટે પુને પહોંચ્યા. ત્યાંના મોટા માણસોમાં ધીમે ધીમે ભમવા લાગ્યા. એક દિવસ ગવર્નર સાહેબની લેવીમાં જવાનો પણ ચાન્સ મળ્યો. ખાણી પીણીને અંતે લેકચરો થયાં. તેમાંથી આંખ, નાક, ને કાનના દરદોની નવિન હોસ્પીટલ ઉઘાડવાનો ગવર્નર સાહેબે વિચાર જણાવતાં ચારે તરફથી તે વિચારને અનુમોદન મળ્યું. દરેકે પોતપોતાની લાયકાત પ્રમાણે આંકડા મૂકયા. ખાનસાહેબના મનમાં તો જ્વાળામુખી હતો છતાં હસતા મોઢે એકસો એકાવનનો આંકડો મૂક્યો!

"મ્હારા કયાં ભોગ લાગ્યા કે હું મોટો માણુસ થયો! જો બાપદાદાના વખતનું છાપરૂં રહેવા દઈને બેસી રહ્યો હોત; તો સુખે રોટલો રળી ખાત?" ખાનસાહેબ હવે તંગીમાં આવી ગયા હતા.

"**નો એડમીશન વિધાઉટ પરમીશન**" નું પાટીઉં મ્હાર ટાંગ્યું હતું; છતાં અનેક રીતે આવનારાઓ લાગ સાધીને આવી જતા.

"અજમેરકી ટીકીટ દિલવાઓ, મીરાં દાતાર કે ઉર્સ જાનેકા કિરાયા દિલાઓ!" એવું કહેનારા તો અનેક આવતા તેમને ન છુટકે આઠ બાર આના આપી પતવતા. વળી કેટલાક સત્યાગ્રહી યોદ્ધાઓ તો ઘરની સામે અડંગો નાખીને પડ્યા રહેતા ને "કરદે હુકમ! દેદે હુકમ!"ના પોકાર કરતા. મોટાઈમાં ને મોટાઈમાં ખાનસાહેબનું તળીઉં સાફ થયું હતું; જેથી બંગલો વેચી કાઢી એક નાના ઘરમાં રહેવા ગયા. "ખાનસાહેબ" ના ખિતાબને ખૂણામાં ઢાંકી મૂકયો અને બાપીકો ધંધો કચરાપેટીનું કોન્ટ્રાક્ટ રાખવાને મેદાને પડયા. એ વખતને આજે એ ત્રણ વર્ષ વીતી ગયાં છે. હવે કોઈ એમને કાયર કરતું નથી. જાહેર મેળાવડામાં કોઈ બોલાવતું એ નથી! અને એવણ જાતે પણ એવા મેળાવડાઓને દૂરથીજ "નવ ગજના નમસ્કાર" કરી પોતાને ધંધે વળગે છે.

કોઈ એમને એ વિષે પૂછે તો ઉત્તરમાં એટલુંજ કહે છે કે "**મોટા થવામાં માલ નથી**" માટે અમને તો અંધારા ખૂણામાંજ પડયા રહેવા દો. જેને પ્રકાશમાં આવવું હોય તે ભલે આવે!"

# સોટીનું સામ્રાજ્ય !

હેસ્ટીંગસની સોટીથી સારાએ હિંદનો ભણેલો વર્ગ અજ્ઞાત નહિ જ હોય; તેમ અમારા ગુરુ ગોકળદાસની દોઢ હાથ ને ચાર આંગળની નેતરની સોટી અને ઉર્દુમાં કહીએ તો બેત તથા અંગ્રેજીમાં વદીએ તો Cane અમારી પ્રાથમિક શાળાના સામ્રાજ્યમાં સર્વવ્યાપિ હતી અને છે. અમારી શાળામાં આચાર્યશ્રી ગોકળદાસનું આગમન થયું તે આદિ સમયથી અંતપર્યંત એટલે કે ભૂતથી તે ચૂડેલ... અરે ભૂલ્યો ! વર્તમાન સુધી, એ સોટીના ચમત્કારને નમસ્કાર ન કર્યા હોય એવું કોઈકજ કમભાગ્ય પ્રાણી હશે ! સાંદિપન ઋષિના સમયના

"રમાડતો ગોકુળ માકડાં ગુરુને ઘેર લાવતો લાકડાં,
તે જઈ બેઠો સિંહાસન ચઢી મા'રે તૂમડીને લાકડી !"

—નું સ્મરણ કરાવનાર શ્રીકૃષ્ણ અને સુદામા જેવી ગુરુભકિત તો અમે ક્યાંથી લાવીએ ? કારણ કે તે પ્રાચીન સમયમાં તો ઋષિની પર્ણ-કુટિઓજ છાત્રાલય (બોર્ડીંગ) તરીકે વપરાતી, અને વિદ્યાના આરંભથી અંત સુધી એકજ ગુરુનું શિષ્યપદ સ્વીકારીને ત્યાંના ત્યાંજ (ભિક્ષાવૃત્તિથી) આર્ષીને અલમસ્ત બની બ્રહ્મચર્યાશ્રમ પૂર્ણ કરતા. જેથી કૃષ્ણ સુદામા જેવી ગુરુભક્તિ કર્યા વગર છુટકોજ ક્યાં હતો ? જો તે સમયમાં ગુરુભકિત ન કરે તો ભૂખે મરવું પડે એમ હતું ! તે પુરાણ સમયના શિષ્યોની ગુરુભકિત કેવા ઉત્તમ પ્રકારની હતી તે આજકાલના ઉદ્ધત વિદ્યાર્થીઓને કાનમાં સાંભળી ધ્યાનમાં ઉતારવા જેવી છે.

× × ×

ઈ. સ...પૂર્વે અને વિક્રમ સંવતની પશ્ચિમે કઈ સાલમાં તે વંચાયું નથી, કારણ કે તંબાકુના પાંદડા પર સંસ્કૃત ભાષામાં લખેલું (મારા ધારવા પ્રમાણે તમાલપત્ર હશે, પણ ભૂલથી તંબાકુ લખાઈ ગયું છે!) આ દૃષ્ટાંત વાંચ્યું હતું; તેમાં જે જગ્યાએ સાલ લખેલી હતી તેટલું પાંદડું કોરાઈ ગએલું હતું તે ઉપરથી સાબિત થાય છે કે દરેક ધર્મશાસ્ત્રમાં તો "બીડી પીવાની સખ્ત મનાઈ છે; છતાં જે પીશે તેને પોલીસને સ્વાધીન કરવામાં આવશે!" એવું લખ્યું છે તો પણ કોઈ યોગીરાજ તે લેખવાળા પાંદડામાંથી સાલવાળો થોડોક ભાગ **धुम्रपान महाधर्म** કરી ગયો હશે! ટુંકાણમાં લખવાનું કે,

આચાર્યશ્રી ગંભીરાનંદજીના આશ્રમમાં ઘણા શિષ્યો હતા, પણ તેમની ચરણ સેવા કરવાનું સદ્‌ભાગ્ય તો તેમના રામુ અને જામુ નામના પટ્ટ શિષ્યોનાજ કપાળમાં લખાએલું હતું. આ બે શિષ્યોની ગુરુભક્તિ અજોડ હતી! એક સમયે રામુ અને જામુ ગુરુનું ચરણ સેવન કરી રહ્યા હતા. રામુ જમણા પગનું અને જામુ ડાબા પગનું ચરણ સેવન કરી રહ્યો હતો. સંસ્કારી ભાષામાં કહીએ તો દક્ષિણ પાદનું સ્વામીત્વ રામુના હસ્તમાં હતું અને ઉત્તર પાદનું આધિપત્ય જામુના કરકમળમાં હતું. ગુરુએ જરા પાસું બદલ્યું અને ડાબા પગ પર જમણો પગ મૂક્યો એટલે જામુ રામુ પર ક્રોધે ભરાયો–

'શું મા'રા અધિકારના પગ પર તા'રા અધિકારનો પગ ચઢી બેસે?" એમ કહી એક ડીફણું લાવીને ગુરુભક્તિના આવેશમાં જમણા પગમાં ઠોક્યું એટલે ગુરુએ ડાબો પગ જમણા પગ પર ધરી દીધો જેથી રામુએ પણ એક ડીફણું જામુના અધિકારવાળા ડાબા પગ પર ઠોક્યું.

"ત્યારે શું મારા અધિકારવાળા પગ પર ત્હારા અધિકારવાળો પગ ચઢી બેસે?" પરિણામે ગુરુએ ઘણીએ રા'ડો પાડી, પણ તે ગુરુચરણનું સેવન કરવાના પવિત્ર કાર્યમાં પ્રવૃત્ત થએલા એકના બે ન થયા!

ક્ષણવારમાં તો ગુરુના વળીના દાંડા જેવા પાતળા પગોએ હસ્તિના ( હાથીના ) પગોનું રૂપ ધારણ કર્યું ! ઉપર્યુક્ત બીના પ્રાકૃતના ' કપોલ કલ્પિત ' નામના ગ્રંથમાં પણ નોંધાએલી નજરે પડે છે. અસ્તુઃ

× × ×

## સમય પલટાયો છે.

અત્યારે તો દસ વરસમાં દોઢસો ગુરુઓ પાસે અધ્યયન કરવાનું રહ્યું પછી એક જીવ તે કેટલા ગુરુઓની ભક્તિ કરે ? વળી કેળવણી વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના ઢંઢેરામાં પણ " ગુરુઓની ભક્તિ કરવી નહિ " એમ લખ્યું છે. કારણ કે પૂર્વના ગુરુઓ પ્રમાણે વર્તમાન ગુરુઓ ભિક્ષાવૃત્તિ પર જીવન ગુજારતા નથી. મહિનો પૂર્ણ થતાં પહેલાં રૂા. ૧૫) અંકે રૂપીઆ પંદર રોકડા મુંબઇગિરાનું બીલ આકારીને મોકલાવે છે. પછી ભલેને તે બીલનાં નાણાં બે મહિને મળે ! પણ મુદ્દાની વાત આમ છે કે ગુરુઓની સેવા બારોબાર સરકાર માગાપ કરી લે છે, માટે આજના શિષ્યો તે તરફ દુર્લક્ષ થયા હોય તો તે વાસ્તવિક છે.

તમે જાણોજ છોને કે સમય બદલાયો છે. દિવેલનાં કોડીઆંની જગ્યા ઇલેકટ્રીક લાઇટે લીધી છે ! ખટારાની જગાએ મોટર ઠસી છે ! કાષ્ટના ઘોડાને ઠેલીને પદભ્રષ્ટ કર્યો છે ! ચોબગલાને ઠેકાણે હાફકોટ અને પાઘડીને બદલે હૅટ વસી ગઇ છે ! કસુંબાની જગ્યાએ ચાહ અને ચલમની જગ્યાએ સિગરેટ ! માતાના સ્તનપાનને બદલે બાટલીનું દૂધ અને ડોંગરેનું બાલામૃત કે મેલીન્સ ફુડ વસ્યું છે ! પછી તમો કહો છો કે,

**નિજ બાળમાં માતા તણા સંસ્કાર કહો ક્યાંથી રહે ?**
**જ્યાં દૂધ ડબ્બાનું અને તાલીમ સરકારી મળે ?**

—મતલબ કે " સમય પલટાય છે જ્યારે બધું પલટાય જાએ છે. " એટલે કે પહેલાં શિષ્યોને ગુરુભક્તિ કરવી પડતી હતી; પણ હવે ગુરુઓને ઓછા પગારને પ્રતાપે પેટનો ખાડો પૂર્ણ થતો ન હોવાથી

ટયુશન મેળવવા કાજે શિષ્યભક્તિ કરવી પડે છે. મારૂં ન માનો તો પૂછો અમારા પાડોશી પંતુજી તુકારામને !

× × ×

## ગુરુ ગોકુલદાસનો દોર.

વાંચક બિરાદર ! મુદ્દાના વિષયથી કંઇક આડોઅવળો ચાલી ગયો હોઉં એમ ભાસ થાય છે. હું પણ શું કરૂં ? વરસાદ અને વાવાઝોડાના તોફાનથી રેલના પાટાઓ પણ ઉખડીને ઝાડ પર જઈ પડયા તો આપણે સ્હેજ ખસી જઈએ એમાં શું નવાઈ ? મોટા મોટા ફર્સ્ટકલાસ વકતાઓ અને લેખકો પણ મૂખ્ય વિષયને પડતો મૂકી આડાઅવળા ભટકી જાય છે; તો મ્હારા જેવો થર્ડકલાસ લેખક સરીયામ રોડ પરથી સ્હેજ ખસી જાય તેમાં શું થઈ ગયું ? એક તો આજકાલ સડકોમાં મોટા મોટા ખાડા પડી ગયા છે અને વળી મેઘરાજાની મ્હેર, પવનની લ્હેર તથા અમાવાસ્યાનું અંધારૂં અને ઇલેકટ્રીકનું બીયાબારૂં ! પછી હું ધોરી રસ્તેથી વેગળો ગયો હોઉં એમાં આશ્ચર્ય પણ શું ? જુઓને કવિવર નાનાલાલ કાકા જેવા ગગનવિહારી કવિનો પગ પકડીને નીચે ખેંચી લાવવા કેટલા સાક્ષરો પ્રયત્ન કરી રહ્યા છે, ત્યારે કેટલાક એમને કૈલાસની ટોચે શિવના મસ્તક ઉપર બેસાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે ! કેટલાક કનુ મુન્શીને ‘ ચમચરકો ’ લગાડે છે; તો કેટલાક મુન્શીનું નામ આવતાં કિનાઈનની ગોળી ગળવા જેવું કરે છે ! આ પ્રમાણે અનેક ભાડભુંજાઓ સાહિત્યની ભઠ્ઠીમાં મનસ્વીપણે ચણા, મમરા ને ધાણી ફોડી રહ્યા છે, તો આપણે પણ એક ખૂણે ઉભા ઉભા પૌંઆ ખાંડીએ !

આપણી નવલકથાની નાયિકા નેતરની સોટી છે માટે તેને બરાબર પકડી રાખીશું. એક દિવસે લેસન લેતાં ગુરુ ગોકળદાસે મને પૂછ્યું : —

“ હાડકાંમાંથી શું નીકળે છે ? ”

" સાહેબ, હાડકાંની વાત હાડવૈદ જાણે. " આટલું બોલતાંમાં તો બે ઝપાટા લાગ્યા. હવે મગનશેઠના છગનનો વારો આવ્યો.

" અલ્યા છગના બોલ, ભૂગોળ શા માટે શીખવવામાં આવે છે ? " છગન પણ અમારી ક્લાસમાં બીરબલ જેવો હાજર જવાબી વિદ્યાર્થી હતો તેણે એકદમ જવાબ ઠોક્યો.

" પરીક્ષાની વેઠ ઉતારવા!" ગુરુજી ક્રોધથી નસ્કોરાં ફુલાવતા હાથમાં રણચંડીકા અરે ! ભૂલ્યો ! આપણી વાર્તાની નાયિકાનો સહકાર કરીને છેક છગનની પીઠ નીકટ પધાર્યા અને નાયિકાનો બેટો એવો કરાવ્યો કે ક્ષણવારમાં તો છગનની પીઠના સપાટ પ્રદેશ પર સાતપુડા અને વિંધ્યાચળ જેવા બે ઉચ્ચ પ્રદેશની રેખાઓ ઉપસ્થિત થઈ! ( સોળ પડયા. )

આચાર્યશ્રી ગોકળદાસ તાડન વિધિના શ્રમથી શ્રમિત થઈને પેટની ધમણ હલાવતા પ્રસ્વેદબિંદુ લુછી રહ્યા હતા એટલામાં છગનનો પાડોશી ગગન બોલી ઉઠ્યો:

" સાહેબ ભૂગોળ ગામો, શહેરો, નદીઓ વિગેરે જોવા અને ગોખી ગોખીને ગળી મુકવી દેવા શીખવવામાં આવે છે. "

" બેસ, બેસ વાંઝણીના ! " કહી ગુરુએ તેને પણ ભરચી ગુંદરપાક જમાડયો, જેથી કેટલીક પળો સુધી શાળામાં સ્મશાનવત શાંતિ પ્રસરી! આ પ્રમાણે જરાપણ લેસન ન આવડતાં કે ઘેરથી શાળામાં આવતાં જરા મોડું થતાં ગુરુ ગોકળદાસ કાળભૈરવનું સ્વરૂપ ધારણ કરી અમારા પર તૂટી પડતા ને શાળાને ક્ષણવારમાં લકડી પટાનો અખાડો બનાવી દેતા ! અમારા બરડા પણ સોટીના પ્રહારોથી રીઢા ઢાલ જેવા થઈ ગયા હતા.

× × ×

## વિદ્યાર્થીઓનાં પરાક્રમ.

એક દિવસનો પ્રસંગ ખાસ નોંધવા જેવો હોવાથી અત્રે રજુ કરવાનું સાહસ કરૂં છું. બપોરના ગાળે, અમારા ગુરુજી એક તરફ રૂપાની તૂટેલી દાંડી પર દોરી વીંટાળેલી ફ્રેમવાળા ચશ્માને નાકની દાંડી પર ઠેરવીને પાઘડું ખુંટીએ ભેરવી, પગને લેખન પીઠના (મેજ) ઉચ્ચ પ્રદેશ પર ઠેસવી ખુરસીમાં ધાંસડી વળાઈ જઈને નિત્ય નિયમ પ્રમાણે જરા વામકુક્ષિ કરી રહ્યા હતા. એટલે કે નાસિકાદ્વારા ઉંટ જેવો ઉચ્ચાર કરતાં નિદ્રાદેવીની આરાધના કરતાં ખુરસીમાંજ સમાધી ચઢાવી રહ્યા હતા, એવા કટોકટીના પ્રસંગે હું મૉનિટર હોવાથી મ્હારે ગુરુની સમાધીમાં ખલેલ ન પડે તેટલા સારૂ બીજા વિદ્યાર્થીઓને એકડે એકથી એકે ઓગણીસો સુધી આંક લખાવવાનું જહાંગીરશાહી ફરમાન દુઃખી જીગરે કરવું પડતું!

ટીખળી છોકરાઓ આ અણમોલી તકનો સુંદર લાભ લેતા. અમારા વર્ગમાં એદલજી અડસટ્ટે નામનો એક પારસી પોરીયો મહા ટીખળી હતો તે છાનોમાનો ગુરુની પાઘડી પોતાના મસ્તકે ગોઠાને ઉદર પ્રમાણે ધીરતા અને ચપળતાથી ગુરુની નકની દાંડી પરથી ચશ્મા લેવાની પેરવી કરી રહ્યો હતો. નાગનો મણી લેવા જેવું દુષ્કર કાર્ય હતું; તો પણ એદલજી અડસટ્ટે એવા કાર્યમાં પાછો પડે એમ ન હતો. (ગુરુની કુંભકરણીયા નિદ્રાને પ્રતાપે) તે સાહસ કરી રહ્યો હતો. એવામાં મા'રી દ્રષ્ટિ તેના પર પડી. મેં તેની પાસેથી ચશ્મો ઝુંટાવી લેવાનો પ્રયત્ન કર્યો, પણ અમારી ખેંચાખેંચીમાં ચશ્માની એક દાંડી રીસાઈ ગઈ અને એદલજીના કોણી ગુરુના કપાળ પ્રદેશને ભેટી પડી! એટલે પછી પૂછવું જ શું?

એકસામટા બેચાર સાંઢ બરાડી ઉઠે એમ ગુરુજીએ ત્રાડ પાડી! શું જાણે ભાદરવાનું વાદળ ગાજ્યું! એમની ચોટલી નહિ પણ ચોટલો હવામાં ઉંચો રહી અસ્તવ્યસ્ત થઈ ગયો હતો, કૌટિલ્ય નીતિ વિશારદ

અને અર્થશાસ્ત્ર પ્રવર્તક ગુરુ ચાણક્ય પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા જાણે નંદનો નાશ કરવાને શીખાબંધન કર્યા વગર ધસી આવતા હોય; તેમ જોયા ભાળ્યા વગર ડ્રાઈવરથી તે ગાર્ડ સુધી દરેકની પીઠ પર જુવારનો પોંક વગર મોસમે પાડવા લાગ્યા ! ગુરુજીને તાડનવિધિ કરવાનો અસાધ્ય રોગ લાગુ પડ્યો હતો તે મટાડવાને અમારી શાળાના સર્વે શિષ્યોએ નિશાળ ઉઘડવાના સમય પહેલાં ઓટલા પર બેસીને સર્વાનુમતે ઠરાવ પ્રસાર કર્યો હતો. તે ઠરાવને અમલમાં મૂકવા સારૂ અમારી તે દિવસની સભાના પ્રમુખ નવાબ અક્કલબાઝખાંના અનૌરસ પૌત્ર મિયાં અબ્દુલકરીમે ખાસ રવા પટેલની વાડીમાંથી 'કવચ' લાવીને ગુરુજીના આસને ( સાડાત્રણ પાયાવાળી ખુરસી પર ) ભેટ ચઢાવી હતી. બધું શિષ્યમંડળ હર્ષાવેશમાં આવી ગયું હતું, પણ 'એકને પાપે વહાણ્ ડુબે.' તેમ કોઈ ચાડીઆ છોકરાએ અમારા પ્રોગ્રામ વિષે ગુરુજીને આગળથી ચેતાવી દીધા હતા, એટલે જેમ લંડનની પાર્લામેન્ટને ઉડાવી દેવાનો ગાય ફોક્સનો 'ગનપાઉડર પ્લોટ'નો પ્રોગ્રામ જાહેર થતાં તે અને તેના સાથીઓને ફાંસી મળી હતી; તેમ મિયાં અબ્દુલકરીમ અને અમારા મંડળના બધા સભ્યોને દોઢ હાથવાળી રણચંડિકાનો ફરી ફરીને પુન: ભેટો થયો ! આખી શાળામાં કરૂણતાનું સામ્રાજ્ય વ્યાપ્યું. રા. ખેંગાર મરતાં જુનાગઢમાં જે શોક પ્રસર્યો હતો અને કરણઘેલો પલાયન થતાં પાટણમાં જે દિલગીરી ફેલાઈ હતી તે કરતાં પણ અમારો શોક સહસ્ર ઘણો હશે ! પણ–

**"સુખ દુ:ખ મનમાં ન આણીએ, ઘટ સાથેરે ઘડીઆં"**

નામની ચોથી ચોપડીમાંની ગોખીને ગળું સુકાઈ ગયેલું તે નરસિંહ મહેતાની કવિતા અમારી જીહ્વાગ્રે હોવાથી અમે ક્ષણવારમાંજ શોકને વિસરી ગયા ! મતલબ કે સોટીઓનો સહકાર કરીને પણ ગુરુ ગોકુળદાસની શાળામાં અભ્યાસ કરીને સૌ શાસ્ત્રમાં પારંગત થયા હોઈએ એમ ગર્વ ધારણ કરીને અંતે સમયાનુસાર ગૃહસ્થાશ્રમમાં પડ્યા ! કેટલાક બ્રહ્મચારી પણ રહ્યા !

× × ×

# સોટીનાં રૂપાંતર.

જેમ કિશોરીમાંથી મુગ્ધા, અને મુગ્ધામાંથી યુવા, અને યુવામાંથી પ્રૌઢા તથા પ્રૌઢામાંથી વૃદ્ધા એમ અનેક સ્વરૂપો સ્ત્રીજાતિમાં બદલાય છે; તેમ ગુરુ ગોકુળદાસની સોટીનું રૂપાંતર થયું, અને તેના અધિકાર પ્રમાણે જુદાં જુદાં લાકડી, ધોકો, લઠ, ડીફણું, ડંડો, ડાંગ, ગદા ઈત્યાદિ ઈત્યાદિ નામ પડયાં! જો કે સોટીથી વિદ્યાર્થીઓને તો ફાયદોજ થયો છે; પણ બીજા લોકોને શું લાભાલાભ થાય છે તે તપાસીએ. જ્યારે એ સોટી કોઈ પોલિસ જમાદાર કે ફોજદારને હાથ ચઢે છે; ત્યારે ગુનેહગાર ન હોય તેને પણ ગુનેહગાર બનાવવાની પરાણે ફરજ પાડે છે! પ્રજાસત્તાક નહિ પણ રાજાસત્તાક રાજ્ય ચલાવવાને સોટી ખાસ ઉપયોગી છે. એ સોટીની સત્તાને પેલા અસહકારીઓ પશુબળ કહે છે. એજ સોટીનો પિતા ડંડો, જ્યારે એક સાધારણ "સપઈના હાથમેં આની ઝાઇસે ઈ ટાંણે" પ્રજાનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરવાનું વિશેષ કાર્ય કરે છે! શું કરે? બિચારી પોલિસ સિપાઈ તરિકે નોકરી કરનાર વ્યક્તિઓ પણ પ્રચંડકાય હોય છે. તેમને ટંકે ત્રણ શેર અનાજ ખાવા જોઈએ તે આવા મોંઘવારીના સમયમાં વીસ રૂપરડીમાંથી શી રીતે પુરૂં કરી શકે?

"તમેજ કે'ઓને? જરા દેમાગને સરાન પર ચ'રાવીને ભેજું કસી જોસો; તો બધું આપોઆપ રોશન થશે!" કે ઢેડ, દુબળા, વાઘરી ઈ૦ અંત્યજ વર્ગને લુખ્ખો દમ ભરાવીને એ બિચારા સિપાઈદાદા ચાહપાણીનાં એક બે દોઢીયાં કઢાવે તો એમાં એમનોએ શો દોષ? એ પણ જગતનો ન્યાય છે કે મોટા અમલદારો ઓકાવે તે ભેટ કે નજરાણું કહેવાય અને નાના અમલદારો પૈસા કઢાવે તે લાંચ?" "ગરીબકી જોરૂ સબકી ભાવજ!" હશે આપણે શું? 'કરશે તે ભરશે' ને 'ફરશે તે ચરશે' વળી બાંધ્યું ભૂખે મરશે!'

પણ ઓ મા'રા બપ્પાત્રાના બપ્પાત્રા ! એ ડંડાએ જ્યાં લોકોના સલામત ભેજાં ચોક્કસ રીતે કસવા માંડયાં કે ગમે તેવા ઉશ્કેરાયલા હિંદુ, મુસલમાનો હુલ્લડ કરવું પડતું મૂકી 'તેરીબી ચૂપ' કરનારા ! એ ડંડો જ્યારે વીફરે છે, ત્યારે ઠેરઠેર સત્યાનાશ વાળી દે છે. જલીયાનવાલા બાગમાં કોઈ ડાયર નામના પ્રાણીએ એ ડંડો ઉછાળ્યો હતો, તે એવો ઉછાળ્યો કે ત્રણસો વરસથી ઉંઘી રહેલા છત્રીસ કરોડ કુંભકરણોને એકે સપાટે જગાડી દીધા ! અને હવે ભવિષ્યમાં એવા ડંડા ન પડે એટલા માટે ખોપરીઓને મજબુત કરવા જાડી ખાદીની ટોપીઓ પહેરીને સ્વરાજ્ય મેળવવા ઘોંઘાટ કરવા લાગ્યા ! પણ આપણા ગોરા માવતરોની ભૂમિમાં ઉત્પન્ન થએલા કોઈ ચર્ચીલ નામના મહર્ષિના તપનો એ ઘોંઘાટથી ભંગ થયો જેથી તે ઋષિરાજે 'ટેમ્સ'ના પુલ પર ઉભા રહીને, ચીરૂટનો દમ લગાવતાં, એક હાથ પાટલુનના ખિસ્સામાં ઘાલીને શ્રાપ આપ્યો કે,

"લાયક થશો ત્યારે સ્વરાજ આપીશું ! હજુ તો તમારા દુધીયા દાંત ગંધાય છે !" અને ખરેખર ! સ્વરાજની ધુનમાં અમને સજોખમ થઈ ગયું, છતાં તે તો ન મળ્યું ! પણ વાજાં અને ગાયને બ્હાને અંદર અંદર લડી મરવાનું બ્હાનું જડયું ! ત્યાં પણ એ સોટીની માતા લાકડી અને પિતા ડંડાએ પોતાનું ધાર્યું કર્યું ! એમાં એ ડંડાની પણ કસુર નથી કારણ કે એ પ્રથા તો ઈતિહાસમાં 'પીછેસે ચલી આતી હે' રામ રાવણમાં પણ ડંડા ઉછળ્યા હતા, પાંડવકૌરવમાં પણ ડંડા ઉછળ્યા હતા. ત્યારથી અત્યાર સુધી અનેક વાર હિંદમાં ડંડા ઉછળ્યા છે. પાણીપતના મેદાનમાં તો અનેકવાર દાંડીઆરાસ રમાયો છે. તો હવે એજ સાબિત થાય છે, કે **ડંડા એ ઈતિહાસનો આત્માજ છે !** એ સર્વવ્યાપી ડંડો જ્યારે શહેનશાહોના હસ્તનો સત્કાર કરે છે ત્યારે રાજદંડ કહેવાય છે. એ રાજદંડ જેવા નિર્જીવ પ્રાણીમાં પણ એટલી શકિત હોય છે કે મોટાં રાજાનાં રાજ્ય પણ પાયમાલ કરી શકે છે ! રાજા કૈસરને પૂછ કે તા'રી

મૂછનું કયમ નીચું થયું ગુરુ? હશે, **એ વાત તો એટલેથી જ રહી ને ભીમગદાની શી ગત થઈ?**

× × ×

સાહેબો અને મડમો! જેમ પહેલાં વાંસ જેવા લાંબા મનુષ્ય હતા ને ઘસાઈ ઘસાઈ ને અત્રે આડ વેંતના થઈ ગયા છે; (અખાએ કહ્યું છે કે આડ વેંતનો હું જે ઘડયો; તે કયમ હરિથી અળગો રહ્યો ?) તેમ ભીમની ગદા કાળક્રમે ઘસાઈ ઘસાઈ ને સંક્ષિપ્ત રૂપે રહી ગઈ છે. તેના પણ અત્રે બે પ્રકાર થયા છે. એક કેળવાએલાઓનાં સંસર્ગમાં રહેનારો અને બીજો અભણોના સહવાસમાં રહેનારો. કેળવાએલાઓના સહવાસમાં તે મગદળ રૂપે નિશાળના ખૂણાને શોભાવે છે! ઉપયોગ થાય છે કે નહિ તેનો ભેદ તો જાણે અલ્લાહમિયાં! ઉપયોગ નહિજ થતો હોય, નહિતર પેલા લોકો કહે છે તેમ:—

"મેટ્રિક તો માંદા થયા, બી. એ. બન્યા બેહાલ;
એમ. એ. મરણ પથારીએ, એ વિદ્યાના હાલ!"

લખવાની ફરજ કેમ પડી?

હશે! બીજો પ્રકાર ધોકાના નામથી ઓળખાય છે; તે બાગબગીચા અને મહેલ–હવેલીઓનું રક્ષણ કરનાર સીતારામ, રામપ્રસાદ ઈત્યાદિ ભૈયાઓનો સત્કાર કરે છે. કાં તો હીંગ વેચનાર કે ઢેડ–ભંગીઓને પૈસા ધીરનાર પેલા ચંઘીસખાં જંઘીસખાં જેવા આગાઓના હસ્તને શોભાવે છે!

ધોકાનો લઘુબંધુ ડીફણું, જે પ્રજાપતિ (કુંભાર) ની જંગમ મિલ્કત છે. કારણ કે તેમનો હાથી ગર્ધવરાજ જ્યારે પાંચ મણના બોજાસહિત સમાધી ચઢાવીને રસ્તામંજ સ્થિર થઈ પ્રભુના ધ્યાનમાં એકતાન થાય છે; ત્યારે એજ ડીફણુને પ્રતાપે તેમાં ચૈતન્ય પ્રગટે છે! એ પાપી ડીફણું ખરરાજનું પરાપૂર્વનું વૈરી છે! એ ડીફણારૂપી રાજદંડના પ્રતાપથીજ "સુખે સુએ સંસારમાં ભાગ્યવંત કુંભાર!"

પણ એજ નામાંકિત ડીફણું જ્યારે અબળાઓને હસ્તક ચઢે છે; ત્યારે મોટી મોટી વોશીંગ કંપનીઓને પણ મ્હાત કરે એવું મહાભારત કામ કરે છે! એકજ ડીફણાથી ગમે તેવાં જાડાં કપડાં ધબ્બ ક! ધબ્બાક! શું ને ધબ્બ દઈને ધોવાઈ જાય છે! રાવણને દશ મસ્તક હતાં. તેમ એ ડીફણાને બે મસ્તક પ્રગટ થાય છે ત્યારે એ દેશોદ્ધારનું રૂપ ધારણ કરે છે. એને નર્મગદ્યમાં ગોટીલાના નામથી સંબોધ્યું છે. એ ગોટીલાના વાલીવારસો પીંજારા મહાશયના નામથી ઓળખાય છે. પીંજણના ધનુષ્ય પર એ ગોટીલો બાણરૂપે ગોઠવાય છે ત્યારે "ફરરાગ ફફ!" શું ને રૂ પીંજાઈ જાય છે. રૂમાંથી સુતર થાય છે ને સુતરમાંથી કપડાં તૈયાર થાય છે. જેમ છેલ્લા યુરોપી વિગ્રહમાં ચર્ચીલ અને ઑડન બ્રિટનના મોટા સ્તંભો ગણાય છે; તેમ અસહકારની ચળવળના મૂખ્ય પ્રધાનો રેંટિઆ અને ગોટિલા ગણાતા! એ મોઢાનો ગપગોળો નથી પણ 'હરિજન બંધુ'નું વાક્ય છે!

× × ×

## ડીફણાનાં સગાસંબંધીઓ

ડીફણાની સગી માસી ડાંગ જ્યારે ભરવાડોને હાથ ચઢે છે, ત્યારે મોટા મોટા મહારથીઓને પણ ભારે થઈ પડે છે! "મહારાજાધીરાજ" વાંચનાર કાકની ઘડીયાળી ડાંગથી અજ્ઞાન નહિ જ હોય! અજાયબીની વાત એ છે; કે એ ડાંગના ટેકા પર ભરવાડો આખી રાત ઉભા ઉભા ઉંઘી શકે છે. ડાંગ પલંગની ગરજ સારે છે! જેમ બિલાડીનું આગમન થતાં ઉંદરમામાને પલાયન થઈ જવાની ફરજ પડે છે; તેમ વર્તમાન યુગમાં બંદુકડીની પધરામણી થતાં ડાંગડીને નાસીપાસ થવું પડે છે! ભલું થજો પેલા બિચારા સ્કાઉટોનું કે તેમણે હિંદની પુરાણી જાહોજલાલીના સ્મારકરૂપ ડાંગનો અંગીકાર કર્યો છે. પણ તેમનાં માકડીંગલા ખોળીઆં નિહાળીને મા'રા ડોળા આશ્ચર્યથી પહોળા થઈ જાય છે કે રખેને એ ડાંગ ઉંચકતાં એમનાં કંઈ કાંડાં ન ઉતરી જાય!

× × ×

ખોકો જ્યારે ખાઈપીને તાજો થએલો હોય છે; ત્યારે લકુ કહેવાય છે. " ઝટ દે પટ મરેગા! કરદે હુકમ દેદે હુકમ! એક પૈસા લુંગા ઔર સો ગાલી દુંગા!" ઇત્યાદિ બ્યર્થ બકવાટ કરી સંસારીઓને રંજાડનાર હટ્ટા, કટ્ટા, મુસ્ટંડા ફકીરો એ લકુ ધારણ કરીને લકુધારી બની દુનિઆને ભારરૂપ થઈ પડયા છે. ત્યારે "જય શંભો ભોળાનાથ ફટક ગીરધારી નહિ લોટા કે થાલી!" નો જયઘોષ કરનારા અને ગાંજાભાંગનો ભાવ ઉંચો ચઢાવી દેનારા એ લકુધારી સાંઈ–ફકીરોના સગા પિતરાઈ પેલા અલમસ્ત આખલા જેવા બાવા ગોસાંઈઓ! પોતે તો બાવા બન્યા છે પણ બીજાઓને બાવા બનવાની ફરજ પાડી રહ્યા છે તે.....એક કવિએ કહ્યું છે તેમઃ—

"જ્યાં ઘરમાં કંઈ થઈ ખટપટ; જઈ જોયો બાવાનો મઠ,
બાવાજીએ કાતર લઈને દાઢી મૂછો કાપી ઝટ!
હલકી તુમડી હાથ દઈને મોટા ભારી આપ્યો લકુ,
બોધ કર્યો કે બેટા માંગો ભિક્ષા તજી દે સબ ઝંઝટ.
એમજ પોતાને હાથે નિજ હાથપગોને ભાંગ્યા છે,
ચોથે ભાગે ભારતવાસી ભીખ માગવા લાગ્યા છે!"

એ છપ્પન લાખ લકુધારીઓ! ભારતમાં ભૂખમરાનો ચેપી રોગ ઉત્પન્ન કરનાર સંસાર ત્યાગીઓ! પબ્લીકમાં સંન્યાસી ગણાઈ પ્રાઈવેટમાં પીંઢારાનું કામ કરનાર મહાત્માઓ! થોડા અપવાદ સિવાય લકુ ધારણ કરીને દેશનું દળદર ફીટાડવામાં કેવો સારો ફાળો આપી રહ્યા છે તે ગાંજાભાંગના લાઇસન્સદારોને પૂછો! કાંતો આબકારી ખાતાના પ્રધાનને.

એ લકુનો સગો મામો કે જેને ધર્મશાસ્ત્રો 'મુશળ' ના નામથી ઓળખે છે. બળભદ્રે એ મુશળના પ્રભાવથી માયાવી વીર ઘટોત્કચ્છને હરાવ્યો હતો, પણ પાછળથી એ મુશળને "વિનાશકાળે

વિપરીત બુદ્ધિ" પ્રાપ્ત થઈ, જેથી યાદવો મદીરાદેવીની મોહનીદ્રામાં સામસામે મુશળ યુદ્ધ કરીને મરી ગીયા. તેને ઇતિહાસે 'જાદવાસ્થળી' કહી છે! એ મુશળ ત્યાર પછી જેની બુદ્ધિ શાસ્ત્રકારોએ પગની પાનીએ કહી છે એવી અબળાઓના હાથમાં આવ્યું (આજકાલ બૈરાંની બુદ્ધિ પગની પાનીએ નહિ, પણ બુટની એડીએ છે; કારણ કે પહેલાં સ્ત્રી ઉઘાડે પગે ફરતી હતી, અને હવે તો બુટ પહેરે છે!) પણ મુશળના ધબકારાથી કંટાળેલા કોમળ મગજવાળા પુરૂષોએ સો મીલ્સ અને ફલોર ફેકટરીઓ કાઢીને સ્ત્રીઓ પાસેથી એ અમોલું હથિયાર પડાવી લીધું છે! હાલ તો એ બિચારૂં મુશળ દુઃખી જીગરે કોઈ નાના ગામડાના નાનકડા ઝુંપડાના એકાદ અંધારા ખૂણામાં પડ્યું પડ્યું છેલ્લા શ્વાસો લઈ રહ્યું છે!

× × ×

આપણે અત્યાર સુધી જેટલું વર્ણન કરી ગયા તે ફેશનથી વિરૂદ્ધ છે! કારણ કે આજકાલના ફેશનેબલ અપ-ટુ-ડેટ યુવકો ધોકો, લઠ્ઠ, ડીફાણું, ડાંગ કે ડંડો ધારણ કરી શકતા નથી, પણ શરીરની શોભામાં વૃદ્ધિ કરવા કાજે ભપકાદાર રંગરોગાનવાળી નાજુક સ્ટીક ધારણ કરે છે! આંખ્યો પર માંખ્યો ન બેસે માટે બેતાળાં આવ્યાં વગર સ્પેકટેકલ (ચશ્મા)નો અંગીકાર કર્યાથી કાંઈક ઢેકાઢળીઆવાળી ભૂમિને ભેટી ન પડાય માટે ટેકા તરીકે પણ તેનો ઉપયોગ થઈ શકે છે. "નબળો માટી બૈયર પર શૂરો!" એ કહેવત પણ કેટલાક અર્ધદગ્ધ યુવકો સોટીથી સાબિત કરે છે! જેમ આજકાલ પરિષદો, કાઉન્સીલો કે મીટીંગોમાં ઠરાવોને ગમે તેવો નબળો પણ ટેકો ન મળે તો તે ઠરાવ ગબડી પડે છે; તેમ યુવાનો પણ સ્ટીકના ટેકા વગર......? વળી અચાનક કુતરૂં કરડી ન ખાય માટે બચાવના હથિઆર તરીકે પણ ઉપયોગ થઈ શકે! અરે! પણ મૂષકને મારી મૂછો પર હાથ ફેરવનાર (કિલનશેવ હોય તો પણ!) વીરનરો સિવાયના અપવાદરૂપે ગાંધીજીના મારા જેવા અહિંસાના ઉપાસકો અને જઈન બંધુઓને બાદ

કરતાં આજકાલની ફુટી નીકળેલી પેલી એડીપોલો સ્ટીકના સ્વામિઓ! એટલે કે ચોરબજારના ચાલકો અને પ્લેહાઉસના પહેરેગીરો કે ખેતવાડીના ખાનસામાઓ! યાને કે મુંબઈના મવાલીઓ! અને સુરતના શાહુકારો તે ગલેમંદીના ગર્ધવો કે ઝાંપાબજારના જાસુસોથી ચેતતા રહી ખિસ્સાપાકીટ સમાલજો! નહિતર ઘરની બહાર નીકળવાને બદલે ગોદરેજની ત્રીજોરીમાં ભરાઈ રહેજો, કારણ કે આજકાલ કોમી કડવાસનો ઝેરી સીમુમ ચોતરફ ફૂંકાઈ રહ્યો છે; તેમાં પાપડી સાથે ઈયળ પ્રમાણે બફાઈ ન જાઓ!

# અપ-ટુ-ડેટ કરણઘેલો !

[ **નોટ:**–રા૦ નંદશંકરભાઈના ચિતરેલા છ સૈકાં પહેલાંના પાટણના છેલ્લા રજપુત રાજા કરણઘેલાને આજે પુનઃ રજુ કરીએ એટલે કે મહારાજા કરણ છસો વર્ષ મોડા વીસમી સદીમાં પૃથ્વી પર પધાર્યા હોત; તો કવો ઈતિહાસ રચાત તેનું કંઈક ઝાંખું ચિત્ર તમારી આંખો આગળ રજુ કરવાનો અલ્પ પ્રયત્ન કરીશ. રા૦ નંદશંકર તો સાક્ષર હતા એટલે લાંબો લચ કરણઘેલો લખી ગયા; પણ આપણે તો ટુંકાટચ લખીશું. –**લેખક** ]

## વિલાસ ભુવનમાં.

શિયાળાની કકડતી ટાઢમાં કોઈ મનુષ્ય ગોદડામાંથી મોઢું કાઢવાનું પણ સાહસ ન કરે તે વખતે રૉયલ ગાર્ડનમાં વિલાસ ભુવનના ત્રીજા માળ ઉપર પાટણપતિ મહારાજા કરણ હસ્તીસમાન ગંભીર ગતીથી આમતેમ આંટા મારી રહ્યા હતા. એમના શ્રીમુખમાંથી સીગરેટના ધૂમાડા સાથે કંઈક શબ્દો પણ નીકળતા હતા. થોડીકવાર કંઈક વિચાર કરી ચોક્કસ નિર્ણય પર આવી ગયા હોય તેમ ઉમંગમાં આવી ઓવરકોટના ખિસ્સામાંથી હાથ કાઢીને ચાંપ દબાવી એટલે ટીરીરીંગ... ઘંટડી વાગતાં "ગુડ મોર્નિંગ છર!" કહેતો ખાકી સુટમાં સજ્જ થયેલો બોય હાજર થયો.

"અરે! ગુડ મોર્નિંગના દીકરા! સ્વીચ દબાવી જલ્દી ઇલેકટ્રીક ફેન ચાલુ કર, કારણ કે ગરમીથી મારૂં મગજ ભમી જાય છે!"

"અરે! મહારાજા છાબ! બધાં મનીખ ટો ટારમાં હરી ગીયાં છ ને આપને ટો ઉકલાટ થાય છ?"

"ડેમ યુ ફુલ! જા જલ્દી ફેન ચાલુ કર અને કુકને (બટલર) જઈને કહે કે જલ્દી બે પ્લેટ આઈસક્રીમ તૈયાર કરીને લાવે!" નોકર સલામ કરી ચાલતો થયો એટલે મહારાજાએ ટેલીફોનનું ભુંગળું હાથમાં લીધું.

ટીરીરીંગ......ટીરીરીંગ! હૅલાવ...નં. ટુ નોટ ટુ (નં. ૨૦૨) હૅલાવ. "હુ આર યુ?" સામેથી સવાલ થયો. "આઈ એમ ધ કિંગ ઑફ ગુજરાત! હું પાટણપતિ મહારાજા કરણ પોતે!" "આપ કોણ છો?" "હું આપનો પ્રાઇવેટ સેક્રેટરી રણધીર."

"અહો! મી. રણધીર તમે તાકીદે આવો, ઘણુંજ જરૂરી કામ છે!"

"યસ સર! હું ટેક્ષીમાં બેસીને તત્કાળ આવું છું." મહારાજા ગરમીથી ઘણાજ ગભરાઈ ગયા હતા જેથી શર્ટ અને પેન્ટ સિવાયનાં બધાં વસ્ત્રોને પદભ્રષ્ટ કર્યાં. ઈલેકટ્રીક ફેનની હવા ચાલુ છતાં હેંડકર-ચીફ (રૂમાલ) વડે પ્રસ્વેદબીંદુ લુછી રહ્યા હતા. આશ્ચર્યની વાત તો એ છે કે બારીમાંથી ઠંડી હવાના સપાટા આવતા હતા, મસ્તક પર ઈલેકટ્રીક ફેન ચાલુ હતો છતાં મહારાજાને પ્રસ્વેદબીંદુ કેમ પ્રગટ્યાં? "એ ભેદ તો જાણે અલામિયાં!" એટલામાં ભોંભોં કરતી મોટર કંપાઉન્ડમાં આવી અને દસ્સાદાર રણધીર લીફ્ટમાં બેસી ત્રીજા માળના પ્રવેશદ્વાર પર આવી લાગ્યો. હૅટ ઉતારી નમન કરતો કહેવા લાગ્યો, "મે આઈ ઈંટર સર!"

"યસ!" ના ઉચ્ચાર સાથે મહારાજાએ રૂમાલના સીગ્નલથી મી૦ રણધીરને અંદર આવવાની સંજ્ઞા કરી, શેકહેંડ કર્યાં અને બાજુની ખુરસી પર સ્મિત હાસ્ય પ્રગટાવતા મી૦ રણધીર બેસી ગયા. એટલામાં આઈસક્રીમ લઈને બટલર હાજર થયો. "મી૦ રણધીર! આપ પણ થોડી આઈસક્રીમ લેશો?"

"આવી સખત ઠંડીમાં આઇસક્રીમ કેમ ખવાય?" (મોઢાથી.)

"મી૦ કુક! જાઓ રણધીર માટે એક કપ કૉફી અને કેક લાવો." મહારાજાએ બટલરને ઓર્ડર કર્યો. પછી મી૦ રણધીર તરફ મોઢું ફેરવી ઉચ્ચર્યા: મી૦ રણધીર, તમને પણ આજે આશ્ચર્ય લાગતું હશે કે આવી ઠંડી હવામાં મને આઇસક્રીમ ખાવાની કેમ સમજ પડી? હું આજે વિરહના તાપે તપી ગએલો છું! તે નવરાત્રિના દિવસે ગરબામાં પેલી મનહરણી મહિલાને નિરખી છે બસ તે દિવસથી! હા! તે દિવસથી હું મારા ટેનીસ રૅકેટના સોગંદ ખાઈને કહું છું કે તેની યાદમાં કૉલર, નેકટાઈ છોડી નાખ્યા છતાં મારા ગળામાં કેક પણ ઉતરતો નથી! જેથી ગરમાગરમ ચાહના ઘુંટડા ગળી જઈને ઉતારવો પડે છે! વળી મને ભિષ્મપ્રતિજ્ઞા લેવાની ફરજ પડી છે કે જ્યાં સુધી એ લલિત લલનાને ન મેળવું: ત્યાં સુધી જળ લેવું હરામ છે! બસ તેજ દિવસથી પાણી વગર એકલાં સોડા, લેમન કે ચાહ, કૉફી અથવા વીમટો કે કોકોથીજ ચલાવી લઉં છું! આજે હું તે તરૂણીના વિરહાગ્નિથી દુગાઈ દુગાઈને ઇંધન (અડાયાં) પ્રમાણે બળી રહ્યો છું."

મહારાજ વિરહના તાપથી તપીને લાલ ગાજર જેવા થઈ ગયા હતા, તેમને શાંતવન આપતાં મી૦ રણધીર બોલ્યા, "મહારાજ! ઉતાવલાસો બાવલા ઔર ધીરાસો ગંભીર!"

"અરે! એ બાવલો તો પેલી મુમતાજના મોહમાં પડીને ભરબઝારે ગોળીથી વીંધાઈ ગયો! તેનું અહીં શું કામ છે?" મહારાજ અધીરા થતાં બોલ્યા.

"મહારાજ! મેં તો એક પ્રચલિત કહેવતનો ઉપયોગ કર્યો. મારે એવા પ્રજાના માણસનું નામ લેવાની પણ શી જરૂર? હું તો એમ કહું છું કે ઉતાવળ કરવાની જરૂર નથી. કારણ કે આપણા જાણીતા જાસુસ મી૦ આર્નોલ્ડ ઉકાભાઈને તે રમણી કોણ છે? ક્યાં રહે છે? એ

બાબતનો ઈતિહાસ જાણવા મોકલ્યો હતો; તેણે કહ્યું હતું કે તે રમણી રત્ન તો આપણા મુખ્ય પ્રધાન મી० માધવદાસનાં ધર્મપત્નિ છે."

"હં...એં...! શું એવું રત્ન એ માધવ જેવા કાગડાની કોટે શોભે?"

"પણ મહારાજ! એ કોઈ સાધારણ પ્રજાજનની સ્ત્રી નથી! એ તો માધવ જેવા પોલિટિકલ પ્રધાનની સ્ત્રી છે?"

"તેથી આપણે શું? મારે તો માધવ જેવા પ્રધાન અને હરિઆ ઢેડ જેવા એક શુદ્ર મનુષ્યને પણ સમાનજ ગણવા જોઈએ! મારા જેવા ન્યાયપ્રિય રાજવીના રાજ્યમાં રંક અને રાય સર્વ સમાન દરજ્જાના લેખાય છે! વિલાયતમાં પણ લોઈડ જ્યોર્જ જેવા માજી પ્રધાન અને ડાસન જેવા મોચીને સરખાજ હકો છે!"

"પણ મહારાજ સાપના દરમાં હાથ ઘાલવા જેવું છે?"

"અરે! રણધીર તું ક્ષત્રિય થઈને આવો કાયર કેમ બને છે? એ સાપ છે તો હું નોળીઓ છું સમજ્યોને? એ બામણાના શા ભાર છે? એ ગમે તેવો તો પણ મારો તો ગુલામ છે ને?"

"મહારાજ ક્ષત્રિયપણું આવી અધમ બાબતમાં બતાવવાનું નથી!"

"મારે હવે વધુ ટકટક સાંભળવી નથી! જાઓ હું એક કાગળ લખી આપું છું તે આપણી ટાઈપિસ્ટ ગર્લને ટાઈપ કરવા આપો અને તૈયાર થાય કે મારી પાસે લાવો. રાખો પણ તે પહેલાં પ્રધાન માધવને મ્હારી પાસે મોકલો." "જેવો આપ નામદારનો હુકમ!" રણધીર રવાના થયો. અને મહારાજ મૉર્નિંગ ડ્રેસ પહેરીને તૈયાર થઈ ગયા. એટલામાં પ્રધાન માધવે આવી નમસ્કાર કરતાં "શું આજ્ઞા છે, મહારાજ?" બે હાથ જોડીને કહ્યું.

"આજ્ઞા એજ કે આપણે ત્યાં ઈસ્ટરના તહેવારોમાં પ્રિન્સ ઑફ વેલ્સની પધરામણી થવાની છે તે પ્રસંગે ખાસ તેમને ભેટ

આપવા સારૂ એક સારી પાણીદાર કાઠીઆવાડી ઘોડી સોરઠ જઈને ખરીદી લાવો. દસની એકસપ્રેસમાંજ તમારે ઘોડી લેવા ઉપડી જવું.”

“મહારાજ! ઈ લોકો તો મોટર, વિમાનમાં ફરનારા, તેમને ઘોડી ભેટ આપો તે શું કામની?”

“પ્રધાનજી! તમે ભુલો છો? ઘોડી તો રેસમાં કામ લાગે! વિલાયતની રેસમાં કેટલાએ વખત પહેલે નંબરે આવનાર નામદાર આગાખાનની ઓલી “મુમતી” ઘોડીનાં એટલાં વખાણ થાય છે કે શકુંતલાનાં વખાણ કાળીદાસે પણ એટલાં નહિં કર્યાં હોય! ગોરાઓને ઘોડાઓનો ભારે શોખ હોય છે. માટે બસ આજેજ! અરે! હમણાંજ જાઓ અને એક અઠવાડિઆમાં ઘોડી લઈને પાછા હાજર થાઓ!”

“જેવી મહારાજની આજ્ઞા.” નમસ્કાર કરીને પ્રધાન ચાલતો થયો એટલે કોટના ખિસ્સામાંથી ફાઉન્ટનપેન કાઢીને મહારાજ પત્ર લખવા લાગ્યા.

## પ્રેમપત્રિકા.

“ વિલાસભુવન,

તા૦...........

“મોહમાં મેડ થએલા જીવોને તારીખ, માસ કે સનનું ભાન ક્યાં હોય છે? છતાંએ એટલું યાદ છે કે સ્ટા. ટા. ૯ વાગે કલમ ઉપાડી ૧૦ વાગે લખાણ પૂર્ણ કર્યું.

સુવદન સુંદરી!

“માધવમેન્શની અંધારી ઓરડીમાં પુરાએલી પ્રિય પંખીણી! હું નવરાત્રિના ગરબામાંથી તારાં ગૌરવર્ણાં ગાત્રને નિરખી માત્ર પાગલ બન્યો છું! તું માધવ જેવા આર્થોડોક્ષના ઘરમાં રહેવાને લાયક ન હોવાથીજ દીર્ઘદ્રષ્ટિવાળા પરમેશ્વરે તારાં દર્શનનો મને લાભ અપાવ્યો

હતો. તું તારા ધણીની ચિંતા રાખીશ મા. કારણ કે તે તારો ધણી થવાને અયોગ્ય હોવાથી તેને કોઈ દાસી સાથે પરણાવી તને મ્હારી ગૃહરાણી બનાવીશ. મ્હારી કમળાદેવી સુંદર તો છે છતાં હવે હું તેના રૂપથી ધરાઈ ગયો છું. તે રાસબરી છે, તો તું પીક-મી-અપ છે! જોને મોટરોને પણ વરસ દહાડે ટાયર બદલવા પડે છે, તો પછી હું એક સ્ત્રી પણ ન બદલી શકું? ખરો રાજવંશી તેજ કહેવાય કે જેના રણવાસમાં અનેક રાણીઓની છાવણી હોય! ભગવાન શ્રીકૃષ્ણને ૧૬૦૦૦ સ્ત્રીઓ હતી! ભગવાન રામચંદ્રના પિતા દશરથને ત્રણ રાણીઓ હતી! હૈદ્રાબાદના આજી નીઝામને ૩૦૦ બેગમો હતી, તો શું હું એકલી કમળાથીજ સંતોષ માની બેસી રહું? બસ તને નિરખી છે ત્યારથી કમળાનું મોઢું જોતાં મને કમળો થઈ આવે છે! માટે તું મ્હારી સેવામાં હાજર થઈ આ તપેલા જીગરને તારાં આઇસ (બરફ) રૂપિ દર્શનથી શાંત કર! રાજભક્તિ કરવી એ દરેક પ્રજાજનનો મુખ્ય ધર્મ છે. મૃગનયની ત્હારાં નયનસરથી હું ઘાયલ થયો છું! તે ઘા અમારા ફેમીલી ડૉક્ટરના મલમથી રૂઝાતો નથી! માટે માઈ ડીયર રૂપસુંદરી! **"બેદરદી એ દરદ ન જાણે, પ્રેમની પીડા પ્રેમી પીછાણે!"** પ્લેગ, કૉલેરો, કોગળીયું કે એન્ફલ્યુએન્ઝા કરતાં પણ એ પ્રેમનો રોગ બહુ બુરો છે! હવે એનો એકજ ઉપાય છે અને તે એજ કે:—

**"શરબતે વસ્લ પિલા, માઈ ડીયર કમ ટુ મી!"**

પ્રિય હંસી! તું મ્હારા જેવા રાજહંસના સહવાસમાંજ શોભે! ત્હારા જેવા રમણી રત્નની પરીક્ષા એ પાઈ પાઈનો હિસાબ ગણનાર કંજુસ બ્રાહ્મણ શું કરી શકે? તું ત્હારા કુમકુમ પગલામાંથી પધારીને મ્હારા વિલાસ ભુવનની શોભા વધારીશ; તો તને હીરાને મોતીના ઢગલામાં જીવતીને જીવતી દાટી દઈશ! તું કહીશ તો ફુલનો ડુંગર બનાવી તેના શીખરપર તને બેસાડી તારી આરતી ઉતારીશ! તું કહીશ તો તારા માટે ઓટોમોહીની કે ઓટોદિલબહારનાં તળાવ ભરાવી તેમાં સ્નાન કરાવીશ! તું ચાહીશ તો કામનીઆ ઓઈલની સરિતા વ્હેવરાવી તેમાં

ચંદનની હોડી બનાવી ત્હને સ્હેલ કરાવીશ ! તું કહીશ તો લંડનની હોટલોમાં મઝા ઉડાવવા અને રેસ જોવા લઈ જઈશ ! તું કહીશ તો તારી હજુરમાં આનાપાવલોવા, લોરાલાપ્લાન્ટા કે રોશનઆરા જેવી ડેન્સરો રજુ કરીશ ! શીવજી તો પાર્વતીને લઈને કૈલાસ શીખરપર બેઠા હતા; પણ હું તો ત્હને લઇને બલુનમાં બેસી મંગળગ્રહ પાસે પહોંચી જવાની ઇચ્છા રાખું છું ! માટે માઈ ડીયર તું મ્હારી ટાઈપીસ્ટ ગર્લ સાથે મોટરમાં બેસી કમ હીયર ! પ્રેમીજનોના વિયોગમાં બીજા મનુષ્યોનાં દિલનો તલપાપડ થાય છે, પણ પ્રિયે તારા વિયોગમાં મારૂં દિલ તો રાયતું કે મેથીયું અથાણું થઈ ગયું છે ! અને કલેજાનો તો કચુંબર બની ગયો છે ! ત્યારે અફસોસની વાત છે કે દિલબર ત્હારી જુદાઈમાં રકતની રાસબરી બની ગઈ છે ! લોકો શ્વાસમાં હવા લઈને જીવે છે ત્યારે હું શ્વાસમાં તારૂં નામ ખેંચીને જીવી રહ્યો છું ! હું તાજા ને તમતમતા રતાળુ જેવો હતો તે તારા વિયોગમાં સરગવાની સુક્કી સીંગ જેવો થઈ ગયો છું ! માટે પદમણી તું જલ્દી પધાર અને મારા હ્રદયની રાણી બની ગુજરાતની પટરાણીની પદવી સ્વીકાર ! ક્ષત્રીયો કોઈની પાસે યાચના કરતા નથી છતાં ત્હારા પ્રેમની ભીખ માંગતો ભીખારી........

લી૦

હવેથી ત્હારો સદાનો સહવાસી

પાટણપતિ તેજ ધ કીંગ ઑફ ગુજરાત

વાઘેલા કુલભુષણ મહારાજા શ્રી કરણદેવ."

"તા. ક —જો મારી આ આમંત્રણ પત્રિકાને નહિ સ્વિકારવામાં આવે; તો મારો કોપ ત્હારા ધણીના ઘરના મોભારા ઉપર રહીને ઉતરશે ! મારી ભવિષ્યની શાણી રાણી તું જાણતી તો હશેજ કે રાજામાં ઇશ્વરનો અંશ હોય છે માટે રાજાનો કોપ વ્હોરી લેવો તે ઇશ્વરનો કોપ વ્હોરી લેવા સમાન છે ! માટે થોડું લખ્યું ઘણું કરી

વાંચજો પણ જો કદાચ તને વાંચતાં ન આવડતું હોય તો મારી ટાઇપીસ્ટ ગર્લ પત્ર વાંચી સંભળાવશે !"

લખેલો કાગળ પ્રાઇવેટ સેક્રેટરી મી. રણધીરને આપ્યો, અને કહ્યું કે "આ પત્ર આપણી ટાઇપીસ્ટ ગર્લને આપો અને સૂચના કરો કે એને ગોલ્ડન ઈંકથી ટાઇપ કરીને અપ-ટુ-ડેટ પૅકેટમાં પૅક કરી મોટરમાં બેસી માધવની સ્ત્રીને પહોંચાડે અને તેને સમજાવીને પાછળના ગુપ્ત દ્વારથી લાવે. નહિંતર તે જે જવાબ આપે તે લઇને સત્વર હાજર થાય !"

સલામ કરી મી. રણધીર વિદાય થયો. નોકરે આવીને પ્રધાન માધવ ઘોડી લેવા દરાની એક્ષપ્રેસમાં રવાના થઇ ગયાના સમાચાર પણ આપ્યા એટલે ખુશીમાં બેચાર રંગુના ચીરૂટના દમ લગાવી કબાટમાંથી "મીસીસ રોબીનસન" નો ૪૫ લાખના ચેકવાળો કિસ્સો વાંચવા લાગ્યા !

## હેડંબાસાઇ ઠોંસો !

બીજી તરફ અર્ધા કલાકમાં તો ટાઇપ કરેલા કાગળસહિત લટકમટક ચાલે ચાલતી ટાઇપીસ્ટ ગર્લ મોટરમાંથી ઉતરી માધવના ઘરમાં ગઈ. માધવની સ્ત્રીએ તેને આદરસત્કાર આપતાં ગાલીચાપર બેસવા ફરમાવ્યું પણ ફ્રૉકને કરચલીઓ પડવાના ભયથી ન બેઠી. માધવની સ્ત્રીએ કહ્યું કેમ બ્હેન, આપ બેસતાં નથી? આ ગાલીચો પસંદ ન હોય તો બીજું કંઈ લાવી આપું ?"

"નો, નો ! મને બેસવાની ફુરસદજ નથી. હું તો મહારાજનો ઉભો હુકમ (સ્ટેંડીંગ ઑર્ડર) બજાવવા ઉભી ઉભી આ કાગળ આપવાજ આવી છું."

"પણ બ્હેન મને તો વાંચતાંએ આવડતું નથી ! આજે અમારા અહોભાગ્ય કે મહારાજનો કાગળ અમારે ત્યાં!" "તો જુઓ હું

વાંચી સંભળાવું છું. ” કાગળ વંચાઈ રહેતાં માધવની સ્ત્રીના ડોળા ગુસ્સાથી લાલ, પીળા, (અને વાદળી) થઈ ગયા ! “ શું વાડ થઈને ચીભડાં ગળશે ? માળીજ પોતાની વાડી ઉજ્જડ કરશે ? રાજા પોતાની રૈયતની દીકરીઓ ઉપર પાપી દ્રષ્ટિ રાખશે ? પિતાજ પોતાની પુત્રિ કે પુત્રવધુ ઉપર પાપી નજર નાખશે ? તો, તો જરૂર પૃથ્વી રસાતાળ થશે ! ” એક હિંદુ દેવીને છાજતા વિચારો માધવની મહિલાએ ક્રોધપૂર્ણ સ્વરે રજુ કર્યાં એટલે ટાઈપિસ્ટ તેના કાન પાસે જઈને મક્કમતાથી પણ ધીમે અવાજે બોલવા લાગી:

“ અરે ! સતયુગમાં સૃષ્ટિના ઉત્પાદક બ્રહ્મા પોતાની પુત્રી પર મોહિત થયા હતા, ત્યારે પૃથ્વી રસાતાળ ન ગઈ અને હવે આ હડહડતા કળિયુગમાં રસાતાળ થશે ? ”

મીસીસ માધવ અત્યંત આવેશથી વદયાં:

“ જા, જા, નીચ નારી ! પાપી રાજાના ટુકડા ખાઈને ત્હારામાં પણ પાપી બુદ્ધિ પ્રગટી છે માટે અહીંથી જરાપણ ચુંચાં કર્યાં વગર ચાલતી થા ! નહિતર.........”

“ નહિતર તું શું ધાડ મારવાની હતી ?” ટાઈપીસ્ટ ગર્લનું વાક્ય પૂર્ણ થતામાંજ માધવના મહિલાએ એક એવો હેડંબાસાઈ ઠોંસો લગાવ્યો કે “ અરે ! કોઈ આવો ! બચાવો ! ” ઇત્યાદિ ભાષણ કરતી ભૂમિને ભેટી પડી ! ચશ્માના ચૂરા થયા અને હેટ રગદોળાઈ ગઈ ! એટલામાં ડ્રૉફર તેની મદદે આવી લાગ્યો, અને ટાઈપીસ્ટને ઉંચકીને કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર મહારાજા કરણના મહેલ તરફ મોટર હંકારી ગયો.

## રાજદ્રોહ !

મહારાજા ધુંવાપુંવા થતા બોલ્યા “ શું એક અબળાએ મ્હારા આમંત્રણનું અપમાન કર્યું ? મ્હારી ટાઈપીસ્ટને હાલહવાલ કરી ! બસ

હવે હું એનો કેવો બદલો લઉં છું, તે અય શૉફર તું પણ જોજે! અરે! કોઈ છે કે?" બે–ત્રણ ભૈયાઓ લાંબી ડાંગોસહિત હાજર થયા. તેમને ઉદ્દેશીને મહારાજા બોલ્યા. "રામપ્રસાદ! જા હમણાંને હમણાં મી. રણધીરને બોલાવી લાવ." ભૈયાજી તો ભડકેલી ભેંસ પ્રમાણે દોડ્યા, "અને શૉફર તું જા હૉસ્પીટલમાં આ ટાઇપીસ્ટને મૂકી આવ." સલામ કરી શૉફર પણ હૉસ્પીટલ તરફ મોટર હંકારી ગયો. મી. રણધીર આવતાં મહારાજે તેના કાનમાં કહ્યું "આજે રાતના તમારે બેત્રણ ભૈયાઓને લઈને માધવના ઘેર જવું, અને બળાત્કારે તેની સ્ત્રીને ઉઠાવી લાવવી. વડી સરકારે હથીઆરબંધીનો કાયદો જાહેર કરેલો હોવાથી બીજી જ રીતે કાર્ય પાર પાડવું." કેટલીક સૂચનાઓ આપી તેને વિદાય કર્યો. રણધીરે રાતના તૈયાર રહેવાનું પેલા ભૈયાઓને સૂચવ્યું.

અહીં આમ બાબત હતી, ત્યારે પેલી તરફ ક્રીકેટના મહાભારત કાર્યથી પરવારીને પરસેવામાં રેબઝેબ થતો માધવનો યંગર બ્રધર (નાનો ભાઇ) કેશવ હૅટનો પંખા તરીકે ઉપયોગ કરતો ઘરમાં પ્રવેશ્યો. ભાભીએ દીયરને કરણ મહારાજનો કાગળ બતાવ્યો, અને બધી અથ-ઇતિ કહી સંભળાવી. કેશવ બેપરવાઈથી હસતાં હસતાં બોલ્યો "એ અફીણને બદલે બ્લેક એન્ડ વાઇટની બાટલી પીનારૂં આજકાલનું કરણીયું શું કરવાનું હતું? મ્હારા બૅટના એકજ ફટકાથી એને આઉટ કરી દઉં!" એમ કહીને બેધ્યાનપણે હાથમાંના બેટથી એક બાઉન્ડરી ઠોકી તે તેની ભાભીની પીઠ પર વાગી.

"અરે! આ શું? દીવાના દીયરજી! તમે તો આવેશમાં ને આવેશમાં મ્હારો બરડો ભાંગી નાખ્યો?"

ખસીયાણું ડાચું કરીને ભાભીની પીઠ પર ટીંચર આયોડિન લગાવતો મી. કેશવ બોલ્યો. "વૅરી સૉરી! માફ ડીયર ભાભી, આઇ એમ વૅરી સૉરી!" અંતે રાતનું વાળુ કરીને પરવાર્યા પછી કેશવ પોતાની પત્નિ સાથે બીઝીક રમતાં જ આરામચેરમાં ઉંઘાઈ ગયો, અને

એની પતિ પરાયણ પત્નિ પણ પોતાના પતિનું ચરણ સેવન કરતી તેના પગો આગળજ આ ગ્રાની શેતરંજી પાથરીને પોઢી ગઈ. અને માધવની સ્ત્રી પતિના વિયોગમાં અમંગળ શંકાઓ કરતી ચિંતા અને ભયના વિચારોમાં ચટાઈ પરજ સૂઈ રહી!

પાટણના પ્રજાબાગ ટાવરમાં બારના ટંકારા પડ્યા. એકાએક ઈલેક્ટ્રીક લાઇટ ઓલવાઈ ગઈ. મશીન બગડ્યું હો કે પછી મહારાજાના હુકમથી હો તે તો ભગવાન જાણે! પણ પાટણની શેરીઓમાં ઘોર અંધારૂં થતાંજ કુતરાંઓના ભોંભોં ભસવાના સ્વાગત સહિત કાળા બુરખામાં સજ્જ થએલા પાંચ આકારો માધવમેન્શન આગળ ફુટી નીકળ્યા. બીપણ અંધકારમાં ઇલેક્ટ્રીક ટોર્ચથી અવલોકી દરવાજો ઉઘાડવાની પેરવી કરવા લાગ્યા. એટલામાં અંદરથી નોકરે અવાજ દીધો "અલ્યા કુણ્સેએ? બોંયણામાં ખડભડ ભડભડ કુણ કરેસ?"

મી. રણધીરે માધવ જેવા બનાવટી સ્વરે કહ્યું "ભીમલા દરવાજો ઉઘાડ એ તો હું છું." ભીમલો દરવાજો ઉઘાડતાં બોલ્યો "અહો! કુણ કારભારી બાપુસે? આવી મધરાતે ચોંથી આયવા?" હજુ વાક્ય પૂર્ણ કરે છે એટલામાં તો મી. રણધીરે બેટરીના અજવાળામાં ભીમલાના મોઢા સામે છ આનાની પીસ્તોલ દેખાડી દમ ભરાવ્યો "જો જરાપણ ગડબડ કરી તો જાનથી જઈશ." ભીમલો તો બિચારો પવનના ઝપાટાથી વૃક્ષની ડાળીઓ ધ્રુજે તેમ ધ્રુજી ઉઠ્યો. "ભભ...ભઈસાબ, નન ..નંઈ બોલું! આટલા ખડખડાટથી ઘરના માણસો જાગી ઉઠ્યાં. કેશવે ઇલેક્ટ્રીક લાઇટની સ્વીચ દબાવી પણ પાવર ન હોવાથી લાઇટ ન સળગી. કેશવ વિચાર કરવા લાગ્યો કે "જુના જમાનાનું દિવેલનું કોડીઉં કે હમણાં થોડાજ વખત થયાં પદભ્રષ્ટ થએલો ઘાસલેટનો દિવો ઘરમાં હોત તો કેવો કામ લાગત?" એટલામાં તો મધ્યરાત્રિના અણનોતર્યા મહેમાનો ઉપર પધાર્યા. "વૅલકમ!"ના આદરસત્કારની રાહ જોયા વગરજ પોતાના પિતાના ઘરમાં મહાલતા હોય તેમ નિશ્ચિંતપણે આમતેમ ફરવા લાગ્યા

મીસીસી માધવને બદલે મીસીસી કેશવને ઉપાડી પણ તેણે કળાશોર કરવા માંડી જેથી ડિટેકટીવ મી. આર્નોલ્ડ ઉકાભાઇએ ચોર ફાનસના અજવાળામાં જોયું કે તે તો મીસીસ માધવ નથી. એટલે ફરીથી શોધખોળ ચલાવવા માંડી. બીજા રૂમમાંથી મીસીસ માધવને પકડી. તેણે બૂમ પાડવા મોઢું ઉઘાડ્યું: એટલામાં તેના મોઢામાં ડુચો મારી બે માણસોએ તેને ઉઠાવી અને પાછલી બારીએથી દોરડું બાંધી ઉતારી. નીચે ઉભેલાં બે માણસોએ તેને લઇને મોટરમાં નાંખી અને બે મિનિટમાં તો મોટર હંકારી ગયા.

સીનેમા સ્ક્રીન પ્રમાણે ક્ષણવારમાં અનેક બનાવો બનવા લાગ્યા. કેશવની સ્ત્રી કળાશોર કરવા લાગી. રણધીરે તેને કલોરોફોર્મ સુંઘાડી બેશુદ્ધ કરી. કેશવ, રણધીર પર આક્રમણ કરવાને ધસ્યો પણ રણધીરના પેલી છ આનાવાળી પીસ્તોલના દર્શન થતાં હેન્ડ્ઝ – અપ નો અભિનય કરતો પલંગ પાસે જઇને ઉભો. પણ ક્ષણવારમાં રણધીરની નજર ચૂકવીને તેના પર ગોદડું ફેંકી દીધું. રણધીર ગોદડામાં ગુંચવાઇ ગયો, હવે કેશવ તેની પીઠ પર સ્વાર થઇને બોક્ષીંગના દાવ અજમાવવા લાગ્યો. એટલામાં તો રામપ્રસાદ ભૈયાએ પાછળથી આવીને જ્યુજીત્સુનો ૩૮મો દાવ અજમાવી કેશવને ગબડાવી પાડ્યો, પણ ચાલાક કેશવે પડતાં પડતાં પગની આંટીથી ભૈયાને ગબડાવ્યો. તે દરમિયાન ડિટેકટિવ આર્નોલ્ડ ઉકભાઇએ આવી કલોરોફોર્મથી કેશવને પણ બેભાન કર્યો અને પોતાના સાથીઓ સાથે ચાલતો થયો, જતાં જતાં દાદરને પણ ખસેડતો ગયો અને સાથે ભીમલાને પણ કેદી તરીકે ઉઠાવી ગયા કે જેથી પાછળથી ખરૂં રહસ્ય પ્રકાશમાં ન આવે!

## હત્યાકાંડ!

મહેમાનો મહેમાની માણીને ચાલ્યા ગયા. પછી લગભગ ૦૧ કલાકે મી. કેશવ અને મીસીસ કેશવને શુદ્ધિ આવી. કેશવ મહેમાનોને મનાવવા દાદર તરફ જોરથી દોડયો પણ દાદર તો અગાઉથી તે

અક્કલમંદોએ ખસેડી લીધી હતી જેથી તે બિચારો કેશવ ધમ્બાકશુંને વીસફુટ નીચે પત્થરની ફરસબંધી પર તૂટી પડ્યો. "ઓહ માઈ ગૉડ ઓ પ્રભુ!" એટલા દૂન સાથે એનો આત્મા આ લોકને ત્યાગી ગયો! એટલામાં આખા શહેરમાં લાઈટ ચાલુ થઈ. મીસીસ કેશવે પોતાના પતિના શોકમગ્ન દુનિ જે તરફથી આવતો હતો તે તરફ અજવાળામાં જઈને જોયું તો દાદર ન હોવાથી પગ ડાકો પડવાને લીધે કેશવ ગબડી ગયો છે એમ એને ખાતરી થઈ. પોતે દોરડું બાંધીને નીચે ઉતરી. આવીને જોયું તો કેશવનું ખોળીયું નિશ:પ્રાણ દેખાયું. એણે રડારોડ ચાલુ કરી "અરેરે! પ્રભુ આ એકાએક કોપ કેમ? ઓ વિભુ તને આ શું સુઝયું? કે પાંચ મીનીટમાં તો મારા પતિ પરલોકમાં પહોચી ગયા? ઓ! વ્હાલા પતિ તમે ગયા પણ આ અભાગણીને કેમ ન લેતા ગયા? એટલી બધી શું ઉતાવળ હતી કે તમારી અર્ધાંગનાને ત્યાગિ વાયરલેસના વેગે સ્વર્ગે સિધાવી ગયા?" મીસીસ કેશવના કરૂણ વિલાપથી આડોશી પાડોશીઓ આવી પડ્યાં અને A ડીવીઝનના પોલિસ સબ ઈન્સ્પેકટર સાહેબ પણ પોતાના બે ત્રણ કોન્સટેબલો સહિત આવી લગ્યા. વસ્તુસ્થિતિ તપાસી પંચકેસ કર્યો. કેશવની સતી સ્ત્રી અનેક તર્ક વિતર્ક કરતી પોકાર રડી રહી હતી, પોતાની નણંદના શોધ કરી પણ તેનો પત્તો ન લાગ્યો તે ઉપરથી એણે કલ્પી લીધું કે આ કારસ્તાન કરણરાજનુંજ છે. પોતે રાજા કરણને શ્રાપ દેવા લાગી "હે! કામાંધ રાજન, તેં તારી પાપી મનોવાસનાને પોષવા સારૂં અમારૂં ઘર પાયમાલ કર્યું છે; તો થોડાજ વખતમાં ત્હારૂં રાજ અને તાજ તારાજ થશે!" સબ ઈન્સ્પેકટર બોલ્યો "બાઈ, આપ આ શું બોલો છો? પ્રાતઃસ્મરણીય મહારાજને દોષ દેવો એ વ્યાજબી નથી!"

"ફોજદાર સાહેબ, એ તમારા નીચ રાજાનુંજ આ કારસ્તાન છે. થોડા દિવસમાં આપોઆપ એ પાપ પ્રકાશમાં આવશેજ. મારી નણંદને લઈ જવાજ તેણે આ કાવતરૂં રચ્યું છે! ઓ માનવના રૂપમાં વસી રહેલા દાનવ કરણ! તું પ્રજાની વહુ દીકરીઓનું આબ-

હરણ કરે છે, તો યાદ રાખજે તારી વહુ દીકરીઓનું પણ હરણ (જંગલમાં ફરનારૂં હરણ નહિ) થશેજ! એ યાદ રાખજે કે સતીના બોલ નિષ્ફળ જતા નથી!" આટલું બોલીને મનમાં વિચાર કરવા લાગી કે સતી થવાનો રિવાજ તો લૉર્ડ વીલીયમ બેન્ટીંકના વખતથી બંધ કરવામાં આવ્યો છે; ત્યારે હું શી રીતે સતી થઇશ? એના વિચારોને કુદરતે અનુમોદન અર્પ્યું. કારણ કે ફોજદાર સાહેબે એક સળગતી સીગરેટ ફેંકી હતી, તે એક ખૂણામાં પડેલી વેસ્ટપેપર બાસ્કેટમાં પડી તેમાં ભડકો થતાં બાજુનું કબાટ સળગ્યું. પોલીસોએ આગ હોલવવાની પેરવી કરી, અને બંબાવાળાઓને ટેલીફોન કર્યો, એટલામાં આગે ભયંકર રૂપ પકડ્યું. મીસીસ કેશવે જાણ્યું કે સતી થવાનો લાગ ઠીક હાથ લાગ્યો છે, એમ વિચારી પોતાના પતિના શબને લઇ આગમાં ધસી પડી. પોલીસો તો હુવડ જેવું ડાચું કરીને એ દ્રશ્ય નિહાળી જ રહ્યા! બંબાવાળા આવતાં પહેલાં તે બંને પતિ પત્નિના દેહો બળીને રાખ થઇ ગયા હતા. અહીં આમ હોળીનો સીન રજુ થયો હતો.

## રાજહઠ!

ત્યારે વિલાસ ભુવનમાં વિલાસી કરણ કંઇ ઓર રંગમાં દેખાતો હતો. પોતાની મનમાનીતી માશુક હાથ લાગી જેથી ખુશીમાં તેના કોટના બટન પણ તૂટી ગયા હતા. દિવાનખાનાના દરવાજાને બંધ કરીને તે કામાંધ કરણે માનુનીને મનાવવા પ્રયત્ન કરવા માંડયા.

"રસીલી નાગણ! તું ગમે તેટલી છંછેડાઇ છે; છતાં આ મદારીની મોરલી આગળ ત્હારે નમતું આપ્યેજ છુટકો થવાનો?"

"મહારાજ! આપે ખરૂંજ કહ્યું છે નાગરણ તે નાગણજ છે, તેના દંશનું ઝેર તમને એવું ચઢશે કે આત્માકલ્યા કર્યે પણ તમારા આત્માને શાંતિ નહિ વળે!"

"હિંદુ નારીઓની "સ્ત્રી હઠ" જગ વિખ્યાત છે, તેમ રજપૂતોની શૌર્યતા અને અડગતા પણ જગ વિખ્યાત છે; માટે નાગણી તું તો મદારીના કંડીઆમાંજ શોભે! માધવ જેના મૂષકના દરમાં નહિ!"

"તેમને માટે એક પણ અપશબ્દ બોલશો મા. તે ગમે તેવા તો પણ મારા કંથ છે!"

"તો સમજી લે કે હવે તેને માટે સદાએ ખુલ્લો અરણ્યનો પંથ છે!" (ભલે બાવો બને!)

"મહારાજ! આપ મોહનીંદ્રામાં ભાન ભૂલ્યા છો!"

"ભૂલ્યો ત્યાંથી ફરીથી ગણાવનાર હારા જેવી નાગરાણી મ્હારી સહભાગી થશે પછી શી ચિંતા?"

"એ ચિંતામાં ને ચિંતામાં એક દિવસ ચિતામાં સુવું પડશે!"

"જન્મે છે તે મરે છેજ પછી એવા ઉપદેશની શી જરૂર?"

"ભગવાનને શું જવાબ આપશો?"

"આ કળિકાળમાં તો ભગવાન પણ જનપાની ચાદર ઓઢીને નિરાંતે સૂઈ ગયો છે!"

"આપ તો મ્હારા પિતા સમાન છો..."

"એટલે એમજને કે એ બામણો મ્હારો જમાઈ! ફેમ યૉર પિતા!"

"બાપુ, રૈયતની વહુ..."

"સૌંદર્યવાન હોય તો રાજનની વહુ!"

"રાજન! ખરે! વિનાશકાળે વિપરીત બુદ્ધિ સુઝે!"

"મ્હારા પ્રેમમાં પડ્યો છું ત્યારથી શુદ્ધિ ને બુદ્ધિ પલાયન થઈ ગઈ છે!" એટલામાં ગુપ્ત દ્વારમાંથી રાણી કમળાદેવીએ પ્રવેશ કર્યો.

"પલાયન થઈ ગએલી શુદ્ધિ અને બુદ્ધિને પકડવા આપની પાસે હજારો સૈનિકો તૈયાર છે!"

"બી ક્વાઈટ! યુ બેવકૂફ ઔરી! તું વગર રજાએ ખીચડીમાં વરાગડા મીઠા પ્રમાણે કેમ આવી પડી?"

"તમારા પાપનો પ્રવાહ રોકવા! તમારી અર્ધાંગના તરીકે મારો હક છે કે તમને પાપ કૂપમાં પડતાં બચાવવા જોઈએ!"

"એમ છે! તું મારો ઉદ્ધાર કરવા આવી છે? પનિ એ તો પગનું પગરખું અને પુરૂષોના કાર્યમાં માથું મારવાનો હકજ શું છે?" ધક્કા મારી દરવાજાની બહાર કમળાદેવીને હડસેલી મૂકે છે. આ નિર્દય પ્રકાર નિહાળીને મીસીસ માધવ વધુ વિમાસણમાં પડે છે. કરણે તેને કહ્યું "ત્રણ દિવસમાં મ્હારા વિચારોને તાબે નહિ થાય તો મ્હારા પરાક્રમની પ્રસાદી તું પણ ચાખીશ!" એક ઓરડામાં તેને કેદ કરી મહારાજા કરણ, બી. બી.ના એન્જીન પ્રમાણે હાંફતા હાંફતા ચાલ્યા ગયા.

## દિલ્લીના દરબારે!

પાંચ દિવસમાં તો સોરઠથી ઘોડી ખરીદીને માધવ પાટણના સ્ટેશને ઉતર્યો. એટલામાં તો તેને બધી બાતમી મળી ગઈ. તેણે વિચાર્યું કે "હવે રાજાની પાસે જવામાં સાર નથી! બસ હવે તો કોઈ પણ પ્રકારે વેર લેવું. આજકાલ દિલ્લીવાળા અલ્લાઉદ્દીનની દાદાગીરીથી આખું હિંદ ખડભડી ઉઠ્યું છે; માટે તેનીજ પાસે જાઉં!" કોઈ માણસ સાથે ઘોડી રાજા પાસે મોકલાવી દીધી અને સાથે એક ચિઠ્ઠી પણ લખી મોકલવી કે:

"મહારાજા કરણ! વિશ્વાસઘાતનો બદલો પ્રભુ આપશેજ એ બાબત તમારા મગજના એક ખૂણામાં ચોક્કસ નોંધી રાખજો. તમે પુરા ચોવીસ કલાકની નોટીસ આપ્યા વગરજ મારી સ્ત્રીને ઉઠાવી ગયા છો, તો હું તમને ગાદીએથી ઉઠાડીશ ! લી૦

આપનો હાનો દુશ્મન તે

માજી પ્રધાન માધવ."

પોતે સાધુના વેશમાં દિલ્હી પ્રતિ પ્રયાણ કરી ગયો, અને સાધન સંપન્ન શહેનશાહ અલ્લાઉદ્દીનના દરબારમાં હાજર થવાના પ્રયત્ન કરવા લાગ્યો. ચીંથરેહાલ સ્થિતિમાં એને દરબારમાં પેસતાં પહેરેગીરોએ રોક્યો.

"હટ્ટર જાવ, અય મવાલી! તુજે મઅલુમ હય કે યેહ કોઈ મુસાફિરખાના નહિ હય? યેહ તો બાદશાહકા દરબાર હય!" માધવે પણ હિંદુસ્તાનીમાંજ પ્રત્યુત્તર ફેંક્યો. "મિયાંસાબ! ઓ અમે બી જાનતા છે કે એ અલાઉદ્દીન બાદશાહકા દરબાર છે!" "ફિર તુમ્હારે જૈસે સાધુ ફકીરોંકી યહાં કયા જુરૂરત હય?" "સાધુ ફકીરોંકો તો આજકાલ આંક ફરકકે સટ્ટેકે નંબર પૂછનેકે વાસ્તે આપ જૈસે બ્હોત મિયાં સાહેબ લોગ ઢુંઢતે હેં!" "હમારે સામને ઐસી ગુસ્તાખી! જા ચલા જાવ!" "જમાદાર સાબ, અમકુ જાને દો અમકુ બાદશાહ સલામતસે ખાંનગી બાત કરની હે!"

"બડી બાત કરને વાલી આઈ હે! તેરે જૈસેકા મુંહ ફજરકે વક્ત અગર શાહ દેખલેં તો દિનભર ખાનાભી ન મિલે!" અંતે ધક્કા ખાઈને નિરાશ થએલો માધવ કોઈ પણ પ્રકારે અલાઉદ્દીનને મળવાનો પ્રસંગ ગોતવા લાગ્યો. એક વખતે તે કિલ્લાની દિવાલ નીચે ભટકી રહ્યો હતો એવામાં એની દ્રષ્ટિ ઉંચે ગઈ તો શાહજાદો ખીઝરખાં કિલ્લાની દિવાલ પર ઉભો રહી કનકવા ચગાવતો હતો. અને બાદશાહ અલ્લાઉદ્દીન બાજુમાં આરામચેર પર પડયા પડયા "બેનજામીન ફ્રાંકલીનના" પુસ્તકમાંથી

પોતાના શાહઝાદાને પેચ લડાવવાની અપ–ટુ–ડેટ તરકીબ વાંચી સંભળાવતા હતા! "દેઢીલ! દેઢીલ સાબુત હે...! કાઆ...ટાહે!" ઇત્યાદિ ઉચ્ચારો કરતો શાહઝાદો પાછે પગે હટતો હટતો કરરર ભુસશુંને દિવાલ પરથી તૂટી પડયો. સંજોગવસાત માધવ ત્યાંજ નીચે ઉભો હતો. તેણે હાથ પહોળા કરી શાહઝાદાને આબાદ કેચ કરી લીધો. "વૅલકોટ! વૅલકોટ!" ના ઉચ્ચાર સહિત બાદશાહ અલ્લાઉદ્દીને પોતાની ખાસ આઠ ઘોડાની રૉયલ કૅરેજમાં શાહઝાદા સાથે માધવને બેસાડી માનપાન સાથે આખા દિલ્હી શહેરમાં ફેરવી દરબારમાં લાવવાનું વડા વઝીરને સૂચવ્યું. વઝીરે બાદશાહી ફરમાનનો તત્કાળ અમલ કર્યો, માધવને દરબારમાં લાવતાં બાદશાહે કહ્યું "સાધુ મહારાજ, આપને મેરે શાહઝાદે કો બચાયા હે ઇસલિયે આપ જો કુછ ચાહે વો હાઝિર કરૂં!" માધવે કહ્યું:

"જહાંપનાહ, સેવક કે પાસ સબ કુછ થા પણ વિધીને અમેરે પાસસે બળાત્કારે લે લિયા!"

"તુમ્હારા કયા મનશા હય?"

"બાદશાહ સલામત મેં કંઇ પણ નહિ માંગતા હું આપ અમેરી હકીકત સાંભળી લ્યો એટલી જ વિનંતિ હે!"

"અચ્છા, બખુશી સુનાઓ."

"નામદાર શાહ! પાટણકા પરધાન માધવ હમ પોતે છે!"

"કયા જીસકી પોલિટિકલ કારરવાઇકી તઅરીફ ખુદ "ટાઇમ્સ ઑફ ઈંડીયા"ને કી હે વોહી મુલ્કે ગુજરાત કે વઝીરે આઝમ આપ હંય?"

"જીહા, સરકાર!"

"આપકી યેહ હાલત કૈસે હુઇ?"

"અમારે પાપી કરન રાજાને અમકો કાઠીઆવાડકે મુલકમેં ઘોડી ખરીદના મોકલ્યા; ઔર અમેરી બૈરીકો દગેસે ઉઠાવી ગયા, અમેરે નાનસે ભાઈકો મારડાલા, અને અમારા મકાન સળગાવી દિયા!"

" ઉફ઼ ! ઝાલિમને ગઝબ કિયા ! મગર અબ આપ કયા ચાહતે હો?"

" આપ અમકો મદદ કરો તો મોટી મહેરબાની ! "

" ઝુરૂર, ઝુરૂર, મેં આપકી ઇમદાદ કરૂંગા. આપકા મુજપર એહસાનભી તો હય. એક સચ્ચા મુસ્લિમ કભી એહસાન ફરામોશ નહિ હોત હય ! કિતને નાદાન ઇન્સાન મુઝે ખૂનીભી કેહતે હંય લેકિન ઉન્કો માઅલુમ નહિ કે મેરે મરહૂમ ચચાકી બદ અમલીસે દેહલીકી રિઆયા રંજો અલમમેં મુબ્તેલાથી તો મૈંને ઇન્સાફકી નિગાહસે ઉન્કો જબરન સલ્તનતસે ખારિજ કિયા તો ઉન્હોંને મારે શર્મ કે ખુદકુશીકી ! ઔર લોગોંને મેરે સરપે ખૂનકા ઇલ્ઝામ લગા દિયા ! મેં ખુબ જાનતા હું કે બ્રિટીશ ગવર્મેન્ટકે ઇહાતેમેં ખૂનકા બદલા ફાંસીસે લિયા જાતા હય ! " " નામદાર, આપકા કેહેણાભી સચ્ચ છે. એ ઇતિહાસકે લિખણેવાલે પણ બહુ તરફદારી કરતે હેં. આ ગુજરાતકે રાજા સિદ્ધરાજને માલવાકે યશોવરમાકી ચામડી જીવતાજીવત ઉતારી લીધી, અને અપની પાપવાસનાકો પુરી કરને સારૂ જસમાઓડણકો આત્મહત્યા કરનેકી ફરજ પાડી, વળી રાણકદેવીકે દો દીકરેકો મારી નાંખ્યા અને ઉસ્કો સતી હોના પડા; તોપણ ઉસ્કો ચક્રવર્તિ ભૂપતિ લિખતે હેં અને આપ ખૂની ? મૂળરાજને અપને મામેકો મારી નાખ્યા, અને સઘળે મોસાલીઓંકા પણ ઘાત કિયા ઉસ્કો ખૂની કેમ નહિ લખતે ? "

" ખયર મુઝે ઉસકા કુછ ગમ નહિ ! મંય હિંદુ મુસ્લિમ ઇત્તેહાદ ઔર એકયતાકો ચાહનેવાલા હું. "

" હય આરઝુ મેરી યેહી હિંદુ મુસલમાં એક હોં,
ટલ જાય સારી દુશ્મનની હિલમિલકે દિલસે નેક હોં;
મઝહબપે અપને ચુસ્ત હોં ઇન્સાનકી યે ટેક હય;
ગૌર કર દેખો તો ફિર અલ્લાહ સબકા એક હય. "

દેખો તુમ્હારે સાથ હમારે યંગર બ્રધર અફઝલખાન સેંડો, ઔર વઝીરે આઝમ લૉર્ડ નુસરતખાનકો ભેજતા હું. વોહ તુમ્હારી ઇમદાદ કરેંગે."

બીજા દિવસે એક સદી લાકીવાળા સ્કાઉટો (હથિઆર બંધીનો કાયદો હોવાથી) સહિત સ્પેશિઅલ ટ્રેનમાં સેંડો અફઝલખાન, માધવ વગેરે દિલ્લીથી પાટણ ઉપડયા. અને અલાઉદ્દીને કરણના અન્યાયની જાહેર અરજી સંપૂર્ણ વિગતવાર પોતાના સોલીસીટર મારફતે સાંમલાના સાહેબને કરી દીધી.

## મહારાજાની મુલાકાતે!

પાટણના પાદરે સેંડો અફઝલખાનના સૈનિકોએ તંબુ ઠોકયા. એક ઇન્ટરપીન્ટર મારફતે મહારાજાને સંદેશો કહાવ્યો કે "દિલ્લીપતિ સુલ્તાન અલાઉદ્દીનની આજ્ઞાથી અમો અત્રે આવ્યા છીએ. તમે તમારા પ્રધાન માધવ સાથે વિશ્વાસઘાત કરીને વગર રજાએ તેની સ્ત્રીનું હરણ કરી ગયા છો. વળી એ કેસના અંગેજ તેના નાનાભાઇનું મરણ પણ નિપજ્યું છે, અને તેનું ઘર પણ સળગ્યું છે; કે જેનો વીમો પણ ઉતરાવેલો ન હતો, જેથી તે નુકસાનનો બદલો વગર વ્યાજે લેવા માંગીએ છીએ. (કારણ કે મુસલમાનોએ વ્યાજ લેવું દેવું હરામ છે.) પરંતુ હમારા બાદશાહ સલામત અસહકારના સિદ્ધાંતને મળતા હોવાથી, અને જૈનભાઇઓનું દિલ કે કલેજું ન દુઃખાય એટલા ખાતર અહિંસાની માન્યતા ધરાવતા હોવાથી તમારી સાથે પશુબળ ન વાપરતાં સલાહસંપથી માધવના નુકસાનનો બદલો માગીએ છીએ. જો તમે જાતે મોટર, સાઇકલ, કે વિમાનમાં નહિ, પણ કોટપાટલુન સહિત અમદાવાદી પગોથી (ઉઘાડા પગે) ચાલીને અમારા તંબુએ આવી માધવની ક્ષમા માંગો તથા તેની સ્ત્રીને પાછી સોંપી તેને અસલ જગ્યા પર કાયમ કરો; તો અમે એક મિત્ર-ભાવે પાછા જઇશું. ટ્રેનનો ખર્ચ પણ તમારી પાસેથી લેવા ઇચ્છતા નથી. છતાં ન માને તો......" કંઇક કાનમાં કહ્યું. સદર્હુ સંદેશો

મેસર્સ અફઝલખાન એન્ડ નુસરતખાનની કું. તરફથી ધી ગુર્જર રાષ્ટ્ર અનલિમિટેડ કું. ના એકલા માલીક હિઝ મેજેસ્ટી કરણદેવ તરફ મોકલવામાં આવ્યો.

જ્યારે ઇન્ટરપીન્ટર ઉપલા સંદેશાને કાનના પરબીડીઆમાં પેક કરી કરણદેવના અવાસે પહોંચ્યો; ત્યારે તેઓશ્રી જાતેને પોતે પ્રૉ. અલવારો પાસેથી મીસીસ માધવને વશ કરવા સારૂ વશીકરણ અને મેસ્મેરીઝમના પ્રયોગો શીખી રહ્યા હતા. પટાવાળાએ જઈ ને દિલ્લીના ઇન્ટરપીન્ટરના આગમનના સમાચાર આપ્યા. રાજાએ ક્રોધે ભરાઈ તેને એક લપડાકનું પ્રાઇઝ (ઇનામ) અર્પણ કર્યું. "ગો અવે, ધીસ સાઇડ! જા અહીંથી, આઘો ખસ, અને તેને બાજુના રૂમમાં બેસાડ! જો હવેથી ડિસ્ટર્બ કરીશ તો જાનથી જઈશ!" ૦ કલાકમાં તો મહારાજા ઇન્ટરપીન્ટર પાસે આવી લાગ્યા, પણ મિયાં ઇન્ટરપીન્ટર તો નીચે મોઢે **"બાત મતલબકી કહુંગા હોશમેં આને કે બાદ"**ની કંઠી ગણગણતા હતા. મહારાજાએ તેને કહ્યું, "વોટ ઇઝ ધ મેટર?"

"નો મેટર, નો લેટર, નો તેતર, નો ખેતર, નો નેતર; ફક્ત મારો સંદેશો સાંભળી લ્યો એજ બેટર!"

"જલ્દી ભસી નાખ તારો સંદેશો! કારણ કે મારે પ્રાઈવેટ કામ છે."

"દિલ્હીના બાદશાહ અલાઉદ્દીનના પ્રતિનિધિ તેમના યંગર બ્રધર લૉર્ડ અફઝલખાન એન્ડ વડા વઝીર લૉર્ડ નુસરતખાંએ પાટણના પાદરે ઠોકેલા તંબુની અંદર આરામચેર પર આળોટતાં કહ્યું છે કે......"

"પણ મ્હારી સરહદમાં લાઇસન્સ વગર એ મુસલ્લાઓ કેમ ઘુસી આવ્યા?"

"અનાર્યોના આ અસલ દેશમાં આર્યો ઘુસ્યા; ત્યારે કોની પરવાનગી લીધી હતી? મુસલમાનો હિંદમાં કોની પરવાનગીથી ઘુસ્યા?

બીજું બધું તો ઠીક; પણ તમારા દાદા તે ધોળકાના રાણા **વીશળદેવ** પાટણપતિ કોની પરવાનગીથી થયા? વહેપાર કરવા આવેલા ગોરા વહેપારી વાણીઆઓ કોની પરવાનગીથી હિંદના હાકિમ થયા ?"

"હું એ લોકો પર ઘર પ્રવેશની ફરિયાદ હાઈકોર્ટમાં કરીશ."

"તો માધવ તમારા ઉપર ઘરપ્રવેશ, સ્ત્રીહરણ, ચોરી, લૂટ, ખૂન અને ઘર બાળવાની ફરિયાદ રીઅસાની સરકારને કરશે."

"તેની શી તા'કાત છે?"

"તેની પીઠ પાછળ દિલ્હીશ્વરનો હાથ છે! વળી ત્રણ દિવસ પહેલાંજ તેણે ફિઝીકલ કલચરની તાલીમ લેવા માંડી છે, અને દિલ્હીના અખાડાઓમાં એક દમમાંજ દોઢસો દંડ બેઠક કરવાની એને આદત પડી છે માટે......"

"ઓ દિલ્હીના દૂત! તું સંદેશો સંભળાવવા આવ્યો છે, તો સીધી રીતે સંદેશો સંભળાવીને ચાલ્યો જા નહિતર......"

"આપણા મારે શું? આપણે તો મિટ્ટીના ચાકર!" એમ કહી સંદેશો સંભળાવ્યો, એટલે મહારાજા કરણ ફરીથી તપ્યા, "શરણાગતનું રક્ષણ કરવું એ ક્ષત્રિયોની ફરજ છે; તો માધવની સ્ત્રીને હું પાછી આપી શકું એમ નથી! જા ત્હારો દિલ્હીનો સુલતાન ઑલ ઈંડીયાની સલ્તનત મારે ત્યાં મારગેજ (ગીરો) રાખે કે વેચાણનો દસ્તાવેજ લખી આપે તો પણ એ મીઠડી મેનાને તમારા કાગડાઓના ટોળામાં ન સોંપું! વળી એક યવનની ધમકીથી ડરી જઈને લીધેલી વસ્તુ પાછી આપું એવો હું કાયર નથી!"

"એમ છે તો અમારાજ કેપ્ટનના શબ્દો કહું છું કે કાલે સ્ટા. ટા. ૧૧ વાગે તમારા પાટણના પ્લેગ્રાઉન્ડપર મજબુત હાથોએ બચાવ કરવા હાજર રહેવું." દૂત સલામ કરી ચાલ્યો જાય છે.

## સવિનય સંગ્રામ !

બીજે દિવસે મુકર્રર કરેલા સમયે કેપ્ટન અફઝલખાન પોતાના ૧૦૦ સ્કાઉટોના સૈન્ય સહિત પ્લેગ્રાઉન્ડપર હાજર થયો, અને પોતાનો ચંદ્રાકાર વાવટો ફરકાવતાં બ્યુગલ વગાડી કરણને મેદાને પડવાનું ચેલેંજ ફેંકવા લાગ્યો. બ્યુગલનો અવાઝ સાંભળીને મહારાજા કરણ પલંગમાંથી ઉઠીને ધ્રુજતીયા અને ખમીસ સહિત ડ્રેસીંગ કર્યા વગરજ એક હાથમાં ઢાંગ તથા બીજા હાથમાં સીગરેટકેસ લઈને પોતાના સૈનિકોમાં હાજર થયા. દિલ્લીનું સૈન્ય સ્કાઉટ ડ્રેસમાં હાજર હતું ત્યારે પાટણનું સૈન્ય પોતપોતાના ચાલુ ડ્રેસમાંજ હતું. હજારો લોકોની મેદની જોવા મળી હતી. એવામાં રેડીઓ મારફતે કમીશ્નર સાહેબનો સંદેશો સંભળાયો કે "જરા વધુ શરબત પી લેવાથી મને સખ્ખમ થયું છે જેથી હું ટાઇમ સર આવી શકું એવી સ્થિતિમાં ન હોવાથી મારા વતી મી. પેસ્તનજી પાપડવાલા એડવોકેટને અમ્પાયરશીપ આપશો." એક તરફથી હીપ, હીપ, હુરરે ! ને તાલીઓ ગડગડાટ તથા બીજી તરફથી "ગરમસીંગ, પોચા વટાણા, ઠંડી સોડાલેમન, બુટ પા...લીસ !" ઈત્યાદી વિવિધ સ્વરોના સ્વાગત સહિત અમ્પાયર તરીકે મી. પેસ્તનજી પાપડવાલા નીમાયા. અફઝલખાને અમ્પાયરને વંચાવીને એક દસ્તાવેજ રાજા કરણ સન્મુખ રજુ કર્યો. જેમાં એમ લખ્યું હતું કે "જો અમે હારી જઈએ તો ગુજરાત છોડીને ચાલ્યા જઈએ અને તમે હારી જાઓ તો ગુજરાત છોડીને ચાલ્યા જવું !" સદહું દસ્તાવેજ મહારાજાના પ્રાઈવેટ સેક્રેટરી મી. રણધીરે રાજાને વાંચી સંભળાવ્યો પણ દસ્તાવેજ વંચાતો હતો ત્યારે મહારાજ તો સીગરેટકેસમાં તારાપોર સ્ટુડીઓ પાસે પડાવેલો મીસીસ માધવનો ફોટો ચોંટાડેલો હતો તેને એક ધ્યાનથી નિરખી રહ્યા હતા. મી. રણધીરે કહ્યું "મહારાજ, જો આપને આ દસ્તાવેજ કબુલ મંજુર હોય તો સહી કરી આપો." મહારાજાએ ફોટા તરફ ડોળા રાખી રાજીખુશી ને અક્કલ હુંશિયારીથી

સહી કરી દીધી. અમ્પાયરે તે દસ્તાવેજ પર શિક્કો મારી રજીસ્ટર કર્યો. મી. અફ્ઝલખાને કહ્યું "માઈ ફ્રેન્ડ મી. કરણદેવ ! આપણે સામસામા લડાલડી કરાવીને સૈનિકોના માથાં ભંગાવી હોસપીટલોમાં ભીડ વધારી દઈએ તેના કરતાં આપણે બંનેજ લડી લઈએ તો શું ખોટું ?"

"ઓહ યસ કબુલ છે ! આવી જાઓ મેદાનમાં !" મહારાજા કરણે સીગારેટ પીતાં પીતાંજ ડાંગ ફેરવવા માંડી. રજપુતોએ "હરહર મહાદેવ !" ની કારમી કીકીયારી પાડી. સામેથી અફઘાન સેંડો અફ્ઝલખાને ધીમે ધીમે પેંતરા ભરવા માંડયા. મુસલમાનોએ અલ્લાહુઅકબરના નાઅરાથી મેદાન ગજાવી મૂકયું. અફઘાની ડાંગ વિદ્યુતવેગે ફરવા લાગી. મહારાજા કરણ તો મિસીસ માધવને વશ કરવાની ચિંતામાંને ચિંતામાં સુક્કા કાષ્ટ જેવા થઈ ગયા હતા. જેથી બાવળની ગાંઠ જેવા અફ્ઝલખાનની ડાંગના ઝપાટાથી તેમની ડાંગ હવામાં ઉડી ગઈ. અલ્લાહુઅકબરના ધ્વનિ સહિત મુસ્લિમોએ ચંદ્રાકાર વાવટો ફરકાવ્યો અને કરણરાજ તો શરમના માર્યા મુઠ્ઠીઓ વાળીને બેધ્યાનપણે દક્ષિણ દિશા તરફ નાઠા. રસ્તામાં તેમની પુત્રી દેવળદેવી મળી તે પણ પિતાની આંગળીએ વળગીને નાસવા લાગી, એ પિતા પુત્રી દોડતાં દોડતાં ચાલ્યાં જતાં હતાં પણ એવામાં બાગલાણના કિલ્લાની ઠેસ વાગવાથી ત્યાંજ બેસી પડયાં !

મી. રણધીર પાસેથી મહેલની કુંચીઓ લઈ ને અફ્ઝલખાનનું સૈન્ય

'સરફરોશીકી તમન્ના અબ હમારે દિલમેં હય"

—નું સંગીત લલકારતું પાટણમાં પ્રવેશ્યું તમામ મહેલનો ચાર્જ રણધીર પાસેથી અફ્ઝલખાને તપાસી લીધો, માધવે પોતાની સ્ત્રીની શોધ કરી તો તે એક અંધારી ઓરડીમાં ટીંગાઈ હતી, તેણે દશ મિનીટ પહેલાંજ આત્મા હત્યા કરી હતી, કરણના હાથમાંથી ઉગરવાનો એકે રસ્તો ન જડવાથી તેની ગેરહાજરીમાં બીજા સાધનોના અભાવે તેના પેંટના હેંડલની દોરી છોડીને તેની છ બેવડ જાડી દોરડી ગુંથને ગળામાં

ભેરવી ફાંસી ખાધી હતી, માધવ પોતાની સ્ત્રીના શબને નિરખીને ચોધાર નહિ પણ પાંચધાર આંસુએ રડવા લાગ્યો. અફઝલખાંએ બહુએ મનાવ્યો છતાં તે ન માનતાં પોતાની સ્ત્રીની બળેલી રાખમાં આળોટીને તે તો ત્યાંને ત્યાંજ.

" બની બેઠે બાવો બાવો રે... ...
દયાળુ દેવા માધવ પરે દયા લાવો ! "

## સુલતાનનો ઓડર.

અફઝલખાંએ બધી અથઇતિ ટેલીગ્રામદ્વારા અલાઉદ્દીનને જણાવી હતી. તેનો દિલ્લીથી જે જવાબ આવ્યો તેને ટુંકાણુમાં ગુજરાતી ભાષામાં રજુ કરીએ છીએ. "તમારો તાર મળ્યો. પ્રત્યુત્તરમાં જણાવવાનું કે કરણની કમળાદેવી જો સરળતાથી સમજી શકે, તો અહીં મોકલી આપશો. સમજાવવામાં દબાણ કરશો નહિ. કારણ કે હું ખૂબસુરત સ્ત્રીઓને સન્માનની નજરે નિહાળનારો છું ! જેમ આજકાલ ખટારાની જગ્યાએ મોટર, દેશી ગાંચવાળા જોડાની જગ્યાએ બુટ કે શુઝ, ચોબગલાંની જગ્યાએ હાફકોટ, ચલમની જગ્યાએ ચીરૂટ ઇત્યાદિ સુધારો થઈ ગયો છે; તેમ જુના જર્જરિત મંદીરોને તોડી આપણી ગાંઠના ખર્ચથી મસ્જીદો બંધાવી દેશો ! અપ-ટુ-ડેટ મંદિરોને સહિસલામત રહેવા દેશો. મારો બીજો હુકમ ન આવે ત્યાં સુધી ગુજરાતનો ચાર્જ તમારા હસ્તક રાખશો. માધવ બાવો થઈ ગયો છે તો તેને ગાંજો, ભાંગ ઈત્યાદિની આવશ્યકતા હશેજ માટે સરકારી ત્રિજોરીમાંથી તેની વ્યવસ્થા કરી દેશો. કમળાદેવીને લેવા મ્હારી સ્પેશીઅલ ગોલ્ડનકાર તમારા તરફ રવાના કરી દીધી છે. તમારા વિજય માટે તમને **ધી ટાઇગર ઑફ ઇંડીયા**નો ઇલ્કાબ અર્પવામાં આવે છે." તાર વાંચ્યા પછી અફઝલખાન કમળાદેવાના અવાસે ગયો. સાથે કરણદેવની માનીતી બોલી ટાઈપીસ્ટ ગર્લને પણ લઈ ગયો હતો. તેણે રાણીને કહ્યું.

"મહારાણી! થવાનું હતું તે થયું. હવે તમારે તમારા ભાવિનો વિચાર કરવાનો છે. ઉદાર બાદશાહ સલામત તરફથી સંદેશો આવ્યો છે તે તેમના લઘુ બંધુએ મને કહી સંભળાવ્યો છે. જો તમારે અહીં રહેવાની ખુશી હશે તો તે નામદાર તમને વર્ષાસન બાંધી આપશે. પણ તમારા જેવી યુવાન અને સુંદર રમણીની કીંમત સુલ્તાન સારી રીતે કરી શકશે! વળી વૈભવ વિલાસ ભોગવવાના તમારા દિવસો પણ છે. કરણદેવે તમને શું સુખ આપ્યું છે? તેમણે તમારા અપૂર્વ સૌંદર્યની દરકાર ન કરતાં તમારા તરફ જે ગેરવર્તણુંક ચલાવી છે તેનો બદલો વાળવાનો આ સારો સમય છે. તેમણે તમને સંતાપવા પરસ્ત્રીને પકડી મંગાવી હતી તો તમે તેમને સંતાપવા પરપુરુષના ગૃહે કેમ ન જાઓ? એ તો જેવા સાથે તેવા થવુંજ પડે!" શાણી બગલી ટાઈપીસ્ટના ભાષણને નમતા ત્રાજવામાં બેસનારી ને હાજીહા કરનારી લીબરલ વિચારની દાસીઓએ ટેકો પણ આપ્યો. છતાં કમળાદેવી તો મૌનજ રહી. એટલે અફઝલખાંએ બોલવું શરૂ કર્યું. "રાની સાહબા! અગર આપ દેહલી આનેકો તૈયાર હોં તો આપ જો ચાહો વોહ કરનેકો સુલ્તાનકા એક ઇશારાહી કાફી હય!" અફઝલખાં બોલી રહ્યો છતાં કમળા તો મુંગીજ ઉભી રહી. એટલે ટાઇપીસ્ટે કહ્યું કે "સ્ત્રીઓનું મૌનપણું એ હકારનું અર્થ-સૂચક ચિન્હ છે!" અંતે કમળાને દિલ્હી લઈ જવા મોટર પણ આવી લાગી. અપૂર્વ બાદશાહી ઠાઠથી રઆક બેન્ડના **"મને ભોળીને ભરમાવી રે! મા કેમ કરૂં?"** ના સંગીતસહિત રાણી કમળા મને કમને પોતાની એક ડઝન દાસીઓ સાથે ટાઈપીસ્ટ ગર્લને લઈ મોટરમાં બેઠી. હીપહીપ હુરરે! ના જયઘોષ સાથે મોટર દિલ્હી તરફ હંકારાઈ.

## બાદશાહી ઠાઠ!

મોટરને ખાસ સોનાના પતરાંથી મઢી લીધી હતી. મોટર એટલી વિશાળ અને વ્યવસ્થાથી પરીપૂર્ણ હતી કે તેમાં પથ્થાર,, પણીઆરૂં, અને મોરી ઉપરાંત પાણી, ચાહ, કૉરી સોડા, લેમન વગેરે સ્વાદિષ્ટ

પીણાના નળ પણ મૂકેલા હતા. (આ કંઈ એરેબીયન નાઈટ્સ જેવી અતીશ્યોક્તિ ન કહેવાય!) બારીઓ પર પુષ્પથી ગુંથેલા પર્દા હતા અને તેમાંથી સુગંધીદાર નિર્મળ હવા અંદર આવતી. વળી મોટર ચાલુ થતાં અત્તર ને સેંટના ફુવારા પણ ઉડતા. જો અત્તરથી કપડાં વધુ ભીંજાય તો ગાદીઓમાં વાદળીના ટુકડા અને બ્લોટીંગપેપરના ડુચા ભરેલા હતા તે તમામ ભેજ ચૂસી લેતા. કમળા તથા તેનો બધો લેડીઝ સ્ટાફ આશ્ચર્યચકિત થયો, અને જે બાદશાહની મોટર આવી છે તેનાં મહેલ તથા રાજવૈભવ કેવા હશે તે વિચાર કરવા લાગ્યાં. બીજે દિવસે મૉર્નિંગમાં તો દિલ્હીના ભવ્ય મહેલના પ્રવેશદ્વાર આગળ મોટર આવી લાગી. ગર્લ ગાર્ડની ટુકડીએ **"ભલે આવો પધારો માદરાં મહેમાન પ્રીતિનાં ભોજન જમાડીએ"** ના મધુર ટ્યુનથી સલામી આપી સ્વાગત કર્યું. ડઝનબંધ બેગમોના પુષ્પ સ્વિકારીને દિગમૂઢ જેવી દશામાં કમળા જનાનખાનામાં દાખલ થઈ. રાત્રે આતશબાજીનો પ્રોગ્રામ હતો જે નિરખવા લાખો માણસોની મેદની જામી હતી. સુલ્તાન મેન્શનના પાંચમા માળની અગાશી ઉપર સુલ્તાન અલાઉદ્દીન સૌ બેગમો સહિત મહેમાન કમળાદેવીને આતશબાજી દેખાડી રહ્યા હતા. બીજે દિવસે ઘોડાની રેસ, ત્રીજે દિવસે ક્રિકેટની મેચ, ચોથે દિવસે કનકવાના પેચ, એમ દરરોજ નવા નવા પ્રોગ્રામો ગોઠવાતા, કમળાદેવીની આસપાસ એવું વાતાવરણ ઉભું કર્યું હતું કે તેને એક સેકંડ પણ વિચાર કરવાની ફુરસદજ ન મળે! ત્રણ ઠગોએ મળીને બ્રાહ્મણના બકરાને કુતરું ઠેરવ્યું હતું; તો સેંકડો દાસીઓ અને એકાદ ડઝન સુલ્તાનાઓના ભરમાવ્યાથી કમળા જેવી એક અબળાનું મન કેમ ન ડગે? અંતે અલાઉદ્દીનની બેગમ બનવાનું કમળાએ કબુલ્યું પણ તે એક શરતે કે પોતાની દીકરી દેવળદેવી જે કરણ સાથેજ છે તેને ગમે ત્યાંથી ગોતી કાઢવી!

## અબ્લાંગ ઉડયો !

બીજે દિવસે કેટલાએ ડિટેકટિવોને દેવળદેવીની શોધમાં મોકલ્યા. એક પખવાડીઆમાં તો ખબર મળી કે તે તો પોતાના પિતા સાથે બાગલાણના કિલ્લામાં છે. ખંભાતી ખોજા, ઓલ્યા મલેક કાફુર નામના ઍરોપ્લેન પાયલેટને બેચાર સોલ્જરો સહિત દેવળદેવીને ઉડાવી લાવવા મોકલ્યો. (કેવો હડહડતો કળિયુગ આવ્યો કે માતાજી પોતાની પુત્રિનું હરણ કરાવે છે ? એમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી. કૃષ્ણ ભગવાને પણ પોતાની ભગિની અને ભત્રીજીનું હરણ રાજીખુશીથી ને અક્કલહુશિયારીથી કરાવ્યું હતું !”

બીજી બાજુ કરણદેવે વડી સરકારમાં અરજી કરી કે “દિલ્લીના બાદશાહ અલાઉદ્દીનના માણસોએ મારૂં મગજ અમુક કારણોથી ડામાડોળ સ્થિતિમાં હતું તેવે પ્રસંગે મારી પાસેથી ગુજરાતનું રાજ્ય લખાવી લઈ મને કાઢી મૂકયો છે, પાછળથી “ ઈંડીયન ડેઈલી મેલ ”ના વધારા નં. ૧ માં વાંચવામાં આવ્યું છે કે મારી રાણીને પણ તે ઉપાડી ગયો છે. તો તેનો યોગ્ય ન્યાય થવો જોઈએ.” સ્ટાંપના પૈસા ન હોવાથી વગર સ્ટાંપેજ અનરજીસ્ટર અરજી રવાના કરી. જેથી વડી સરકારે ન સ્વિકારતાં પરત કરી. સાથે એવો રિમાર્ક પણ કર્યો કે “ દેશી રાજાઓના અંદર અંદરના ઝઘડામાં અમે પડવા માગતા નથી ! છતાં તમે તમારી રાણીનું સ્ટેટમેન્ટ “ ટાઈમ્સ ઑફ ઈન્ડીઆ ” માં વાંચ્યું હશે કે તે પોતાની રાજીખુશીથી બાદશાહની બેગમ બની છે ! ” રાજા કરણ અત્યંત નિરાશ થઈ ને સ્વ. પઢીઆરની “ સ્વર્ગની નીસરણી ” વાંચવા લાગ્યા. કારણ કે હવે બાગલાણ જેવા ઉચ્ચ પ્રદેશ પરથી નીચે પૃથ્વીપર જવા કરતાં ઉંચે સ્વર્ગમાંજ જવું સારૂં છે ! એવી એમની ધારણા હતી.

મલેક કાફુર ઉડતા પલંગ ( એરોપ્લેન ) પર બેસીને ઉડયો હતો તે આવીને બાગલાણના કિલ્લાથી થોડે ઉંચે અબ્લાંગ થોભ્યો. જે

વખતે પ્રીન્સ ઑફ દેવગીરી મી૦ શંકરદેવ તથા પ્રીન્સેસ ઑફ ગુજરાત મીસ દેવળદેવી ટેનીસ રમી રહ્યાં હતાં. કાફુરે લાગ સાધીને દોરડાંનો ફાંદો દેવળદેવી પર નાખ્યો અને તેને ઉપર ખેંચી લીધી. તેણે ભયથી ચીચીયારી પાડી, શંકરદેવ તથા તેના બે નોકર વાંસડાવતી એરોપ્લેનને ગોદા મારવાની પેરવી કરવા લાગ્યા પણ ઉપરના માણસોએ ટોપલી ભરીને ધૂળ નીચેના માણસો પર નાખી જેથી નિરૂપાયે શંકરને આંખો ચોળવી પડી ! કાફુર સડસડાટ દિલ્લી તરફ ઉડી ગયો ! તેણે જતાં જતાં એક ચિઠ્ઠી નાખી હતી તે શંકરદેવના નોકરે કરણદેવને આપી. તેમાં એટલુંજ લખ્યું હતું કે :—

"ભૂતકાળના ભરથાર ! વિધિનું ધાર્યું થયું છે. હું રાણી મટી હવે બેગમ બની છું. દાળભાતને ત્યાગી કટલેસ કબાબ ઉડાવું છું. આજે ઑલ ઈંડીયામાં મ્હારી સત્તા છે. મ્હારી પુત્રિને મળવાની મ્હારી ઈચ્છા થવાથી મેં તેને તેડાવી લીધી છે. આપ નિશ્ચિંત રહેશો, કારણ કે પિતા કરતાં માતાનું હેત પુત્રિ પર વિશેષ હોય છે. તમે મારી પુત્રિને પહાડો ને જંગલોમાં રખડાવી રખડાવીને દૂબળી કરી નાખી હશે; જેથી હું કાયદેસર તમારી પાસેથી તેનો જવાબ માગી શકું છું; છતાં હાલની તમારી દયાજનક સ્થિતિ નિરખીને જતા કરૂં છું. બસ એજ.

લી૦ આપની ભૂતકાળની ભામિની,

તેજ દિલ્લીની સુલ્તાના **કમળાદેવી.**"

મહારાજા કરણ ઘણાજ ક્રોધાયમાન થયા પણ શું કરે ? વિધાતાજ વેરી થયો હતો ! અંતે દેવળદેવીના ઉમેદવાર શંકરદેવે પોતાના સોલીસીટર મારફતે કમળાદેવી પર ફરિઆદ મંડાવી. બોમ્બે હાઈકોર્ટમાં કેસ ચાલ્યો પણ દેવળદેવી યુવાન અને ઉમ્મર લાયક હોવાથી તેની મરજી પર કેસનો આધાર હતો. હવે તો તે ઝનાનખાનામાં દાખલ થઈ હોવાથી પરદો દૂર કરી કોર્ટમાં હાજર થઈ

શકે એમ પણ ન હોવાથી તેણે લેખીત સ્ટેટમેંટ રજુ કર્યું. જેમાં પોતે રાજીખુશીથી (અંદરખાને પોતાની નહિ, પણ પોતાની માતાની ખુશીથી) કમળાદેવી પાસે આવી છે, એમ જણાવ્યું હતું." કરણ તથા શંકરદેવને નિરાશ થવું પડ્યું. કરણદેવ તો ભાગ્ય દોરી જાય અને પગો ઘસડી જાય ત્યાં ચાલ્યા ગયા. કેટલાક તો કહે છે કે તેઓશ્રી લંકા તરફ સોનું શોધવા ગયા. ત્યારે બીજાઓ કહે છે કે સ્ટીમલોંચમાં બેસી બનવા તરફ ગયા તે ગયાજ પાછા દેખાયાજ નહિ. કારણ કે "**જાવે જે કો નર ગયો ન આવે મંદીરમાંય!**" પણ પેલો છાપાંનો ભૂત તો મારા કાનમાં એવું કહે છે કે "આજકાલ દેશી રજવાડામાં વિચિત્ર પવન ફૂંકાય છે. ઇંદોરના માજી નરેશ તુકાજીરાવ, મુમતાજના મોહમાં ગાદી ત્યાગી સન્યાસી બની અમેરિકામાંથી મીસ્રર નામનું બુલબુલ ઉડાવી લાવ્યા. તો કદાચ મીસીસ માધવના મોહમાં વૈરાગ ઉત્પન્ન થવાથી મહારાજા કરણ પણ પેરીસ તરફ કોઈ પુતળીને ઉડાવવા ન ગયા હોય?"

## દાગડીનું હસવું ને દેડકીનો જીવ જાય!

અહીં કરણસાગર ઉછાળા મારી રહ્યો હતો; ત્યારે દિલ્હીમાં શાહજાદા ખિઝરખાં સાથે દેવળદેવીનાં લગ્ન ધામધૂમથી થયાં. વરકન્યાના જોડાને કમળાદેવીએ પીપરમીટ ને ચૉકલેટથી વધાવ્યું. ખુશાલીમાં સર્વે કેદીઓને છોડી મૂક્યા. રોશની અને આતશબાઝી એટલી બધી સળગાવી કે કેટલીક જગ્યાએ તો બંબાવાળાઓને તકલીફ આપવી પડી! આખા રાજ્યના બાળકો માટે મેલીન્સફુડ અને ડૉંગરેનું બાલામૃત, સ્ત્રીઓ માટે પફ પાઉડર અને સેંટ લવંડર તથા પુરુષો માટે ખાસ ઉમરકોટથી ઓવરકોટ સીવડાવવા ધાબળા મંગાવી (શિઆળાની સીઝન સારૂ) લ્હાણું કર્યું! ટેલરોનાં આંગળાં પણ સુજી ગયાં. ત્રણ દિવસ સુધી દિલ્હીના કોઈપણ રસોડા કે બબરચીખાનામાંથી ધૂમાડા ન કાઢવાનો ઢંઢેરો પીટાવ્યો. દરેક જ્ઞાતિ પ્રમાણે જુદા જુદા મંડપોમાં

અપ-ટુ-ડેટ સ્ટાઈલથી ભોજનની વ્યવસ્થા કરાવી ચાહ, કોફીનાં તો તળાવો ભરાવ્યાં અને ચીરૂટ, સીગરેટનો તો આખો ડુંગર ચણાવ્યો. તે દિવસની યાદગીરી કાયમ રહે માટે આખા દેશમાં તેજ દિવસથી હુક્કા અને ચલમને પદભ્રષ્ટ કરી સીગરેટ, ચીરૂટ પીવાનું બાદશાહી ફરમાન નીકળ્યું ! હુકમનો અમલ ન કરે તેને યરોડાની જેલમાં છ માસ સુધી ખાદી વણવાની શિક્ષા ફરમાવી. (બાવા ! ફેંકાફેંકી મા કર ? આ કંઈ હાતમતાઈનો કિસ્સો નથી ?) પ્રજાજનોમાં આનંદની હોળી મંડાણી ને હેરહેરથી "ગૉડ સેવ ધ કિંગ"નાં મંગળગીતોના સૂર સંભળાવા લાગ્યાં. પહેરામણીમાં કાશ્મીરની શાલો, ઢાકાનું મલમલ, અમદાવાદનો કિનખાબ અને માનચેસ્ટરનું કાપડ એટલું બધું વહેંચાયું કે તે કાપડના વહેપારીઓને ત્રણ માસ સુધી દુકાનો બંધ રાખવી પડી ! (કેમ દીકરા ! વળી પાછો વચ્ચે કે ? બાવાજી આપણે ક્યાં પૈસા આપવા પડે એમ છે ?) પણ સુલ્તાનની તિજોરીનું તળીઉં દેખાવા લાગ્યું જેથી ગવર્નમેન્ટને કાગળના સિક્કા (નોટ) ચલાવવાની ભલામણ કરવી પડી ! બસ હવે હોલ્ડરનું પાનું ઘસાઈ ગયું છે જેથી આટલેથીજ અટકીએ તો સારૂં નહિતર વળી પેલા સીનેમા કંપનીવાળાઓ જાણી જશે. તો ફીલ્મ ઉતારવા ધમપછાડ કરશે અને રાજા કરણના કરૂણ ઇતિહાસને સ્ક્રીન પર રજુ કરી પ્રેક્ષકો પાસે અજમેરી બોર બોર જેવડાં આંસુ ખેરવરાવશે. વળી રડતા હિંદીઓનાં આંસુ લુછનાર તો આજે કોઈ નથી ! ફક્ત એક શ્રીમતિ મિસ મેયો ઇંડીયનોની લાગણી ધરાવનાર હતાં તે પણ "મધર ઇંડીયા"નો મહદ ઉપયોગી (?) ગ્રંથ લખીને "ફાધર ઇંડીયા" સાથે ડાઈવોર્સ કરીને કોણ જાણે ક્યાં હાલ્યાં ગયાં ? પાળાં છાપામાં પોતાનો પ્રાપેગન્ડા કરવા !

# પગારની તારીખ.

મારૂં નામ ભૂલાભાઈ ભૂદરભાઈ. એમના નામ સાથે તમારે કંઈ કામ નથી. મારા કિસ્મતે પ્રથમ 'એકજ ભૂલ' કરી બ્રીટીશ શહેનશાહતની ઉંચામાં ઉંચી ડીગ્રી વર્નાક્યુલર ફાઇનલ એકઝામીનેશન પાસ કરવાની મને પ્રેરણા કરી. હું ચોટલીએ ગાંઠો વાળી વાળીને કેટલીએ રાતના ઉજાગરા વેઠીને અંતે પાસ થયો. મને એટલો આનંદ થયો કે અલાઉદ્દીનને પદ્મિનીનો ચહેરો આઈનામાં નિહાળતાં; બાબરને પાણીપતમાં વિજય પ્રાપ્ત થતાં કે જહાંગીરને નુરજહાંની પ્રાપ્તિ થતાં પણ તેટલો આનંદ નહીં થયો હોય !

એ આનંદ શ્રાવણ માસના વાદળની જેમ પળવારમાં વિખરાઈ ગયો. ફરફરીયું મેળવ્યા પછી એકાદ ડઝન અરજીઓ કરી ત્યારે અમારા શહેરની એક મ્યુનિસિપલ શાળામાં રૂપીઆ ૧૫ અંકે પંદર મદરાસગરા નહીં પણ મુંબાઈગરાના પગારથી મારી નીમણુંક શિક્ષક તરિકે થઈ! બસ તેજ પળથી અત્યારવેર હું દરિદ્રતામાં સબડ્યા કરૂં છું. હું ચોક્કસ કહી શકું છું કે જો આર્નોલ્ડને પણ મ્હારા જેવો ઉંચો પગાર મળતો હોત તો શિક્ષકનો ધંધો આદર્શ છે એમ કોઈ કાળે પણ કહેત નહીં! એટલો બધો પગાર જો દેવલોકોના ગુરુ બ્રહસ્પતીને મળતો હોત તો તેઓશ્રી ક્યારનાએ રાજીનામું આપી રવાના થઈ ગયા હોત! એ તો ધીરજ અને શાંતિના પાઠો જગતને અર્પવા કાજેજ હું ટકી રહ્યો છું. બાકી દેડકાં પણ એક સ્થિતિમાં રહી શકતાં નથી તો

હું મનુષ્ય અને તે પણ ભણેલોગણેલો આદર્શ શિક્ષક તે એક સ્થિતિમાં કેમ રહી શકું ?

તમે વાંચીને ખુશી થશો કે વળી થોડા સમય થયાં તો મ્હારાં ઘરવાળાં પણ પધારેલાં છે. કલકત્તાના કલ્પિત કારાગૃહ જેવા એકજ વિશાળ હૉલમાં હું રહું છું. એક ખૂણે દમની બિમારીથી ખોં...ખોં...ખોં કરતી ડોસીની તૂટેલી ખાટલી, બીજે ખૂણે મિસીસનું રસોડું, ત્રીજે ખૂણે કામચલાઉ હંગામી પાણીઆરૂં ને ચોથે ખૂણે મ્હારો બીસ્તરો. આ પ્રમાણે ચાર ખૂણા સાથે ચાર દિશાનું જ્ઞાન પણ સમજી લેવું ! ઘરના મધ્ય પ્રદેશની જમીન ઘણીજ ફળદ્રુપ પણ ભેજવાળી હોવાથી તે તરફ પગ મૂકવાનું તો શું પણ જોવાનું એ અમે સાહસ ન કરતાં કારણ કે ઘરનું છાજ ઇસ્ટ ઈંડીઆ કંપની કરતાં પણ પ્રાચીન સમયનું વૃદ્ધ હોવાથી કમરેથી સ્હેજ વાંકુ વળી ગયું હતું તેને લાકડીને બદલે સાગટાનો ટેકો લેવો પડયો હતો, એ બધું તો ખરૂં પણ વર્ષાઋતુમાં પાણી ટપકી ટપકીને એ મધ્ય પ્રદેશ મચ્છરોનો મુલક બની રહેતો. ગુજરાતના આદિ કવિ નરસિંહ મહેતાની જેવી સ્થીતી હતી તે કરતાં મારી સ્થીતી કાંઈ નરાળી ન હતી !

આવું સગવડવાળું ઘર હતું છતાં ભાડું ફક્ત બે રૂપીઆજ હતું ! શાકભાજીને માટે તો ઠીક હતું કે કરસન કાછીઆના પોરીઆને ટયુશન આપતો તે બદલ બે ચાર દિવસના વાસી વેંગણ, બટાકા મળી આવતા ! આવા મેંઘવારીના જમાનામાં હાથ ભીડમાં ન રહે એ ઉદ્દેશથી "બે કલાકજ ટયુશન શીક્ષકોએ આપવું" એ કાયદા સામે સવિનયભંગ કરીને હું બે દુ ચાર કલાક ટયુશન આપતો પણ એ બધાંએ ટયુશનો એટલાં હાઈ કલાસ હતાં કે મહિના વેર ઓટલા પર કલાક કલાક સુધી ધાંટા દુઃખાડી દેતો ત્યારે માંડમાંડ અર્ધો રૂપીઓ યાને આઠ આના પ્રાપ્ત થતા. તેમાંએ એક બે પૈસા તો ઘસાએલા પણ હોયજ ! પેટની વેદના સૌને લાગી છે એટલે કંઈ ખાધા વગર ચાલે એમ

છે ? હું હમેશાં કેવો ઉંચો ખોરાક લેતો તે તો મારૂં મનજ જાણે છે ! પણ શિક્ષકના ધંધામાં બુદ્ધિની વિશેષ ખપત રહી જેથી બુદ્ધિ ઘસાઈ ન જાય એ ખાસ જોવાનું રહ્યું. બદામ, પીસ્તાં, ઘી, દુધ, એ બધું તો સામાન્ય જનોને આરોગવાનું રહ્યું. મ્હારા જેવા જ્ઞાન-દાતાથી એવી વસ્તુઓ નજ ખવાય; તેથીજ દરરોજ એકાદ પૈસાની મગફળી ખાઈ સંતોષ માનતો અને બપોરના ગાળે એક પૈસાની સીંગલવાળી સ્પેશયલ ચાહ પીતો; તેથી મગજ જાગ્રત રહેતું. સામાન્ય રીતે ચાહના સીંગલની કીંમત એક આનો હતો. પણ મહારા ગુરૂપદને માન આપીને હોટલવાળો મને એક પૈસામાંજ આપતો ! દરરોજ હાજરી પુરવાની અને બાજરી ખાવાની તેથી શરીરમાં ગરમીનો સંચય વિશેષ થયો હોવાથી ઉત્તમરામ ઉંટ વૈદની ફ્રી સલાહથી શરીરમાં ગરમી ને ઠંડીનું સમતોલપણું જાળવી રાખવા દિવસમાં ત્રણ ત્રણ વાર નદીમાં જઈ સ્નાન કરતો જેથી ત્રણ ગાયું પુન્ય પણ આપોઆપ પ્રાપ્ત થતું ! સત્યની કસોટીએ ચડેલા હરિશ્ચંદ્ર કરતાં મારી સ્થિતી ઉતરે એવી ન હતી. પણ એની સ્ત્રી તારામતી પોતાના ધણીના ટેકની ખાતર પરઘેર પાણી ભરવા ગઈ હતી. ત્યારે મારી મીસીસતો પરઘેર પાણી ભરવાને બદલે પરઘેરથી પાણીના એક બે ઘડા લાગ મળતાં ઉઠાવી લાવેલી, એટલો મારાને હરિશ્ચંદ્રના ગ્રહજીવનમાં તફાવત !

મીસીસના કારણે ઘણી વખત પાડોશીઓના હુમલા અમારે સહન કરવા પડતા. હું તો ભણેલો, ગણેલો ને સુધરેલો વળી ગુરુ એટલે ભવિષ્યની પ્રજાનો જ્ઞાનદાતા હોવાથી ગમે તેવા ભયંકર હુમલાની સામે અખંડ શાંતિથી મૌનવ્રત્ત ધારણ કરી ટકી રહેતો; પણ મારી મીસીસ એ ભદ્રકાળીનું જીવતું જાગતું મૂર્તિમંત સ્વરૂપ હતું ! ભાગ્યેજ કોઈ દિવસ યુદ્ધ વગર ખાલી જતો ! એમતો અમારો આખો મહોલ્લોજ કુરૂક્ષેત્રનું મેદાન હતું કારણ કે તેમાં અહર્નિશ છુટાછવાયાં બે ત્રણ છમકલાં તો થતાંજ ! ઘણી ખરી લડાઇઓ તો

વસ્ત્રાલંકારોની હરિફાઈથી થતી. અલંકાર વસાવવા જેટલી તો આપણી શક્તિ ન્હોતી, પણ મિસીસના સત્યાગ્રહ અને ફરજીયાત અપવાસ પળાવવાની કળા આગળ મ્હારે વરસમાં બે ત્રણ સાડીઓ અપાવ્યા વગર ચાલતુંજ નહિ! આ પ્રમાણે મ્હારા ડાબા અંગના દબાણ ને લઈને કાપડના વેપારીઓનું વારે વારે મોઢું જોવું પડતું અને ઉઘરાણી માટે તે લોકોને પણ મારૂં મોઢું જોવું પડતું! મારૂં મોઢું કંઈ પ્રદર્શનમાં મુકવા લાયક ખૂબસુરત નહોતું 'પણ કાપડના વેપારીઓ, અનાજના વેપારીઓ, હજામ, મોચી, દરજી, ઘાંચી ઈત્યાદીને તે ફરજીયાત જોવુંજ પડતું. શા માટે? તે સમજી ન શક્યા હોય તો આગળ સમજી શકશો.

આંખોનું નૂર ઓછું ન થાય તે માટે ખાસ પ્રોફેસર એદલજી અડસટ્ટેની અમૂલ્ય (કીંમત વગરની-ફ્રી) સલાહથી તપખીર સુંઘવી પડતી, અને તે માટે છીકણીવાળાના છોકરાને હાથ પર રાખવો પડતો. તે દરરોજ ખપજોગી તપખીર તફડાવી લાવતો. આ કંઈ અનીતિનો ધંધો ન કહેવાય; ગુરુને બદલે ગુરુ પત્નિની આજ્ઞા પાળવા શ્રીકૃષ્ણ લાકડાં લેવા ગયા હતા તો અહીં તો ફક્ત બેચાર ચપટી તપખીર લાવવાની રહી! ખરેખર એ ગુરુભક્તિનો બદલો પ્રભુના દરબારમાં મળ્યા વગર રહેજ નહીં! અમારો આદર્શ ઉંચો, જીવન સાદું ને ઉચ્ચ, ધંધો તો સાંદિપની ને વસિષ્ઠ જેવા મહાઋષિઓના જેવોજ, છતાં કેટલાક અજ્ઞાની લોકો અમને પંતુજીના હુલ્કા નામે સંબોધે છે. હશે અમે વિશાળ દિલ રાખી બધું સહન કરીએ છીએ બાકી વિધવાઓ તથા શિક્ષકોના શ્રાપ ખાલી જતા જ નથી!

અરે! અમારી લાયકાત તો જુઓ, કે એટલા પગારમાં તો અમે મહેતાજી સાથે માતાજી અને મેજીસ્ટ્રેટની પણ ફરજ બજાવીએ છીએ! બાળકોને મનાવી, ફ્લાવી, પટાવી વિદ્યાદાન આપવામાં માતાની મમતા રાખવી પડે છે; પણ........

"જુઓ સાહેબ છગનીઓ મારા કાનમાં પેન ખોસે છે!"

"નાજી, એણે મને પહેલો મૂક્કો માર્યો!"

"માસ્તર સાબ! આ પેસતનજી મને પપ્પો પપ્પો કહીને ખીજવે છે!"

"અરે! નવીરે સાહેબ! ઉસ્તા એવન બધા કાગરો કાગરો કહીને સતાવેચ!" આ પ્રમાણેની અનેક ફરિઆદો આવે તેના ચુકાદા આપવાના. જરા કોઈ છોકરાને એકાદ બે તમાચા વાગી જાય તો તેના વાલીઓ અમને કોરટ સુધી ઘસડી જવાની ધમકી આપે, વળી કેટલાંક સદ્‌ગૃહસ્થ માબાપોની દમદાટીએ સહન કરવી પડે તે જુદી.

"માસ્તર! તમે તે છોકરાં ભણાવો છો કે ઢોબાં ચારો છો? આ જુઓને મ્હારા ચમનીયાનું નાક કોઈ છોકરાએ ખેંચ્યું છે, તે બિચારાને આઠ દિવસથી સળેખમ થઈ ગયું છે! તમે તે છોકરાંઓ ઉપર દેખરેખ રાખો છો કે ઉંઘો છો?" આવા એકાદ સદ્‌ગૃહસ્થને ભાઈબાપા કરી વિદાય કરીએ એટલામાં વળી કોઈ બોલકણી બાઈ બોલતી બોલતી જ આવી પડે કે,

"મેતાજી! ના હોય તો અમારૂં ઘર લૂંટી જાઓ! આ ગયા સોમવારે તો મ્હારા ચમનીયાના બાપાએ ફીના પઈસા આઈપા'તા ને પાછા એ કેવા પઈસા લેવા આયવો છે? તમારે તે છોકરાં ભણાવવાં છે કે આમ ફીનું ઉઘરાણું જ કર્યા કરવું છે?"

"અરે! ભલી બાઈ પણ જરા પૂછ્યા વગર જ શું ગુસ્સે થઈ જાઓ છો? ગયા સોમવારે તો ફક્ત જાન્યુઆરીની ફીના પૈસા આપ્યા પણ હજુ તો ફેબ્રુવારી, માર્ચ ને એપ્રીલના પૈસા તો બાકી છે!"

"એ તમારૂં એપ્રેલ ને ફોપરેલ ચૂલામાં જાય! મારે તો છોકરાને ભણાવવોજ નથી! ભણી ભણીને હું ધાડ મારવાનો છે? આ પેલો રતન ડોહીનો મગનો અંગરેજી ભણી ભણીને થાકી ગીયો

ત્યારે વીસ રૂપરડી કમાતો થીયો! એ...એમોંતે હું હક્કરવાર થીયો? એ કરતાં તો અમારા ચમનીઆના બાપા અભણ અભણ તોએ ઓંક ફરકના સટ્ટામાં રોજ ચાર પોંચ રૂપિયા કમાઈ લાવેચ!" લ્યો, આવાં વાદળો તો દિનમાં દસ વાર ચઢી આવે! તેનું કરવું શું?

નિશાળના કજીયા ચૂકવવા મેજીસ્ટ્રેટ બનવું પડે. પણ તે ઓનરરી અને થર્ડ ક્લાસના જ! કારણ કે જરા વધારે સખ્તાઈ કરીએ તો કોઈ વખતે રસ્તે ચાલતાં અટકચાળા વિદ્યાર્થીઓના સપાટમાં આવી જવાનો પ્રસંગ પડે.

"ગુરુને બાપ સમા ગણો મળશે સારૂં જ્ઞાન" એ પંક્તિ હવે ખોટી પડી છે. ગુરુને બાપ સમાન ગણવાને બદલે બળદ સમાન ગણવામાં આવે છે. બળદ આંખો સામે હોય તો તેના શીંગડાંનો ડર રહે છે, પણ બળદ આગળ હોય તો તેને સૌ કોઇ પરોણીની આર ઘોંચી શકે તેમ મહેતાજીની રૂબરૂ વિદ્યાર્થીઓ ભય પામે છે પણ નિશાળેથી છુટયા પછી ધ્યાન પ્રમાણે વર્તે છે.

આટલું છતાં વરસ દહાડા સુધી મહેનત કરી કરીને ખુંધા થઈ જઈએ ત્યારે એકાદ સાહેબ પરીક્ષા કરવા આવી જાય છે, ને બાર માસની મહેનતને બેત્રણ કલાકમાં પારખી શકે છે. જો સાહેબને ચાડપાણી કરવામાં ખામી આવી કે અમારા કામમાં ખામી સમજીજ લેવાની!

"દફતરની સ્થિતિ સારી નથી, છોકરાઓ વિવેક શું તે સમજતાજ નથી, શિક્ષક ઉદ્ધત છે, કેમ જવાબો આપવા તેનું પણ ભાન નથી, શિક્ષક નિરૂત્સાહી છે. શિક્ષક ભણાવવાને બદલે આખું વરસ ઉંઘી રહ્યા હોય તેમ ભાસ થાય છે! ભૂગોળ કઈ બલાનું નામ છે તે સુદ્ધાં કોઈ વિદ્યાર્થી જાણતો નથી! ઇતિહાસ તો અડસટ્ટેજ ભણાવ્યો હોય એમ લાગે છે. વાંચનમાં તો જાણે વઢવાડ થતી હોય એમ સ્પષ્ટ જણાય છે ત્યારે વ્યાકરણ તો વસુકી જ ગયું છે!" એવો ગુડ રિમાર્ક મળી જ જાય!

પણ જો સાહેબને ફુલડીનર આપી હાજી હા કરીએ; તો–

"શિક્ષક ઘણા જ ચપળ છે, કલાસનું કામ ઘણું જ સંતોષકારક છે. વિનય અને વિવેક શી વસ્તુ છે તે વિદ્યાર્થીઓ બરાબર સમજી શકે છે! વ્યવસ્થા અને સ્વચ્છતા સારી છે. દફ્તરની અને નિશાળની સ્થિતિ સારી છે, પણ અતિશય શ્રમથી શિક્ષકની સ્થિતિ નબળી થઇ ગઈ છે. શિક્ષકને આરામની ખાસ જરૂર છે!" એવું એવું લખાણ લખાય.

જેમ સૂર્યગ્રહણ ચંદ્રગ્રહણ વર્ષમાં એક બે વાર થાય છે તેમ અમારી તપાસણીઓ એક બેવાર થાય છે. ઉડતી મુલાકાતો તો અનેકવાર લેવાય છે. જે સાહેબ પધારે તે અમને સુધારવા કંઇને કંઈ લખી જ જાય. તેમાં કેટલાક સાહેબો તો ભરૂચી ભાગળ જેટલું જ જ્ઞાન ધરાવતા હોય છે છતાં તે અમારા સાહેબ એટલે એમનું લખેલું તે અમારે શિરોમાન્ય રાખવુંજ પડે! પછી ભલેને–

"નિશાળનો કામ ઠીક છે. પરીક્ષાનો પેપર સારા અગીઆર વાગે ખોલોને છોકરાઓને ગણિત લખાવી દીધો. આખા નિસાલમાં પાંચમી ચોપરીનો પહેલા નંબરનો છોકરી ઘનોજ હુંશિઆર છે; તે છોકરી ભરત ગુંદનનો કામ ઘનો સારો જાને છે!" આ પ્રમાણે જાતી વચનને ગીરો મૂકી ભાષાની હજામત કરી વાકય રચનાને અદ્ધર ઉડાવી દઈ અમને સુધરવાની તક આપે પછી અમે કેમ ન સુધરીએ?

વળી કોઈ મીલના ભૂંગળા જેવા ઉંચા મગજવાળા વિઝીટર આવે તો અમને દમ પણ ભરાવે.

"સ્કૂલની મેનેજમેન્ટ સારી નથી! ઘના પોરીયાઓની નાંખમાંથી લીંત તપકયા કરેચ તે પર માસ્તરે ખાસ દેખરેખ રાખવી જોઈએ ઘનાં પોરીઆઓ ઈજાર પેનીયા વગર નાગાં નાગાં નિસાલમાં આવેચ. તેમને ખાસ નોતીસ દેવી જોઇએ! માસ્તરબી ઉઘારપગા હોય તો પછી પોરીયાંઓ ઉઘારપગાં કેમ ન હોય? બે મહિનાની હજામત વધી

જવાથી માસ્તર જોગી બાવા જેવા દેખાયચ! માસ્તરને તંબાકુ ને ચૂનો ફાંકવાની ઘનીજ ગોજી આદત પરીચ! બાવાજી આય કુતેવો કાંઈ સારી નઇ મસે. તમારે સુધરવું હોય તો સુધરી જાઓ નહિ તો બીજા માસ્તરની એંગેંજમેંત અમારે દલગીરી સાથે કરવી પરસે! અમારા પોરીયાંને બગારવા નહીં પન સુધારવા જ અમે નિસાલમાં મૂકીએચ!" આવી આવી ધમકીઓ વાંચી અને સાંભળી સાંભળીને અમે પણ રીઢા થઈ ગયા છીએ, દુનિયામાં કોઈ વધારેમાં વધારે ધીરજવાળું પ્રાણી હોય તો તે એક પંતજીજ છે!

"જુઓ જ્યારે બીજાં ખાતાંઓ પહેલી બીજી કે ત્રીજી તારીખ સુધીમાં પગાર ચૂકવી દે છે; ત્યારે અમારે ત્યાં પગાર મોડો ચૂકવવાની હરિફાઈ ચાલે છે. મહીનાના પહેલા અઠવાડીયામાંતો બધેજ પગાર અપાય છે; પણ છેલ્લા અઠવાડીયામાં આપવો એજ ખરી ખૂબી કહેવાય! ઉંટ જેવાં ઉંચા ડોકાં કરી કરીને ડોળા તાણી તાણીને થાકી જઈએ ત્યારે કોઇ શુભ સંધ્યાએ મી. પટાવાળા પગાર આપી જાય!

"બસ તે દિવસના આનંદની વાતજ ન પૂછો? નાદીરશાને દિલ્હી લૂટતાં, કે શિવાજીને સૂરત લૂટતાં જે આનંદ નહીં મળ્યો હોય તેવો અરે! તેથી દસ ઘણો આનંદ અમને પગાર મળતાં પ્રાપ્ત થતો! પણ એમનું સત્યાનાશ જાય પેલો ચંદુલાલ ચોખાવાળો, ગબલો ઘાંચી, લલ્લુ લાકડાવાળો, અરદેસર અફીણવાળો નિશાળમાંથી ડોકું બહાર કાઢતાંજ આવીને યમરાજ પ્રમાણે ઉભા છેજ! તેમને કિનીનાઇન ખાધી હો તેવું ડાચું કરીને કહીએ કે,

"શેઠીઆ! આ મહીને હાથ ઘણો ભીડમાં છે જરા દસ દિવસ નભાવી લો તો મહેરબાની. ત્યારે ફુંદપર હાથ ફેરવતા શ્રીયુત ચંદુલાલ ચભડી ઉઠે કે,

"શું મારા ભાઈ તમને આબરૂદાર મનીખ ધારીને અનાજ ધીરયું તો આખરે આવો નાગો જવાબ આપો છો? અમારે વહેપારીઓનું વ્યાજ ચઢે છે કે નહી? આજેતો ગાંડના ગોપીચંદ કરવાનો

વારો આવ્યો છે. રૂપિઆનો માલ બાર આનામાં દઈએ ને વળી તમારા જેવા કેળવાએલા માણસ આવો જવાબ આપે તો પછી અમારે તો દેવાળુંજ ફુંકવું પડે ને?" તેમને ફુલ નહીં તો ફુલની પાંખડી આપીને વિદાય કરીએ કે ગબાભાઈ બોલી ઉઠે,

"મે'તાજી સાબ તલનો ભાવ ચઢી ગયો છે, તે મારાથી તો એક પળવાર પણ થોભાય એમ નથી. લોકોને તો હાથ ભીડમાં હોય છે પણ મારે તો હાથ અને પગ પણ ભીડમાં છે. પઇસા પુરીને જોઇએ તેટલો માલ લઇ જજો.', એના નામપર થોડીક ધૂળ વાળીએ કે વળી ત્રંબો વળગે. એમ નિશાળેથી ઘેર જઇએ ત્યાં સુધીમાં તો એકાદ ડઝન માગણીયાતો અમારી પાસે આવી જાય. તેમને છુટા હાથે દાન કરીએ. એમ ઘડી પહેલાના હાતમતાઇ ઘરમાં જઇ ને ખિસ્સાં તપાસીએ તો મંડમાંડ બે ત્રણ રૂપરડી બાકી દેખાય! તેમ'તો માસીસનું નવિન માસિક બજેટ રજુ થાય, અને ઘર ભાડું તો બાકી જ રહી જાય! હતા પેલા મૂર્ખાઓ મેત્યા તો બે વરસ થયાં ધક્કા ખાય; તેને તો વિચારાને ભારબાપા કરી મનાવી લેવાય પણ પેલો ભગલો તો કેમેય કરીને જાય નહીં તેનું શું કરીએ?

"ભગલા, દોસ્ત ફરીથી લડાઇ જાગશે ને મને વૉર એલાવન્સ મળશે તો તારાં હજામતનાં ચડેલાં નાણાં સામટાં ચૂકવી દઇશ!" એમ ભવિષ્યની આશામાં ભગલાને ભટકાવીએ. એટલામાં હોટલવાળાનો માણસ આવી લાગે.

"માસ્તર સાબ! પઇસા કેમ નહિ દેતો? છેઠ તો તારાપર ભારે ગભરાઈ ગેઇલોચ! તારો પગાર થેઇલોચ ને તું તો તરયાણ મહીનાથી ઉધાર રેઇલોચ!" એ આર્ય વિશ્રાંતિ ગૃહના એક વચન બોલવાનેજ જન્મેલા અનાર્ય નોકરને ઘણુંએ સમજાવીએ પણ ટળે નહીં; ત્યારે જાતે જઇને હોટલના શેઠને કાલાવાલા કરવા પડે.

"શેઠ અમારી નવી સ્કીમ ધારાસભામાં રજુ થઈ છે. પાસ થઇ જાય અને ગવર્નર સાહેબની સહી થઈ જાય કે આપણને બસો રૂપીઆ

કલદાર મળી જશે!" પછી તમારૂં જે કંઈ હોય તે ચૂકવી લેજો." આ પ્રમાણે તેમને પણ માંડ માંડ શાંત પાડીએ ત્યાં તો ડોસી રામશરણ થાય. એક તરફ માતાના મૃત્યુનો શોક બીજી તરફ સ્મશાનનો સામાન લાવવાની ચિંતા. હાજરી એલાવન્સ મળવાને વાયદે કેટલાએ કાલ વાલા કરીયે ત્યારે કોઈ કંઈ મદદ કરે તો સ્મશાનનો સામાન આવતાં ડોસી આગ ભેળાં થાય! ત્યાં તો દૂરના સગાંઓ બારમું જમાડવાનો આગ્રહ કરતાં તોડી ખાય અને મ્હારી ખાસ સગી ઘરવાળી તે પણ "બારમામાં તો લાડુની નાત કરવીજ પડશે." એ લવારો પકડી બેસે. ત્યારે હવે મારે કરવું શું?

છેલ્લો એજ ઉપાય કે આપઘાત કરવો. ભલે નરકમાં જવાય! આ જીવતા જીવત નરક કરતાં તે નરક સારૂંજ હશે? મારા જેવા હજારો દુઃખીયા જીવો આત્મહત્યા કરી સંસાર ચક્રમાંથી છુટા થાય છે તો આપણે પણ થવું. વહાલા વાંચક આ દેહ ક્ષણભંગુર છે! અંતે સર્વને જવાનું તો છેજ પછી આવા કટોકટીના પ્રસંગે જલ્દી કેમ ન મરવું? કારણ કે પ્રભુના દરબારમાં પણ "વહેલો તે પહેલો!" એ નિયમ હોવોજ જોઈએ. મારા જેવા દુઃખી શિક્ષક બંધુઓને દિલાસા માટે મારી જીવન કથની એક આસામીને છાપામાં પ્રગટ કરવા સોંપી જાઉં છું! જો હવે કાલના ક્રોનીકલમાં "એક શિક્ષકે કરેલો આપઘાત" એવું કંઈ વાંચવામાં આવે તો આશ્ચર્ય પામીશ નહીં. અમારા જેવાને માટે તો આ એકજ માર્ગ ખુલ્લો હોવાથી તે રસ્તેજ ક્વિક માર્ચ કરવી ઠીક પડશે! દુનીયાં જેને અઘરૂં માને છે તે કામ હવે મારે માટે સહેલુંજ છે.

"જીવનકા તજના સ્હેલ નહીં યેહ કામ હય હીંમત વાલેકા;
એક ઘુંટહી પીના મુશકીલ હય, ઈસ ઝહરકે કડવે પયાલેકા."

બસ હવે તો "હું જાઉં છું, હું જાઉં છું, ત્યાં આવશે સર્વે કોઇ!"

તમેજ કહોને કે એક નહીં તો બીજે રસ્તે પણ આવ્યા વગર છુટકોજ ક્યાં છે?

# લાલ લુગડાનો ચમત્કાર

## એ કોણ?

નવાબ અક્કલબાજખાનની અક્કલનો ઇસ્કોતરો ઉર્ફે હજુરીઓ લાલખાન કે જેની ચોથી પેઢીની શાખા-ડાળીનું એક ફળ આપણા સવાશેરખાન. એણે આ જીવનમાં એકે વાઘ ન્હોતો માર્યો છતાં તેના સ્મરણમાં તેની ફઇબાએ અગમ બુદ્ધિ વાપરીને મજકૂર નામ રાખ્યું હશે! આપણે એમનો પૂર્વ વૃત્તાંત તો જાણતા નથી પણ અનુમાન શક્તિ વડે કહીએ કે એ જન્મ્યા હશે ત્યારે જરૂર ઓછામાં ઓછી સવા પાશેર સાકર તો વ્હેંચાઇ હશે જ! એવણ સાહેબ અમારા ગામના સરકારી ચોરામાં અંગ્રેજ સરકારના ઉંચામાં ઉંચા અમલદાર તરીકે હવાલદારનો હોદ્દો ભોગવતા હતા. ખાસ્સા ટાઇમપીસ-ઘડીઆળના ચંદા જેવા બિલ્લા ઉપરથી એમની ઉંચી અમલદારીની છાપ તમારા મસ્તકના નોટપેડ કાગળ ઉપર જરૂર પડ્યા વગર રહેશેજ નહિ. તમે ગમે તેવા અમલદાર હશો કે ગમે તેવા કળાબાજ હશો પણ તમને એવો મોટો બિલ્લો તો નહિજ મળ્યો હોય! ખેર, તમારૂં કિસ્મત! માસિક ચાર રૂપિયાનો બાદશાહી પગાર મળતો તેથી એમનો ખર્ચ પણ અમીર ઉમરાવને બે ઘડી શરમાવતો. જમણી આંખ તરફ ૩૩ અંશને ખૂણે એમના મસ્તક ઉપર બાર આનાવાળી કાળી મુગલાઇ કૅપ શોભી રહેતી. આવી ભૂમિતિની વાત તમે ન ભણ્યા હોત તો સમજી લેજો કે ખાન સાહેબની ટોપી હંમેશાં ત્રાંસી રહેતી. જેથી "આંટી ટોપી વાંકે મીયાં"

તરિકે અમારૂં આખું પરગણું એમને ઓળખતું અને એમના માથા ઉપરના લાંબાં લાંબાં ઝુલફાં બસો વરસ પહેલાના ઇતિહાસના ઉંડાણમાં આપણને લઈ જતાં. ખોપરીમાં ભેજું કેવુંક છે? એટલે કે મસ્તકના ઘડામાં અક્કલનાં પાણીનાં કેટલાં ટીપાં છે તે રોંટ્ઝન કીરણની મદદ વગર તો શી રીતે કહેવાય? કારણ કે રોંટ્ઝન કિરણ એ જર્મનીમાં શોધખોળ થએલ એવી વસ્તુ છે કે જેના વડે તમારી ત્રિજોરીમાં રોટલા મૂકયા છે કે રૂપિયા? તે જોઇ શકાય છે. ચાહ પીતાં પીતાં વળી વખતે ભૂલચૂકથી ગળામાં રકાબી ઉતરી જાય તો તે શરીરના કયા ભાગમાં જઈને અટકી છે તે શોધી કાઢવાનું રોંટ્ઝન કીરણ સુગમ સાધન છે! ચાલો હવે બીજી વાતો પર ન ઉતરતાં લાઈન કલીઅર કરીએ.

## એમનું કર્તવ્ય.

સરકારી ચોરામાં વસી રહેલા અમલદાર સવાશેરખાનના તાબામાં હમેશા બે ત્રણ વરતણીઆ, બે ત્રણ લાલ્યા ને એક બે મેહતરની ફોજ સદા તત્પર રહેતી. આખો દિવસ હાથીની ખાટલીપર બેસીને હુક્કાના ગુડગુડ અવાજ સાથે મૂખમાંથી ધૂમ્રના ગોટેગોટ નીકળતા. વળી વચ્ચે વચ્ચે "જા બે ભંગીયે પટેલકો જા કે ખબર દેદે આજ સુબેદાર સાબ આનેકે હે!" નો ઉચ્ચાર થવાનીજ વાર થતી કે દરેકને તે કાર્ય અમલમાં મૂકવાની ફરજ પડતી. કારણ કે એમને શેરશાહનો સ્વભાવ વારસામાં મળ્યો હતો. તેણે માર્સડનના ઇતિહાસમાં રોટલીના ટુકડા તલ્વારથી કર્યા હતા; તો આપણા ખાન સાહેબ તાબાના માણસોની ચોટલીના ટુકડા તલ્વારથી કરે એમાં શી નવાઇ? કારણ કે બહાદુરી બતાવવી એ એમનો જન્મસિદ્ધ હક હતો, છતાં કાળી રાત્રિએ કોઈ વખત ચોરાના દ્વારમાંથી એ સાહેબ બહાર પગ મૂકતા નહિ; તે કદાચ સાહસ કરીને પગ બહાર પડે તો સાથે એક બે વરતણીઆ તો હોયજ!

એમના હસમૂખા ચ્હેરાથી દરેક માણુસ ખુશ રહેતા જેથી ગમે ત્યાંથી ચાહ પાણીના પૈસા મળી આવતા. એમનો સંપૂર્ણ દેખાવ

આશકાઓને મળતો હતો. વાળમાં અહરનીશ તેલ નાખતા. તેલ નહિતર પાણી તો જરૂર. ખાવા પીવાનું તો ગામમાં બની જતું જેથી પગારના રૂપિઆ કાબુલી વ્યાજે દેડ ભંગીઓને ધીરતા. કાબુલી વ્યાજ એટલે કે ચક્રવર્દી નહિ પણ ચક્રવર્તી વ્યાજ કહેવાય. એટલે એક રૂપીઆનું વ્યાજ મહીને એક રૂપિઓ થતું, શાયલોકના અવતાર તો નહિજ તેમજ બગદાદના પ્રખ્યાત જુતાવાળા અબુલકાસમના શાગિર્દ પણ નહિ ગણાય! કારણ કે લાલ લુગડાનો પ્રભાવ એમના મગજ પર એવો પડ્યો હતો કે એમની આખી જીંદગીની કમાઈ કે જે ગોદરેજની તિજોરીમાં નહિ પણ માટીની હાંલ્લીમાં કાળા ચીંથરાથી બાંધીને જમીનમા દાટેલી હતી તે બધી આપી દેવાને આતુર હતા.

ખરેખર! આ અવનિમાં લાલ લુગડાનો ચમત્કાર એવોજ છે! વિશ્વામિત્ર જેવા ઋષિએ પણ લાલ લુગડાના ચમત્કારને નમસ્કાર કર્યા: તો આપણા સવાશેરખાન શા હિસાબમાં? દિવસે દિવસે એમના આશિક મિજાજની જ્યોત વિશ્વમાં પ્રકાશવા લાગી. ફરહાદ, મજનું છેલબટાઉ, સદેવંત, ગજરામારૂ, મુમતાજવાલા બાવલા ઇ૦ આશકોની માળાના એક મણકા તરિકે નજીકના ભવિષ્યમાં આપણા ખાનસાહેબ પણ વિંધાઈ ને પરોવાઈ જશે એમ નરી આંખે જોઈ શકાતું! એમના જટર અને આંતરડાં કે ફેફસામાં હજુ સુધી કોઈપણ વ્યકિતના દરિકનો ભાલો વાગ્યો નહતો છતાં એકલું લાલ લુગડું દેખીને પણ દૂરથીજ ઘાયલ થઈ જતા! એમને લાલ લુગડાનો હડકવા લાગ્યો છે એમ એમના સહવાસમા આવનાર દરેક પ્રાણી બેધડક કહી શકતું:—

"જમાનાનો બધો આધાર છે એ લાલ લુગડાપર;
થયાં સામ્રાજય કંઈ કુરબાં ખરે! એ લાલ લુગડા પર!"

તો પછી ખાન સાહેબ શું વિસાતમાં? આખરે આ સમાચાર એક વૃદ્ધને કાને પડ્યા કે જે અમારા આખા પરગણામાં અજોડ મશ્કરો ગણાતો

## વૃદ્ધની કારકીર્દિ

હસવું અને હસાવવું એ વૃદ્ધનું મૂખ્ય ધ્યેય હતું. કંઈક દયાભાવ પણ હતો છતાં સ્વાર્થને માટે સામા માણસને નુકસાન પણ પહોંચાડી શકે. વૃધ્ધે હવાલદાર સવાશેરખાન સાથે બેસવા ઉઠવાનો સંબંધ વધારવા માંડ્યો. ટુંક સમયમાં વૃદ્ધને સમજાયું કે ખાનસાહેબને લાલ લુગડાની લગની લાગી છે. વૃધ્ધે ગુપ્ત રીતે તપાસ કરીને એક સ્ત્રી કે જેને પોતાના ધણી સાથે બિલકુલ બનતું ન હતું કારણ કે તેનો ધણી વ્હેમી હતો. કંઈ પણ કારણ વગર સ્ત્રીને વશ કરવા સારૂ ચૌદમું રત્ન ચખાડતો જેથી તે સ્ત્રી કોઈ ફાંકડેરાવ સાથે ગચ્છંતિ માપવાને તૈયાર હતી. એ બાબતની નોટીસ એક રાત્રિએ ખડતલ બુઢ્ઢાએ ખાનસાહેબના કર્ણદ્વાર પર ચોંટાડી. ખાનસાહેબ અરબી ઘોડા માફક કાન ટટાર કરીને બોલ્યા.

"હેં! આપ કયા કેહતે હૈ!"

વૃધ્ધે કહ્યું:

"જેને હવે રાહ જોવાની જરૂર નથી તે બિચારી દુઃખમાંથી મૂક્ત થશે તો તને ને મને આશિર્વાદ આપશે."

"હાં, મગર વો કહાં હૈ? મેં તો અભીકે અભી તૈયાર હો ગયા હું!"

"એવી તૈયારી કામ ન લાગે! બસો રોકડા મારી દલાલીના હોય તો તૈયાર થાવ. વરતણુઆઓને તો પ્રથમથીજ કામને બહાને ખરતા કર્યા હતા; જેથી હવાલદાર સાહેબ ઉઠ્યા અને એક ખૂણામાંથી ખોદાને હાંલ્લી કાઢી. તેમાંની ચીંથરે બાંધેલી રકમ કંઈપણ વિચાર કર્યા વગર વૃદ્ધને હવાલે કરી. વૃધ્ધે તે રૂપિઆ ગણ્યા તો રૂા. ૧૩૯) થયા. વૃધ્ધે એટલી રકમ લેવાની ના પાડી પણ ખાનસાહેબના અત્યંત કાલાવાલા ને આજીજીથી છેવટે બુઢ્ઢાનું હૃદય નરમ થયું ને માથું ધૂણાવતાં કહ્યું કે કાલે રાત્રે બાર વાગ્યાને સુમારે તે બાઈ તમારી

પાસે આવશે. પણ તે પહેલાં વરતણીઆ વગેરેને અહીંથી રવાના કરી દેવા, હવાલદાર સાહેબે બધી વાત કબુલ મંજુર કરી. વૃદ્ધ રૂપિયા લઇ ચાલતો થયો. હવાલદાર સાહેબ આનંદ સાગરમાં ગોથાં ખાતા કોપરાં જોખવા લાગ્યા. અર્ધી રાત થતાં વરતણીઆ પણ આવીને સુઇ ગયા.

## આનંદ તરંગ

નિદ્રામાં તેમણે નિહાળ્યું કે જાણે સરકારી ચોરાને બદલે દરિયા કિનારે એક આલીશાન ઇમારતની અગાસીમાં પોતે એક સોફા પર પડ્યા છે. શિતળ ચંદ્રના કિરણો વડે મસ્તક શિતળતા અનુભવી રહ્યું છે. મંદમંદ સુગંધિત સમીરની લહેરો શરીર સામ્રાજ્યપર શાંતિનો સમુદ્ર ઉછાળી રહી છે. એવામાં અગાશીનું નાનકડું દ્વાર ઉઘડ્યું, અભિ-સારિકા રૂપે એક શ્યામ વસ્ત્ર પરિધાન સુંદરી આવીને સોફાપર પડેલા સુંદર સ્વરૂપ પુરુષના મૂખ ચંદ્રનું એકાંત ચિત્તે અવલોકન કરવા લાગી. તેના આકર્ષણથી હો કે માંકડના કરડવાથી હો (બીજી ધારણા ખોટી પણ હોય કારણ કે સોફામાં માંકડ ન હોય. માંકડતો ગરીબોની ગોદડીમાંજ હોય!) ગમે તે કારણે પુરુષની આંખ ઉઘડી. સુંદરી આગાશીમાંથી પાછી પલાયન થતી હતી. તેવામાં સજાગ પુરુષે તેના પાલવનો છેડો પકડ્યા પછી તો:—

"જાની હમકો ન ઇતના સતાયા કરો,
કભી ભૂલેસે તશરીફ લાયા કરો ..ટેક
હુસ્ન તેરા એક દિન આખિર ફના હો જાયગા;
જીસપર તેરા નાઝ હે સબ ખાકમેં મિલ જાયગા.
પ્યારી જોબનપે મત ઇતરાયા કરો...કભી૦
મેં અભી કમસીન હું દિલદારીકો કયા જાનું ?
મેરા નન્ના કલેજા હે ગમ ખ્વારીકો કયા જાનું ?
મેરા નન્નાસા દિલ ન દુખાયા કરો...કભી૦

આ પ્રમાણે અરસ પરસ પ્રેમ ગોષ્ટિ મચી રહી હતી એટલામાં ત્રીજા માળ ઉપર કોઈ પુરૂષનો પગરવ સંભળાયો. અભિસારિકા ધ્રુજતે પગે એક ખૂણામાં અદૃશ્ય થઈ. પેલા પુરૂષે આવી ખાનસાહેબને ગરદનમાંથી પકડયા "કયા હે ? કયા હે ?" કરતાં ગરદન જોરથી છોડાવા લાગ્યા. ઉંઘમાંને ઉંઘમાં પોતાની ગરદન જોરથી દબાવી જીવ ગુંગળાયો. પગ ઘસવા લાગ્યા. ખડખડાટથી સર્વે જાગી ઉઠ્યા અને ખાનસાહેબની ગરદનેથી હાથ છુટા કર્યા ને એક પગ તૂટેલી ખાટલીમાં ભરાયો હતો તે કાઢ્યો. ત્યારે ભાન આવ્યું કે આતો સ્વપ્નું હતું! પણ અઘોરી અમલદારની ઉંઘ બરાબર ઉડી ન હતી. તેતો ખાટલીપર બેઠા બેઠા ઝોકાં ખાતા હતા. બધા માણસો અમલદાર સાહેબની મુર્ખાઈ ઉપર હસતાં હસતાં ઉંઘી ગયાં હતાં. ખાન સાહેબ ગણગણતા હતા કે :—

"ઈસ કદરથા ખટમલોંકા ચાર પાઇમેં હુજુમ;
વસ્લકા દિલસે મેરે અરમાન રૂખ્સત હો ગયા."
(અકબર અલ્હાબાદી)

એટલામાં એક ઝોકો ખાતાં ભોંયપર મોઢું અડાડી કંઈ કહેવા લાગ્યા! એક હાથ બાજુપર મૂકેલા હુક્કા પર પડ્યો. એક બે બાકી રહેલા આગના તાણખા ખાન સાહેબના હાથ સાથે અપૂર્વ હેતથી વળગી રહ્યા. ખાન સાહેબે વિરહની વેદના ન ખમાયાથી હો કે દાઝયાથી હો પણ બૂમ પાડી અને હુક્કાએ પણ બૂમ પાડી એતો જાણે નકકી જ! ફરીથી બધાં માણસો ઉઠી ગયાં. ખાન સાહેબ હવે બરાબર શુદ્ધિમાં આવ્યા હતા. એક માણસને તેલ, હળદર લેવા દોડ્યો કારણ કે માતૃભૂમિને ભેટવાથી હોટે ગુલાબ જાંબુનું સ્વરૂપ ધારણ કર્યું હતું. સુખે દુઃખે માશુક મળવાની હોંસમાં રાત્રિ પૂર્ણ થઈ.

## સફળ આશા

ઉષા સમયથીજ હવાલદાર સાહેબે માશુક સાથે રાત્રિએ કૂચ કરવાની તૈયારી કરવા માંડી. સવારમાં એક કેસની તપાસ કરવા માટે

ફોજદાર સાહેબની ચોરામાં પધરામણી થઈ. હવાલદાર સાહેબ મનમાં ખૂબ ગભરાયા કે "યે બલા કબ ટલેગી?" ખુદાએ પણ હડકાયા આશકની અરજી કબુલ કરી, કારણ તપાસ કરીને એ કલાકમાંજ ફોજદાર સાહેબ બીજે ગામ જવાના હતા. જમણનો બંદોબસ્ત કરતાં વાર લાગે માટે પોતાના ભાતામાંથી કેટલુંક મિષ્ટાન કાઢીને ફોજદાર સાહેબના પેટને આધિન કર્યું. ફોજદાર સાહેબ જમી પરવારીને ચાલ્યા ગયા. હવાલદાર સાહેબ રાત્રિ પડવાની રાહ જોવા લાગ્યા. માંડમાંડ સૂર્યાસ્ત થતાં ચિંતા વધવા લાગી.

"અભીતક માશુક કયું નહિ આઈ?" "વાહ! ઉસકી ચાલ કૈસી અલબેલી હે! રાતકો ખ્વાબમેં કયા જલવા નઝર આયા? મગર કાલા મુંહકો ઉસકે ખાવિંદકા કે ક્બાબમેં હડ્ડી હોકર આયા!" આમ વિચારમાંને વિચારમાં રાત્રિનો અમલ વધવા લાગ્યો. વરતણીઆ વગેરેને તો ઉજાણી કરવા પૈસા આપીને પ્રથમથીજ દૂર કર્યા હતા, ખાન સાહેબનો દેખાવ કંઈ ઓરજ હતો. સરસ્વતીચંદ્રમાં અલક કિશોરી ને જમાલવાળો પ્રસંગ જેણે વાંચ્યો હશે તેને તો એટલુંજ કહેવાનું કે હવાલદાર સાહેબે પગથી ગરદન સુધી તો જમાલ જેવોજ ડાઠ કર્યો હતો. ફક્ત માથાપર ફેંટાને બદલે ટોપી અને હાથમાં હથીઆર ને બદલે હુક્કાની નળી હતી! એવામાં લાલ લુગડાનાં દર્શન થયાં. ઉલ્લાસી અમલદાર અધીરા થઈ ઉઠ્યા અને હુક્કાને પડતો મૂકી શ્રી મુખે પ્રથમ ઉચર્યા :

"બાદ મુદ્દતકે હસીનોંકા નસીબા જાગા"

કંઈ પ્રત્યુત્તર ન મળ્યો વાતની દિશા બદલી.

"જાની વો ખુદા કયું નહિ આયા?" કંઈ પણ જવાબ મળ્યો નહિ ને ઘુંઘટનો પટ પણ દૂર થયો નહિ. હવાલદાર સાહેબ હવામાં ઉડવા લાગ્યા ને મનમાં વિચાર કરવા લાગ્યા કે—

"ચલો ખુદા ન આયા વોભી અચ્છા હુવા કયું કે અયસા બાતકા મૌકા કહાંસે મિલ્તા?" વળી પાછા બોલવા લાગ્યા કેઃ—

"અય મેરી ખયાનતદાર માશુક! તેરે શહીદે નાઝકો અપના ચાંદસા ચેહરા તો દિખા! કલ રાતકો ખ્વાબમેં આકર ચલી ગઈ મગર..."

"તેરી અબરૂને જો એક તીરે નઝઝારા મારા;
જીસકે લગ્નેહી જીગર હોગયા પારા પારા."

"જાની ઘુંઘટ ખોલો ઔર કુછ મુંહસે બોલો?" એટલામાં કોઈના ખડખડ હસવાનો અવાજ સંભળાયો. ખાનસાહેબ ગભરાયા અને ચારે તરફ દ્રષ્ટિપાત કરવા લાગ્યા તો બે ચાર પુરૂષોને ચોરામાં પ્રવેશ કરતા નિહાળ્યા. સવાશેરખાન છલાંગ મારીને પાછલી બારીએથી નાસવા લાગ્યા, આવા કટોકટીના પ્રસંગે એમની પ્રિયતમાએ ઘુંઘટનો પટ ખોલ્યો ને કાકપક્ષી જેવા મધુર અવાજે ઉચ્ચાર કર્યો "કહાં ભાગતે હો મેરી ખૂબસુરતી કે ખટમલ!" હવાલદાર સાહેબે બારીમાંથી નીકળતાં નીકળતાં જોયું તો આશ્ચર્યકારક ઘટના એ બની કે લાલ લુગડામાંથી ધોળી દાઢીએ દેખાવ દીધો ને અમલદાર સાહેબ અંતરધ્યાન થયા!

## ઇશ્કનો અન્જામ.

સવાશેરખાન તો પાછું જોયા વગર ભાગ્યા તે ભાગ્યા કોઇને હાથ લાગ્યાજ નહિ! હા પણ જતાં જતાં કંઈક અસ્પષ્ટ સ્વરે બકતા હતા કે,

"યા ખુદા! યે સબ કારસ્તાન ઉસ બૂઢે કે થે!" મહેતાજીને જોઈ નિશાળીઆ નાસે તેમ હવાલદાર સાહેબ ચોરામાંથી રાજીનામું લખ્યા વગર ને સરકારને જણાવ્યા વગર નાસી ગયા. પણ પેલો

ખડતલ બુટ્ઠો તો લાલ લુગડું દેખાડતો સર્વ સાથે હાથતાળીઓ લઈ હસી રહ્યો હતો. બીજે દિવસે આ વાર્તા સૂર્યના ઉદય સાથે પ્રકાશમાં આવી. ઠેર ઠેર અમલદારના એકાએક પ્રયાણની સાચી જુઠી ગપો ઉડવા લાગી. વર્તમાન પત્રોને તો ખોરાક મળ્યો! ધીમે ધીમે આ વાત વિસારે પડી. બે ત્રણ વર્ષ પછી મારે અમદાવાદ કૉલેજમાં ભણવા જવાનું થયું. એક દિવસ પુરાણા પ્રખ્યાત સ્થળો નીરખતાં અમારૂં મંડળ હઠીસીંગનું દેહરૂં જોઈ તેની સામે એક સરકારી મકાન છે. તે તરફ વળ્યું. તે મકાનની ચોતરફ વિશાળ બાગ હતો. તે બાગમાં કેટલીક ખાદીની અર્ધી બાંયવાળું પહેરણ, ખાદીનું જાંગીયું, ને ખાદીની કાન ટોપીના ટ્રેડમાર્કવાળા પુરૂષો કામ કરતા હતા. તેમાં મારી નજર એકાએક એક વ્યકિત ઠરી. તેમણે પણ મારી તરફ જોયું ને હાથના ઈશારાથી પીવા માટે બીડી માગી. હું **ધુમ્રપાન મહાધર્મ** ન કરતો હોવાથી બીજા મિત્ર પાસેથી બીડી ને પેટી લઈ તેને આપી. તેણે બીડી સળગાવી પણ પેટી ઉપર લાલ લુગડાવાળી એક બાઈની છબી હતી તે નિહાળતાંજ ગુસ્સાથી તે દિવાસળીની પેટી ભાંગી નાખી ને બકવા લાગ્યો કે—

"આગ લગ જાય અયસી ઓરતોંકે મુંહ પર!" મેં ધારીને જોયું તો મારાથી એકાએક બોલાઈ ગયું,

"કોણ સવાશેરખાન?!" તે મારો અવાજ સાંભળતાંજ નાઠો ને મકાનના પ્રવેશદ્વારમાં અદ્રષ્ય થયો. અમે દ્વાર પાસે જઈને જોયું તો ઉપર મોટે અક્ષરે "**મેડ હાઉસ**" [ગાંડાની હૉસ્પીટલ] એટલા શબ્દો લખેલા વાંચવામાં આવ્યા!"

# કાળી બેરીમાં નૈસર્ગિક સૌંદર્ય

**એ**ાલી સાહિત્ય પરિષદ્ તરફથી ઈનામ જાહેર થયું હતું કે "નૈસર્ગિક સૌંદર્ય વિષે જે સારામાં સારો નિબંધ લખી લાવશે તેને રૂ. ૫૦ ઇનામ મળશે." અધધધ! ઓય મારા બપ્પાવાના બપ્પાવા! એક સામટા રોકડા મુંબઈગરા પચ્ચાસ રૂપીઆનું નામ સાંભળીને અરે! નહિ વાંચીને કોના ડાચમાં પાણી ન છૂટે? બસ કોઈ પણ પ્રકારે એ ઈનામ મેળવવું જ! પણ મોટા મોટા (ચાર હાથ કરતાં ઉંચાતો નહિં જ!) અને વળી જુના ને જાણીતા તથા માનીતા ઓલ્યા લોકપ્રિય લેખકોને ઈનામ આપતાં સુધી મારો કોણ ભાવ પૂછશે? (કે મિસ્ટર કેટલે હતાકે હેર છો?) એ અરબી ઘોડાઓની હરિફાઈમાં આપાણું બાંડયું ટટ્ટુ શું ટકી શકવાનું છે? મોટરને વેગે ચાલતી એમની ફાઉન્ટન પેનો આગળ મારા ખટારાના વેગે હાલતા હોલ્ડરનું શું ગજું? એમના સહારાના રણ જેવા વિચાર પ્રદેશ આગળ મ્હારા ગધેડીઆ ખેતર જેટલા ક્ષેત્રફળનો વિચાર પ્રદેશ શા હિસાબમાં? એમની ઉંટ જેવી ઉંચી પ્રેરણાઓ આગળ મારી સસલા જેવી નાની પ્રેરણા કયાં ભેર ટકશે? પણ એવા આગળ પાછળના વિચારો મ્હારે શા માટે કરવા? નર્મદે પણ કહ્યું છે કે,

"યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે!" વીર રસનાં વેગમાં અને સાહસના આવેગમાં ખુરસી પરથી આગળ ટેબલ પર કૂદીને ધબ્બાકશું ને પડયો; પણ અફસોસ કે પગ મચકાઈ ગયો! નર્મદે તો

વગર વિચારે લખ્યું હશે પણ તેને અમલમાં મૂકતાં મ્હારો તો પગ મચકાયો. રાંદેરી હાડવૈદનું આઠ દિવસ સુધી બીલ ચૂકવ્યું; ત્યારે આરામ થયો. હવે મનમાં નિશ્ચય કર્યો કે કવિઓની કવિતાઓને જીવનમાં ઉતારવી એ હાથે કરી દુઃખ વ્હોરવા સમાન છે! પણ આટલું વાગવા છતાં ઈનામી હરિફાઈમાંથી પાછા કદમ ધરવાનું મન ન થયું!

રણસંગ્રામમાં ઝઝુમનારાને હારજીતનો કે મરણનો ભય ક્યાં હોય છે? જેમ નેપોલીયનની નોંધપોથીમાં અશક્ય શબ્દ નો'તો તેમ મ્હારી નોંધ પોથીમાં પણ અશક્ય શબ્દ નથી!

"તો અય બહોત મુદ્દતકી સળી હુઈ મેરી પ્યારી કલમ! કાગજ કે મૈયદાનમેં ફત્તેહયાબ હોનેકો આમદા હો! અય મેરે છાછ પીપી કે તૈયાર બને હુવે બેકાર મગ્ઝ બેદાર હો! અગ્ર મેરે દિન ભરમેં સેંકડો મખ્ખી, મચ્છર, ખટમલ વગયરાહકો રગડને વાલે સીધે હાથ તુભી હોશિયાર હો!" આવેશમાં મોટેથી બરાડો પાડતાં જ્યાં ટેબલ પર હાથ પછાડ્યો કે બત્તીની ચીમની પડી ગઈ અને બત્તી ફૂટી ગઈ તથા ઉના ઉના કાચ મને ચંપાઈ ગયા તે તો જુદા! એકદમ ઑફિસમાં અંધારૂં થયું ખડભડાટથી નાની કીકી,

"ઉંવા ઉંવા કરતી રડવા લાગી. (ઑફિસ અને બેડરૂમ, પાણીઆરૂં ને રસોડું વગેરે એકજ ઓરડામાં હતું) ખાટલામાં પડ્યાં પડ્યાંજ બેગમ સાહેબે પટપટારો ચલાવ્યો, "બળ્યું આ તે શું? અર્ધી રાત્રે બૂમ બરાડા પાડો છો તે શું ગાંડા બાંડાતો નથી થયા?"

"અરે!" શું કરૂં? મારા બધા વિચાર મરી ગયા!" મિસીસ ખાટલામાંથી એકદમ તાડુકતાં ઉઠ્યાં—

"હેં કોણ મરી ગયાં? કોઈ આપણાં અંતરનું સગું તો નથી ને? ઘણુંજ ખરાબ થયું. અર્ધી રાત્રે મરણની ખબર! કંઈ સ્વપ્નામાં બકતા તો નથી ને?"

" અરે ! જરા સાંભળ તો ખરી ? શું એકદમ આવડે એટલું બોલી નાંખે છે ? જરા દિવાસળી તો સળગાવ ?" દિવાસળીની પેટીની શોધખોળ ચાલી પણ કમબખ્ત કાંડી ક્યાં મરી ગઈ ? અંધારામાં ઠોકર ખાઇને મિસીસ ઘોડીઆમાં સુતેલી બાળકી પર પડ્યાં એટલે બાળકીની બેવડાવેગથી રડારોડ ચાલુ થતાં બીજાં બે બાળકો પણ ઉઠયાં અને અંધારાને લીધે ભય પામીને ડબલ પાવરથી રડવા લાગ્યાં. અર્ધી રાતના શોરબકોરમાં ચોર આવ્યો હશે એમ ધારીને શેરીના કુતરાં પણ ભસવા લાગ્યાં. અમારી પડોસમાં રહેતા હીંગના વેપારી આગા બદીઉલ્લખાન જંગબારી ડંડો લઇને ધસી આવ્યા અને બારણાને ગોદા મરતા બરાડી ઉઠ્યા:—

" અજી જનાબ મત ઘબરાઇએ ઔર ચોરકો પકડ રખીએ આપકી ઇમિદાદકો આ ગયા હું !" મને અંધારામાં ગભરાટને લીધે બારણું ઉઘાડવાની પણ સમજ પડે નહિ. ખાનસાહેબ તથા એક બે પાડોસી બારણું ઉતારીને ઘોર અંધારામાં ધસી આવ્યા. ખાનસાહેબે આવતાંજ પાણીની ગાગર અને ઘડાની ઉતરડ હતી તેને ચોર ધારીને ડાકો લગાવ્યો.

" બદમાશ અબ કીધર જાતા હે ? " એટલામાં તો ધબ્બાક્શું ને બેડાં પડ્યા ને આખા ઘરમાં બેડા પાણીની રેલ આવી. હવે ખાન સાહેબ પણ ગભરાયા. મિસીસ પણ એક ખૂણામાં ઉભાં ઉભાં ધ્રુજતાં હતાં. તે અંધારામાં દેખાતું ન હતું. નરભેરામ ભાઈ દોડીને ફાનસ લઈ આવ્યા; ત્યારે બધાંને વસ્તુસ્થિતીનું ભાન થયું. અચાનક ચીમની ફુટવાથી ને બત્તી બુઝવાથી આ પરિણામ આવ્યું એમ સમજાવીને બધાને વિદાય કર્યા. હવે મિસીસે ફરીથી મોરચો માંડયો;

" આ તમને અર્ધી રાત્રે બૂમ બરાડા પાડવાનું ભૂત વળગ્યું છે તે કયારે ટળશે ? જુઓને તમારી રહેજ ભૂલથી કેટલું બધું નુકશાન થયું ? અને ત્રણે બાળકો બિચારાં હેબતાઈ ગયાં છે તે તો જુદાં !"

"એ બધું તો ખરૂં પણ મ્હારૂં ઈનામ રઝળી ગયું તેનું શુ?"

"તમારૂં ઈનામ કોણે ખૂંચવી લીધું?"

"અરે! ગાંડી ખૂંચવી કોણ લે? શું મ્હારા બાહુમાં બળ નથી, કે મ્હારા હાથમાંથી કોઈ ઈનામ ખૂંચવી લે!"

"ત્યારે કાલે સવારેજ તમારા મોઢા આગળથી બિલાડું રોટલો લઈ ગયું ત્યારે તમારી વીરતા કયાં ગઈ હતી?"

"હું ઈનામનો લેખ લખવાનાજ વિચારમાં હતો તેથી કુતરૂં કયારે રોટલો લઈ ગયું તેનું ધ્યાનજ રહ્યું નહિં! હમણાં પણ એ ઈનામી લેખ લખવાનીજ તૈયારી કરતો હતો તેવામાં ચીમની ફુટવાથી આ ધમસાણ વળ્યું!"

"લેખનું ઈનામ કેટલુંએક મળવાનું છે તે આમ રાત્રિ દિવસ વિચારમાં ને વિચારમાં અર્ધા થઈ ગાઓ છો?"

"પચ્ચાસ રુપિઆ!"

"અહોહો! મ્હારી બાઈ પચ્ચાસ રૂપડી તેમાં દસ બારનું તો આજે નુકસાન કરી નંખાવ્યું!"

"પણ હું એકલા પચ્ચાસ રૂપિઆના ઇનામને રડતો નથી? એમાં કેટલી કીર્તિ મળે છે તે તા'રા કોડીઆ જેવા નાના મગજમાં શી રીતે સમજાય?"

મિસીસ છણકો કરીને રિસાઈ ગયાં ને પથારી વશ થતાં બડબડયાં.

"અમારૂં કોડીઆ જેટલું મગજ છે તે અમારી પાસે રહ્યું, તમે તમારૂં ઘડા જેવડું મગજ લઇને ફરતા ફરો!"

"ઓ મા'રા ખોદા! આ તો રિસાઈ ગઈ? ચાલો કાલે સવારમાં મનાવી લઈશું!" મને ફરીથી ઈનામી લેખનું સ્મરણ થયું. ઇનામ નક્કી કરનારી કમિટીને લેખ સોંપવાનું હવે એકજ અઠવાડીઉં બાકી હતું, તે મને ખૂબ સાલતું હતું. અમારો એક ખાસ મિત્ર પેલો કાના કાકાનો કૂળ દિપક કચરાભાઈ કે જે સાત સાત વાર મેટ્રીકની પરીક્ષામાં બેસી બેસીને છેક ખુંધો થઈ ગયો હતો; તે છાતીને બદલે પેટ ઠોકીને કહેતો કે,

"દોસ્ત સંપૂર્ણ તૈયારી કર્યા વગર તું જો એવા મહત્વના કાર્યમાં ઝંપલાવીશ તો મારી જેમ નિરાશ થઈશ!" મને તેની શીખામણ લો ટચના હુન્ના જેવી લાગી પણ નિબંધ લખવામાં તૈયારી શી કરવી તેજ સમજ પડતી ન્હોતી? કાગળ, શાહી, હોલ્ડર વગેરે જોઈએ તે તો તૈયાર હતું! હાથ પણ સલામત હતા! ભેજું એની જગ્યાએથી જરા પણ ખસ્યા વગર જેમનું તેમ સલામત હતું! ત્યારે હવે તૈયારી શી કરવી? મેં મા'રા શુદ્ધ સ્નેહી કચરાભાઈને પૂછ્યું તો તેણે કહ્યું,

"એમાં ગભરાય છે શાનો? પહેલવાનો જેમ દંડ, બેઠક કરીને તથા મગદળ ફેરવીને તૈયાર થાય છે, તેમ તારે તૈયાર થવાનું નથી! પણ તા'રે તો મગજને કસવાનું છે, માટે પ્રોફેસર જેમ્સની વિજળીક શકિતની ગોળીઓનું સેવન કર કે તારા મગજમાં ઇલિકટ્રીક જેવી અલૌકીક શકિત પ્રાપ્ત થાય! કપાળ પર અમૃતાંજન અને ચાર-તરનું અમૃતબિંદુ ખૂબ ભાર દઈને ઘસ કે કપાળને રસ્તે પણ મગજને પુષ્ટિ મળે! મસ્તક ઉપર ભિસ્તીઓ પાસે પખાલ વતી ખૂબ પાણી રેડાવ કે જેથી બાલના રસ્તે પાણીના ઝરણ મગજમાં ઉતરે તેથી મગજમાંથી ઉત્તમ વિચારોના ફણગા ફુટે! ખોરાકમાં અનાજ, કઠોળ વગેરે ખાવું પડતું મૂકીને બદામ, પિસ્તા, ચારોલી, દરાખ, ખસખસ, ચણાનો મગજ, માવાની ઘારી, મલાઈ, માખણ ઘી, દૂધ વગેરે મગ-જને પુષ્ટિ આપનારી વસ્તુઓ વધારેમાં ખાઈ શકાય એટલી આખો

દિવસ ને રાત સુધી આવ્યાજ કર; પણ જો કડકાઈને લીધે એ બધું ન વસાવી શકે એમ હોય તો રોજ એક એક પૈસાનો અક્કલગરો ખાતો રહેજે! ત્રણ દિવસ સુધી આટલી તૈયારી કર્યા પછી આસપાસનું વાતાવરણ ઠંડું પાડવા ખાતર તારી ખુરસીની આસપાસ બરફની લાદીઓ મૂકીને લેખ લખવા બેસીશ તો ચોક્કસ વિજયની વરમાળ તારાજ કંઠમાં ભેરવાઈ જશે!" હું તો કચરાભાઈની આ ઉકરડા જેવી વિવિધ વસ્તુઓના સંગ્રહસ્થાન રૂપ સલાહ સાંભળીને છક થઈ ગયો!

"શું પચ્ચાસ રૂપિઆનું ઈનામ મેળવવા આટલો બધો ખરચ કરવો યોગ્ય છે? અને તે પણ પંતુજીની નોકરીમાં? પચ્ચીસ રૂપરડી પગાર મળે તેમાંથી બચેજ શી રીતે કે હું ઉપયોગ કરૂં?" કચરાભાઈ પણ મા'રો સાચો સલાહકાર અને જીગરજાન દોસ્ત હતો. તે પૈસા જેવી નજીવી બાબતોની ઉદારતા બતાવવામાં પાછો પડે એમ ક્યાં હતો? તેણે ઝટ દઈને કહી નાખ્યું,

"આવા અણીના સમયે હું તને કામ ન લાગું તો પછી મારી મિત્રતા પણ શું કામની?" મારા મૂખમાંથી અચાનક નીકળી પડ્યું.

**"અત્યુત્તમ પદ આ સંસારે મિત્ર તણું સમજાયે!"**

અને સાથે પેલું ગાયન પણ ગવાઈ ગયું,

**"ગરીબો પર નજર રખ્ખે તવંગર હો તો ઐસે હો!"**

બીજે દિવસે તો તમામ વસ્તુઓનાં પોટલાં સહિત કચરાભાઈ અમારે આંગણે પધાર્યા. પણ અફસોસ કે મારી અર્ધાંગના અસંસ્કારી હતી નહિતર "અમારા રસભીના દીયરજી અમારે આંગણીએ આવો." અને સાથે સાથે કહી નાખત કે "ભલે આવો પધારો મોંઘેરા મહેમાન ખીચડીનાં ભોજન જમાડીએ!" પણ અભણ અબળા તો ઉલ્ટી અમને બંનેને ઠપકો દેવા લાગી.

"કચરાભાઈ! તમે પણ એમના જેવા ગાંડાતો નથી થયા? આ શું વાદીનો વેશ લઈને આવ્યા છો?" મેં ચૂપ રહેવાને બહુએ ઈશારા કર્યા પણ પગની પાનીએજ જેની બુદ્ધિ ચોંટેલી હોય એવી બૈરાની જાત કાંઈ મારા જેવા માટીડાનું માનેએ ખરી? કચરાભાઈતો આશ્ચર્યમાં ડોળા ફાડીને મારૂં કોઠું ભોંપવા લાગ્યા. થોડી વારે ઉચ્ચર્યા:

"હેં! તુંતો આટલો મોટો તીસ્માર‌ખાં લેખક કહેવાય છે ને આટલી બૈરી પણ ગાંઠતી નથી?"

"મા'રા જેવા મહાન લેખકે બૈરાંઓને સ્વતંત્રતા આપવી જોઇએ! સામાન્ય મનુષ્ય અને અમારામાં એટલો ફેર! કારણકે આ સમાનતાનો યુગ છે અને વળી આપણા ધર્મશાસ્ત્રોને આધારે પણ સ્ત્રી એ ગૃહરાજ્યની પ્રધાન છે."

"પણ તમે પોતે તો ગૃહરાજ્યના રાજા છોને? રાજાની અવગણના પ્રધાન કરી શકે?"

"અરે! ભલા ભાઈ તું એટલુંએ ન સમજ્યો?અમારા ઘરમાં તો પ્રજાસત્તાક રાજ્ય છે. જ્યારથી ઝાર મરાયો ને રૂશીયામાં બોલ્શે-વીકોનું રાજતંત્ર થયું ત્યારથી મારી કાકીની બાને પણ મેં બોલ્શે-વીઝમના સિદ્ધાંતો શીખવવા માંડયા હતા. તેને એ અત્યારે અમલમાં મૂકે છે. સમજ્યાને, એમાં માઠું લગાડવાની જરૂર નથી! સોક્રેટીસ જેવા મહાન ફીલોસોફરને પણ મ્હારા જેવુંજ રત્ન મળ્યું હતું!" મારૂં વિદ્વતા ભર્યું લેકચર ન સમજવાથી મિસીસ વચ્ચેજ ટપકી પડયાં,

"એ તમારૂં બધું ડહાપણ જાણ્યું! પણ આ ઠેઠવાળો અહીંથી ઉઠાવવો છે કે નહિ?" હીટલરની ઢબે મારી ઘરવાળીએ હુકમ કર્યો.

"કચરાભાઇ! ખરેખર શાસ્ત્રમાં લખ્યું છે તેમ સ્ત્રી હઠ એ ઘણીજ ખરાબ હઠ છે માટે આપણે અહીંથી બીજે કયાંય એકાંતસ્થાનમાં ચાલો!"

"જાઓ છો તેતો ખરૂં પણ બજારમાંથી શાકભાજી કોણ લાવી આપશે મારો ભા? વળી ઘરમાં તેલનું પણ નામે ટીપું નથી! શેરએક લોટ હતો તે પણ કાલે સાંજે હુંતો કીકીને ધવરાવતી હતી ને તમારી આંખ્યો આગળ કુતરૂં આવીને લોટ ખાઈ ગયું; તેનું પણ ભાન ન રાખ્યું!"

"કચરાભાઈ! બેસો જરા હું ઉતાવળમાં બજારનું કામ પતાવી આવું છું!" એટલે મિસીસે પાછો ઑર્ડર છોડ્યો,

"જરા પેલા ભરૂચી ભાગળવાળા સાંઇ બાવાને પણ તેડી લાવજો કે આપણા ત્રણે બાળકો કાલ રાતનાં હેબનાઈ ગયાં છે; તેને કંઈ ધંતર, મંતરથી સારાં કરે!"

"શું મારા જેવા સુધારકના ઘરમાં! અરે! એક પ્રખર લેખકના ઘરમાં! સાંઈ, ફકીરોનાં ધંતર મંતરના ઢોંગ શા માટે જોઈએ? એ બધા ખોટા વ્હેમો અહીં નહિ ચાલે?"

"કેમ નહિ ચાલે? તમે મોટા સુધારક છો તો છોકરાને સારાં કરી દયોને?"

"એની મેળે સારાં થશે!"

"તે નહિ ચાલે! ફકીરને તેડી લાવ્યા વગર હું જમવાની પણ નથી! છોકરાં મરી જાય તેની તમને તો રજએ ફકર નંઈ કે?"

"કચરાભાઈ! ખરેખર બુદ્ધદેવ સંસાર ત્યાગીને સાધુ થયા તે આવાજ કોઈક કારણથી હશે!" ઝાડુનો વાવટો ઉંચો કરતાં સામા પક્ષે ફરીથી મોરચો માંડયો,

"પણ હવે તમારે જવું છે કે નહિ?"

"ના, ના, નહિ ! એક નહિ પણ સત્તર વાર નહિ!" આટ આટલી ઝપાઝપી થઈ ત્યારે આડોશપાડોશનાં બૈરાં એકઠાં થયાં; જેથી અમને પણ મૂક્તિની આશા બંધાઇ. જીવકોર માસી મારો પક્ષ લઇને મારી પેલીને ધમકાવવા લાગ્યાં–

"તું એ કેવી રાંડ છે? બૈરાં મનીખને અગનયણાં મરદને દેખતાં આવું ધીંગાણું શોભે? લાવ તારે જે લાવવું હોય તે હું લાવી દઉં!"

"મારી પાંડુ શું પથરા છે તે તમને કે કોઈને દઉં?" જીવકોર માસી ગુસ્સામાં છીંકણીના ફુંફાડા મારતાં હેઠ તેની છાતી સાથે અથડી પડતાં બોલ્યાં,

"આજ કાલની નાની હરખી ઢીંગલી થઇને મોટા મનીખના સામુ ચરબર ચરબર બોલે છે તે તને કંઈ ખાડી કોતર નડે છે કે નહિ?" કજીયો લંબાતો અટકવવા કચરાભાઈએ મને કહ્યું–

"યાર આજે કંઈ અપશુકન થયા લાગે છે! લે પણ હવે ચાલ જીવકોર માસીને થોડા પૈસા આપી દે એટલે એ બધું લાવી દેશે!"

"પણ મારી પાસે તો એક ઘસાએલા ઢબ્બુ સિવાય કાંઇ નથી! ખિસ્સાં ખાલી છે તેથી તો આ રાંડનું આટલું ચઢી વાગે છે!" વળી પાછી મારી પેલી બોલી પડી—

"પૈસા હોત તો તમે શું ધાડ મારત?"

"બહારવટે નીકળી જાત કે પછી દેખવું એ નહિ ને દાઝવું એ નહિ!" એટલામાં કચરાભાઇએ ખિસ્સામાંથી બે રૂપીઆ કાઢીને જીવકોર માસી તરફ નાખતાં ઉચાર્યું,

"એમને જે ખપ હોય તે લાવી દેજો અમારે ઉતાવળનું કામ હોવાથી જઇએ છીએ." જીવકોર માસીએ આશિર્વાદ આપવાની ઢબે કહ્યું—

"વાહ બેટા જન્મો!" કેદમાંથી છુટતાં કેદીઓને કે મીલમાંથી છુટતાં મજુરોને જેટલો હર્ષ થાય છે તેથી પણ વધુ હર્ષભેર અમે છુટકારાનો દમ ભરતા કચરાભટ્ટને ઘેર ગયા અને તેમના અભ્યાસ રૂમમાં અમારો પ્રયોગ અજમાવવા લાગ્યા. સતત ચોવીસ કલાક સુધી અમૃતાંજન તથા અમૃતબીંદુ કપાળપર ઘસવાથી કપાળમાં પણ પુષ્કળ લાય બળતી હતી જેથી માથા પર ખૂબ પાણી રેડાવ્યું પણ મગજમાં શાંતિને બદલે અશાંતિજ રહી. બીજે દિવસે મારા અત્યંત કાલાવાલાથી કચરાભટ્ટજીએ પ્રયોગો અજમાવવા માંડી વાળ્યા. બે ચાર દિવસ કચરાભટ્ટને ત્યાં આરામ લીધા ત્યારે મગજ કંઈક શાંત થયું.

હવે લેખ આપવાને ફક્ત બેજ દિવસ બાકી હતા. છતાં મેં તો આરંભ કર્યો નહતો. "કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે" વાળી કડીમાં વિશ્વાસ ન બંધાયો. બસ હવે ખાવું પીવું વર્જ્ય કર્યું. પ્રતિજ્ઞા લીધી,

"જ્યાં સુધી લેખ ન લખાય ત્યાં સુધી અનાજ લેવું નહિ!" મારો વિચાર પ્રથમ તો એવી પ્રતિજ્ઞા કરવાનો હતો કે---

"જ્યાં સુધી લેખ ન લખાય ત્યાં સુધી હવા પાણી કે ખોરાક લેવોજ નહિ!" પણ પેલો નિશાળ ચોપડીનો પદાર્થપાઠ યાદ આવ્યો કે,

"હવા ન લેવાથી માણસ તરત મરી જાય છે." પાણી પીધા વગર બે ત્રણ દિવસ જીવાય છે પણ ખોરાક લીધા વગર મહિના સુધી જીવાય છે એમ એક જૈન મુનિ પણ કહેતા હતા. તેથીજ છેલ્લી પણ જરાક સહેલી પ્રતિજ્ઞા ખોરાક ન ખાવાની લીધી. બસ પથારીમાંથી ઉઠયો અને મુઠીઓ વાળીને "નૈસર્ગિક સૌંદર્યની" શોધ ખોળ કરવા વિકટોરીઆ બાગ તરફ દોડયો. કેટલાક મને ગાંડો ધારીને મ'રી તરફ કુતૂહલની દ્રષ્ટીએ નિરખતા તો કોઈ કહેતા કે—

"યેતો કોઇ પાગલ દિખતા હે!" ખરે! '**દુનિયાને ઉંધા ચશ્મા ડાહ્યા દીવાના લાગે!**" બાગમાં અનેક રૂપસુંદરીઓનાં ટોળાં નિરખ્યાં પણ નૈસર્ગિક સૌંદર્ય કોઈમાં ન નિરખ્યું! કોઇએ મોઢા પર પાઉડરના લેપડા લગાડયા હતા, તો કોઈએ વાળના જુલ્ફાંના વાંકાં સુકાં પટીઆં પાડયાં હતાં! કોઇએ કમર પાતળી દેખાય માટે તંગ પટા બાંધ્યા હતા તો કોઇએ ઉંચી એડીના બુટ પહેર્યાં હતા, અને સ્ટોકીંગથી પગ ઢાંકી દીધા હતા! આંખો પર વિવિધ ફેશનના સ્પેકટેકલ ધારણ કરેલા હતા જેથી ચક્ષુઓ કેવાં છે? એટલે કોઇ કવિની ભાષામાં કહીએ તો મદીરાક્ષિ છે, હરિણાક્ષિ છે કે વિશાલાક્ષિ છે તે પારખી શકાતું ન હતું.

હું ત્યાંથી નિરાશ થઈને નદી કિનારે રેતીના પટમાં ગયો તો ત્યાં અનેક બાળકો અને લોકો નિર્દોષ કરે છે તેવી રમતો કરતાં હતાં. એ બિચારાં કુમળાં બાળકોના માથા પર મોટી ટોપલી જેવી હેટો અને શરીર પર લુગડાંનો ભાર લદાયલો હતો જેથી તેમનામાં પણ નૈસર્ગિક સૌંદર્ય કરતાં કૃત્રિમતા વિશેષ હતી. સરિતામાં પણ ગટરનાં પાણીનું મિશ્રણ થવાથી મલિનતા દેખાતી હતી. બાગના ઝાડોને પણ કાતરોથી કાપીને સરખાં, સમાન્તર કર્યાં હતાં. આઠ દિવસે શીર પર હજામના હાથ ફરે તેમ માળીઓ ઘાસને પણ કાપીને બરાબર સરખી કરી રાખતા. મતલબ કે કુદરતના દરેક કાર્યમાં મનુષ્યોની દખલગીરી હતી. યુવાનો ધોળી પુણી જેવા, લોહી વગરના ઓઠા જેવા દેખાતા હતા! આંખો ઉંડાણમાં ગએલી, કમર યુવાનીમાંજ વૃદ્ધ અવસ્થા અનુભવી વાંકી વળેલી, ગળું પાતળું તાંતરડી જેવું હતુ તે ભરાવદાર દેખાય તેટલા સારૂ કૉલર ને નેકટાઈ બાંધીને રૂંધાતા શ્વાસે રમણીની સાથે, મંદસ્વરે વાર્તાલાપ કરતા. બધેબધ કૃત્રિમતા નિહાળીને મ્હારૂં અંતઃકરણ દિલગીર થયું, શહેરની ગલીકુંચીઓ તથા ગંદી, ઘીચ વસ્તીવાળાં ઘરો પણ કેદખાના જેવાં ભાસતાં. જાણે બીજી

નર્કપુરી! મોટર ને ગાડીઘોડાની દોડધામ, કારખાનાં ને આગગાડીઓનો ઘોંઘાટ; બધું અશાંતિમય વાતાવરણ પેદા કરતાં. મ્હારો લખવાનો વિષય મને નગરમાં તો નજ જડ્યો! હું અફસોસ અને ચિંતામાં શહેર બહાર પ્રયાણ કરવાનો ઇરાદો કરતો હતો; એવામાં એક શ્રાવણની જળભરી વાદળી વરસી પડી ત્યારે ભાન આવ્યું કે મારી પાસે તો છત્રી અને ટોપી પણ ન હતી! પછી લોકો મને દીવાનો ધારે એમાં શું નવાઈ? લોકો તો આર્કીમીડીસ, યુકિલડ્સ અને ન્યુટનને પણ ગાંડો કહેતા હતા! જગતને મોઢે ઢાંકણું હોય?

વરસાદથી કંટાળીને નિરૂપાયે હું કચરાભાઈને અત્યારે પહોંચ્યો તે ક્યારની મા'રી રાહ જોઇ રહ્યો હતો, તેણે કહ્યું, "ગાંડા જેવો ક્યાં નાસી ગયો હતો.?" મેં તેને મારી દિલગીરીની વાત જણાવી. વચ્ચે એક રાત્રી અને એક દિવસ બાકી હતો તે મને ખટકતો હતો. ગમે તેમ થાય પણ લખવું તો ખરૂંજ! કાગળ અને કલમ હાથમાં લઇને નાનપણમાં મોસાળ પોંક ખાવા ગયો હતો તે પ્રસંગ લખવા બેઠો.

"અહા! તે રમણીય સંધ્યાએ હું મારા મામાના ડંઈલા સાથે સુંદર તળાવે નહાવા ગયો હતો તે દેખાવ હજુ સ્મરણમાં છે. ગામડાની ગોરીઓ જરાપણ સંકોચ વગર નિર્ભય સિંહણો પ્રમાણે કડલાં, કાંબીના ખડખડાટ કરતી, ધરણી ધ્રુજાવતી પાણીના બેડાં સહિત કેવી રમઝુમ ચાલી જતી હતી! શું તેમની ઉમંગભરી ચાલ અને ઉત્સાહ ભરી વાર્તાઓ? હસતો ચહેરો! અને પેલા દિગંબર બની તળાવમાં તરતાં કુદરતનાં નિર્દોષ બાલુડાંઓ તો ભુલાય એમજ નથી! સામે પાર કમળનાં ફુલોમાંથી ઉંચી ડોક દેખાડતી સારસ અને સારસીની વિશુદ્ધ પ્રણય પ્રણયિની જોડલીઓ, સ્ટીમલોંચની ઝડપે તરતાં રાજહંસોને ડુબકી મારતી જળકુકડીઓ કેવા આનંદથી જળક્રીડા કરતાં! પાળ ઉપર વડલાની ડાળે મયુરો ટહુકાર કરી કુદરતના સૌંદર્યમાં કેવું માધુર્ય રેડતા? બીજી તરફ આંબાવાડીમાં આંબલીયાની ડાળે બેસી કોકિલા કેવો મધુરો

ટહુકાર કરતી! તેના પ્રત્યુત્તરમાં ઘણે દૂર પેલા ગૌચરમાં ડાંગ ગોઠવીને એક પગે ઉભેલા અભણ ભરવાડો કેવી મધુરી વાંસલડી વગાડતો? પશ્ચિમના સોનેરી રંગ પથરાતાં વાંકડી સીંગડીવાળા બળદો ડોલતાં ડોલતાં તે મધુર ઘંટડીઓનો રણકાર જાણ્યે અજાણ્યે કરતા કેવા ધીમે ધીમે હીંડતા? પક્ષીઓના ટોળાં કેવાં આનંદ ભેર કોલ કીલાટ મચાવતાં પોતાના માળા તરફ વળતાં? ખેતરોમાંથી પરવારીને આવતા મજુરો "ઝાંપે તા'રી ઝુપડી ઘાયલ, ઝાંપે તારી ઝુપડીરે!"નું ગીત કેવા લાંબાં રાગે લલકારતાં? ખરે! એ નૈસર્ગિક સૌંદર્ય નહિ તો બીજું શું? પણ ઉકરડાપર ચઢીને બુલંદ આવાજે ભૂંકતા લંબકર્ણો અને હાઉ! હાઉ! કરીને એક હાડકાં માટે લડી મરતા શ્વાનોનું સંગિત નૈસર્ગિક સૌંદર્યમાં આલેખવું કે નહિ?" લખતાં લખતાંજ નીદ્રાધીન થયો કલમ ક્યારે અટકી? અને હાથમાંથી ક્યારે પડી? તે ખબર નથી!

પણ જાણે હું એટલા નૈસર્ગિક સૌંદર્યથી ન ધરાયો તે દરિયા કિનારે જઈ ભેખડપર બેસીને જળમાં ડોકીયાં કરવા લાગ્યો. એટલામાં મારી પીઠ પર કંઈ કાંટા જેવું લાગ્યું પાછું ભાળતા જાઉં છું એટલામાં તો હવામાં અધ્ધર ઉંચકાયો.

"ઓ મ્હારા બાપરે આ શું? શું ગરૂડ મને અજગર ધારીને પકડ્યો! નારે ના આતો મેનું વલાયતી લોકોનું વેમાંન સે! ઓ મારા દાદલીયા! ઈ લોક પણ મહા ભૂંડાં કે વીમાંનમાંથી ગલ નાખીને માછલાં પકડે સે! પણ મારા ચ્યાં ભોગ લાગ્યા કે ગલમાં ભેરવાઈ જ્યો?"

સાહેબોએ તો મોટું માછલું ધારીને મને ઉપર ખેંચી લીધો. પણ માછલાને બદલે મનુષ્ય નિહાળીને ખૂબ હસવા લાગ્યા. મને પીઠમાં ઘા થયો હતો પણ વગર પૈસે વિમાનમાં ઉડવાનું ઠીક ફાવ્યું. વિમાન તો જંગલો ને પહાડો પર થઈને સડસડાટ ચાલ્યું. અંતે એક પહાડ

પર વિમાન થોભાવીને બધા ચાહ પીવા ઉતર્યા કારણ કે ચાહ ખલાસ થઈ ગઈ હતી. એક ભીલની ઝુંપડી દષ્ટે પડી ત્યાં જઈને ચાહની માંગણી કરી પણ તે (ભીલની ઝુંપડીમાં ચાહ હોય કે ન હોય તેની અમને ખબર નો'તી.) અંગ્રેજીમાં ન સમજે ને સાહેબ લોક તેમની વાતમાં ન સમજે. મેં વચ્ચે દુભાષીયા તરિકે ખાલી ખાલી ડોકું ધુણાવ્યા કર્યું અહીં એક ભીલ્લણ મારી દષ્ટિએ પડી. તેનો રંગ તો કાળો હતો પણ એવો કામણગારો કે બસ ન પુછો વાત ?

"કાળી લેલા ઉપર આશક પડીને કયસ દીવાનો (મજનું) બન્યો હતો" એમ લખ્યું છે તે ખરૂંજ હશે એમ મને ખાતરી થઈ! તેનો શુદ્ધ કાળો રંગ એવો હતો કે કાળી કોબરા બુટ પોલીસ તો તેના આગળ કંઈ વિસાતમાંજ નહિ! કાળીપુરની રાણી પણ તેના આગળ ઝાંખી પડે! અને દાંત તો જાણે સાચાં મૂક્તાફળ કરતાં શ્રેષ્ઠ! મને હવે ખાતરી થઈ કે નૈસર્ગિક સૌંદર્ય તે આનુંજ નામ! બસ હવે બધા લેખકો વગર પાણીએ ઝખ્ખ મારે છે! હું તો લેખ લખવા માટે મંત્રમુગ્ધપણે તે બાળા તરફ એકાટસે નિરખી રહ્યો હતો ત્યારે વિમાનવાળા ગોરાઓ મને ખેંચવા લાગ્યા.

"અય! કુલીમેન ચલો હમારે સાત! ઈધર ક્યા ડેખતા હે!" મેં કહ્યું.

"તમે જાઓ હું નહિ આવું!"

"હમ તુમકો જહાંસે ઉઠા લાયા હે વહાં રખ દેંગા" કરી મને ખેંચવા લાગ્યા. મેં ન જવા હઠ કરી તેમણે મને ઠોંસા મારવા માંડયા.

"શું છે? શું છે?" કરતું કોઈ આવ્યું. મેં આંખ ઉઘાડી તો પાસે કચરાભાઈ દાતણ કરતા ઉભા હતા.

"ચાર સ્વપ્નું આવ્યું હતું! બસ ફત્તેહ! નૈસર્ગિક સૌંદર્ય મેં નજરોનજર સ્વપ્નામાં નિહાળ્યું!" બસ લખવા માટે મેં હોલ્ડરને કાગળની શોધખોળ કરતાં હોલ્ડરની સ્ટીલ બોય પડવાથી વળી ગઈ હતી અને ગોરા લોકોની સાથે ખેંચાખેંચીમાં થોડોઘણો લખેલો લેખ પણ ફાટી ગયો હતો. તેથી મેં બીજા કાગળો અને હોલ્ડરની માંગણી કચરાભાઈ પાસે કરી તેણે કહ્યું:

"ચાર પાને બજારમાંથી ખરીદી લાવીશું" મેં જાતેજ ઉતાવળ હોવાથી લેવા જવાનું ઉચિત ધાર્યું પણ ખુરસીમાંથી ઉઠતાંજ ભૂખની અશક્તિને લીધે આંખે અંધારાં આવ્યાં. બસ ખેલ ખલાસ! અંતે મારી શારીરિક શક્તિએ મને દગો દીધો. મનની ધારણા મનમાંજ સમાઈ હતી. કચરાભાઈએ મારા કાનમાં કહ્યું:—

"તેં લેખ લખતાં સુધી અનાજ ન ખાવાની પ્રતિજ્ઞા કરી છે પણ દૂધ ને મગફળી કંઈ અનાજ છે? માટે લે ઉડાવ નહિતર ઈનામ મેળવતાં પહેલાં તુંજ સ્વધામ સિધાવી જઈશ! જેને મહાત્મા ગાંધીજી પણ મગફળીને દૂધ પર મહીનાના મહીના પ્રસાર કરે છે!" એ મારા જાની દોસ્તની સુચના મારે ગળે ઉતરી અને તેની પાછળ પાછળ દૂધ પણ ગળામાં ઉતર્યું! બે ત્રણ ઘડી પછી સંપૂર્ણ શક્તિ પ્રાપ્ત થઈ. એટલામાં સાધનો આવી લાગવાથી લેખની તૈયારી કરી. થોડુંક લખ્યું ને લઘુશંકા કરવાની પ્રેરણા થવાથી હું લઘુશંકા કરવા ગયો. પાંચ મિનીટમાં આવીને જોઉં છું તો લેખનો કાગળજ ગેપ!

"અરે! આ શું? અહીંથી કાગળો ક્યાં ગયા?" મેં અને કચરાભાઈએ તેમની ધણીઆણીએ તથા ઘરનાં બીજાં મનુષ્યોએ ખુબ શોધખોળ ચલાવી પણ લેખના કાગળોનો પત્તો ન લાગ્યો! એવામાં બહાર શેરીમાં વરસાદથી વહેતા વહેણમાં કચરાભાઈના ચિરંજીવી કાગળની હોડી તરતી મૂકી ખૂબ આનંદમાં રમી રહ્યા હતા.



કાળી બૈરી ( પાનું ૧૩૧ )

ખાન સાહેબે આવતાં જ પાણીની ગાગર અને ઘડાની ઉતરડ હતી તેને ચોર ધારીને ધોકા લગાવ્યો.

"અફસોસ! અંતે નૈસર્ગિક સૌંદર્યના લેખની હોડી બની!" હવે હું છેકજ લાચાર બન્યો હતો, છતાં ડુબતો માણસ તરણાને પણ પકડી રાખે છે; તેમ હવે મેં કચરાભાઈને છેલ્લી વિનંતિ કરી કે:—

"હવે મારામાં લખવાની શક્તિ નથી માટે તું લખ!" તેણે મારી આર્જવતાથી પ્રસન્ન થઈને લખવાનું કાર્ય આરંભ્યું; પણ જ્યાં મેં પહેલા વાક્યનું પૂર્ણવિરામ પણ ન ઉચ્ચાર્યું તે પહેલાં તો અમારાં ભાભીસાહેબ બૂમ પાડી ઉઠ્યાં:

"એ દોડો! દોડો! પિતાજીને ચકરી આવી છે!" ત્યાં ને ત્યાંજ કલમને અફાળીને કચરાભાઈ ઉઠ્યા, અને હું પણ ડાઘુ જેવું ડાચું કરીને દોડ્યો. માંડમાંડ અર્ધા કલાકે ચકરી બંધ થઈ! અને છુટકારાનો દમ લેતાં આવીને આરામચેરમાં પડ્યા. જરા વિશ્રાંતી લઈને લેખન કાર્યનો પુનઃ આરંભ કરતા હતા; તેવામાં ડેપ્યુટી ઈન્સ્પેકટરનો પટાવાળો આવ્યો જેને જોતાંજ મારા હોશકોશ ઉડી ગયા. તેણે કહ્યું:—

"મેહતાજી છાબ! હાલો ડેપોટી છાબ બોલાવેચ!"

"પણ એટલી શી ઉતાવળ છે હજુ મા'રી રજા તો કાલે પુરી થશે?"

"પણ મોટા ઈનસપટેલ છાબ અંદાવાદથી ઓંય આયવાચ; તે તમારી નેહાળમાં પરક્ષા કરવાનું કે'ચ!"

"ચાલ બાપા ચાલ! હા! તું જા, હું થોડી વારમાં આવું છું." "પણ વાર લાગહે તો છાબનો ગુચ્છો ભારી છે?"

"વારૂ! જા." ખરેખર!

**" કિસ્મતકી કમ નસીબીકો બેકાર કયા કરે ?**
**જબ ખુટ ગયા પેટ્રોલ તો મોટરકાર કયા કરે ? "**

અંતે 'અક્કરમીનો પડીઓ કાણોજ !' મેં ઘણોએ પુરુષાર્થ કર્યો પણ,

**" કહાં મુજને ગયું દોરી દગાબાજી કરી કિસ્મત ? "**

બહારના વરંડામાંથી અવાજ સંભળાયો—

" અરે ! ઝવેરભાઈ સાંભળો છો કે ? આ જીવકોર માસી કંઈ અગતના સમાચાર લાવ્યાં છે !" એટલામાં તો જીવકોર માસીએ કહ્યું–

" બેટા, તું તો ચાર દિ થયાં અહીં પરોણો થઈને પડયો છે ને તારી ઘરવાળી તો પિયર પધારી ગઈ છે !"

" પરમેશ્વરનો પાડ ! ઘણુંજ સારૂં થયું ! હું તો કહું છું કે જો એ ત્યાં છ મહીના રહે તો મોદી, ઘાંચી, દરજી, હજામ વગેરેના લેણા પૈસા પણ ચૂકવી દઉં !" એટલામાં પાછો પટાવાળો આવ્યો :

" મેતાજી છાબ ! હાલો નહિ તો છાબ ડીહમીહ કરી નાખહે !" ડીસમીસ થવાની ધાસ્તીથી આપ તમારા સેવકની સ્વારી ઉઘાડે પગેજ બહારવટે નીકળી ! અને નૈસર્ગિક સૌંદર્યનો નિબંધ તો મનમાં ને મનમાંજ ઘોળાઈને ઓગળી ગયો ! આજે મને એ વાતું યાદ આવે છે; ત્યારે આપઘાત કરવાનું મન થઈ આવે છે. પણ ભલું થજો સરકાર માબાપનું કે હથિઆર ખૂંચવી લીધાં છે ! અફીણ ઘોળીને પી જવાથીએ આત્મહત્યા થઈ શકે છે એવું સાંભળ્યું ને વાંચ્યું છે; પણ અફીણ લાવવા જેટલાંએ નાણાં ખિસ્સામાં ફાજલ પડતાં નથી ! તો હવે તમેજ કહોને કે હૈયામાં હોળી સળગતી હોય ને મોઢા પર દિવાળી પ્રગટ કરી શિક્ષક અને લેખક જેવો ઉત્તમ વ્યવસાય હું નભાવી રહ્યો છું, એ કેવડું મોટું વિશાળ મન ? અરબી સમુદ્ર જેવડું !

# ઈન્સપેક્ટરની આફત કે પરીક્ષાની પીડા?

## પાત્રોનાં નામ (સ્વભાવ પ્રમાણે.)

અમથાલાલ ઉર્ફે અક્કડ:—એક ડેપ્યુટી ઇન્સપેક્ટર

ફકીરભાઈ ઉર્ફે ફક્કડ:—એક નિશાળના મહેતાજી

ચંદુલાલ ઉર્ફે ચક્કર:—તેજ નિશાળના આસિ. માસ્તર

ઘેલાભાઈ ઉર્ફે ઘનચક્કર, રહીમમીયાં ઉર્ફે રફુચક્કર વગેરે વિદ્યાર્થીઓ;

તદુપરાંત કાળીઓ કોળી, મુખી, પટાવાળો વગેરે.

## પ્રવેશ ૧ લો.

સ્થળ:—એક ગામડાની નિશાળ.

"અલ્યા મગનીયા નિશાળ ઉઘાડીને એ ચંદુ માસ્તર ક્યાં ગયા?"

"સાહેબ, ચંદુ માસ્તર તો લોટો લઇને ઉત્તર દિશાએ ગયા છે."

"અત્યારે ઉત્તર દિશાએ શું ધ્રુવની શોધખોળ કરવા ટળ્યા છે? આજે તો પરીક્ષા લેવા સાહેબ આવવાના છે ને એને તો દિવસમાં દસ વાર લોટો લઈને જવાનું જ સુઝે છે!"

"હેં સાહેબ, કાલે પરીક્ષા છે? ત્યારે તો પરમ દહાડેથી પરીક્ષાની રજાઓ પડશે?" ઘેલાભાઇ બોલ્યા.

"હવે તું પહેલાં પાસ થવાનીજ વાત કરને? રજા તો પડતી હશે તે પડયાજ કરશે!" એટલામાં કાનમાં જનોઇ ખોસીને લોટા સહિત ચંદુભાઇ પ્રવેશે છે.

"અરે! માસ્તર તમે તો લોટો લઇને આમ સંતાકુકડી રમો છો ને કાલે તો પરીક્ષા લેવા સાહેબ આવનાર છે!"

"સાહેબ આવનાર છે એટલે દિશાએ પણ ન જવું? પહેલી આરોગ્યતા અને પછી પરીક્ષાની કડાકૂટ!"

"એ બધું તો ખરૂં પણ સાહેબ લખે છે કે ગાડીનો બંદોબસ્ત કરી રાખશો. તો તમે જલ્દી જાઓ ને મુખીને કહી એક ગાડી કાલે સ્ટેશને મોકલવાનું કહેતા આવો."

"વારૂ, આ કેટલાક છોકરાઓને કોપી લખવાની બાકી છે તે પુરી કરવાની સૂચના આપી જાઉં છું."

"કોપી ગઈ ચૂલામાં હવે જલ્દી જાઓને!"

"એવા નજીવા વિષયમાં પરિણામ ખોટું આવે તેનું કેમ?"

"એવો વિચાર કરવાની આજેજ સમજ પડી? પણ હવે વહેલા દોડોને? નહિ તો વળી મુખી ખેતરે ઉપડી જશે તો ભગાના ભાઈ જેવું થશે!"

જલ્દી જલ્દી કોટ પહેરીને ઉઘાડે માથેજ મુઠીઓ વાળી મુખીના ઘર તરફ દોડવા લાગ્યા. મહેતાજીએ તેમને બૂમ પાડી.

"અરે ચંદુ માસ્તર ! ઉભા રહો......ઓ ! ઉભા રહો......ઓ ! આમ ઉઘાડા માથે ક્યાં નાસો છો ?"

"ઉપરી અધિકારીના હુકમનો તાકીદે અમલ કરવો જોઇએ એવું આપે જા નં-૪૫ થી લખ્યું હતું ને તે ભૂલી ગયા ?"

"પણ ઉઘાડા માથે અમલ કરવો જોઇએ એમ કંઈ લખ્યું હતું ?"

"અરે હું તો ઉતાવળમાં ટોપી પહેરવીજ ભૂલી ગયો ! આજ કોણ જાણે શુકનજ એવા થયા છે. ઓલ્યો ભગલો સવારમાં દાઢી મૂંડવા આવ્યો તે ઉતાવળમાં અસ્તરોજ ભૂલીને આવ્યો હતો !"

"અરે ! હું પણ ઉતાવળમાં જોડા પહેરવાનું ભૂલી ગયો ને !"

"ત્યારે શું આ છેલ્લા ત્રણ ચાર માસ થયાં આપ રોજ જોડા પહેરવાનુંજ ભૂલી જાઓ છો ?"

"લ્યો, એ વાત પણ ભૂલી ગયો કે જોડા તો છ માસ થયાં ફાટી ગયા છે તેથી મગના મોચીને ત્યાં બીજા સીવડાવવા નાખ્યા છે ! પણ ત્રણ માસ થયાં તે વાયદાજ કર્યા કરે છે. પણ હવે તમે જલદી જાઓ." ચંદુમાસ્તર મુખીના ઘર તરફ જાય છે.

"માસ્તર સાબ, મેરે અમ્બા કે પુરાને બુટ એક કોનેમેં પડ રહે હેં અગર આપ કહો તો લાદું !" રહીમમિયાં ઉર્ફે રખુચક્કર બોલ્યો.

"ગાંડા ગુરુને દક્ષિણામાં જુના જોડા દેવાય કે ? જો તું પરીક્ષામાં પાસ થઈ જાય, તો તારા બાપા પાસે નવા બુટ સીવરાવવાના પાંચ રૂપીઆ દેવરાવજે." મહેતાજીએ મીઠા સાકર જેવા અવાજે કહ્યું.

"અચ્છા મગર સાબ, મુજે હિસાબ આતે નહિં તો પાસ કૈસે હોઉંગા ?" રખુચક્કરે લાગ સાધ્યો.

"અલ્યા ધીરૂ, તમે બંને પાસે પાસે નંબર છો, તો તું જરા સ્લેટ નીચી રાખજે."

"પણ સાહેબ, તમે તે દિવસે શીખવ્યું હતુંને કે ચોરી કરવા કરતાં ચોરી કરાવનાર વધારે ગુનેગાર છે."

"લે હવે ચુપ મર! જાણે મોટો સતવાદી હરિશ્ચંદરનો દીકરો થઈ બેઠો છે ને શું? એતો જરા એ મિયાંનો બાપ ઉદાર દિલનો માણસ છે જેથી પાંચ રૂપીઆ ઈનામ આપે એવી આશા છે તેથી, નહિ તો આવી ખટપટમાં કોણ પડે?"

ચાલો હવે આપણે પણ અહીંથી મુખીના ઘર તરફ દ્રષ્ટિપાત કરીએ.

## પ્રવેશ ૨ જો.

**સ્થળ:**-મુખીનું આંગણું.

ડેલીમાં બેઠા બેઠા મુખી હુક્કો ગડગડાવે છે. એટલામાં ચંદુ માસ્તર આવી પહોંચે છે, તેને મુખી આવકાર આપે છે:

"રેંમ રેંમ, માસ્તર સાબ. પધારો, પધારો; આજે નેહાળ સોડીને અ્યમ આવવું પયડું?"

"મુખી સાહેબ, જરા જરૂરનું કામ પડયું છે; તેથીજ આવ્યા છીએ, નહિ તો વળી ભણાવવાના કામમાંથી અમને જરાએ ફુરસદ ક્યાં મળે છે તે આવીએ?" ચંદુ માસ્તરે પોતાની કર્તવ્ય પરાયણતાની પ્રતિતિ કારાવી.

"લ્યો ત્યારે જરા કહુંબાપાણી ચાલશેને?"

"નાજી, હું કસુંબો કે હુકકો પીતોજ નથી."

"ત્યારે સા તો પીસોને ? બેટા દિવાળી આ માસ્તર સાબ હારૂ એક પ્યાલો સા (ચા) બનાવી લાવ તો દીકરા !"

"બ્હેનને શા માટે તકલીફ આપો છો ? મારે ઉતાવળનું કામ છે માટે થોભાય એમ નથી."

"મારૂં હાળું એમ તે હુકે હુકું સાલે કે ? જરા બીડીતો વાળો પસે જે કાંમ હોય તે કહી નાખો."

"જાણે એમ છે કે કાલે સવારે પરીક્ષા લેવા ડેપ્યુટી સાહેબ પધારવાના છે તેમને લેવા માટે ગાડી મોકલવાની છે." બીડીના ધુમાડા સાથે વાકય પૂર્ણ થયું.

"જુવોને માસ્તર સાબ જાણે અમારા એક જોડ બળદીયાતો પટલોંણીને પિયર ગિયાસે, ને બીજી જોડ મામલતદાર સાહેબને હર હમાન મૂકવા તાલુકે ગીયાસે. તરીજી જોડ સે; તીમાંએ ધોળીઆને પગે તણુછ થઈસે, ને કાળીઆને પગે બેહકામણુ આયવુંસે પસે ગાડી હી રીતે મોકલાવું ?"

"આપ ગામના ગામેતી છો ચાહો તેની ગાડી જોડાવી શકો છો."

"બાપુ, ઈ દા' ડા વ'ઈ ગીયા ! જયારથી ઓલ્યા ગુજરાત મલકના હરદાર વલ્લભભાઈ આ ગોંમમાં આવી ગીયા; ત્યારથી મોંટાં ગ્રોંટલીમેંટ અમલદારોનેએ બળદ તો સું પણુ બળદનું પૂંસંડુંએ વેંડે મળતું નથી તો પસે તમારા ડિપોટી સાબ હારૂ તે કોણુ આપે ?"

"પટેલ સાહેબ, જો ગાડીનો બંદોબસ્ત નહિ થાય તો સાહેબ અમારી ઝાટકણી કાઢશે."

"તિયારે હવે તો ઈ અલાજ સે કે ગાડીની ધુંસરી તમે ને હું બે મળીને ખેંસીયે !"

"ભાઇ સાહેબ, તમે તો ટોળ ટપ્પા કરી છો ને અમારી તો માઠી વલે થશે."

"મેં હાંભયળું સેકે ઉપલક કાંમ હારૂ હરકાર તરથી મોટા મારતર સાબને કંટીજણુ મળેસેને તો તીમાંથી ભાડે ગાડી કરી જાઓને? કોઈના કાલાવાલા કરવા કરવા કરતાં ઈ ઘણું મઝાનું!" કંઇ વળવાનું નથી એમ ધારીને ચંદુમાસ્તર "રામ રામ" કરીને ચાલતા થયા,

## પ્રવેશ ૩ જો.

**સ્થળ:**—નિશાળનો ઓટલો;

"કેમ ચંદુભાઈ માસ્તર, ગાડીનું કરી આવ્યાને?" મહેતાજીએ ઓટલા પરથીજ પૂછ્યું.

"પટેલ પાસે ગાડીનો પત્તો લાગે એમ નથી, ને ગામમાંએ કોઈ ગાંઠે એમ નથી." વિલે મોઢે ચંદુ માસ્તરે કહ્યું.

"એમ હતું તો અત્યાર સુધી શા માટે અટવાઈ રહ્યા?"

"અરે! કોલંબસને અમેરિકા શોધતાં જેટલી આપદા વેઠવી નહિ પડી હોય; તેથીએ વધારે તકલીફ ગાડી શોધતાં મારા પગોને વેઠવી પડી છે!"

"તકલીફ વેઠીને પણ શું ઉકાળ્યું?"

"આપ કહો તો અત્યારથીજ સાહેબને ન્હાવા માટે આખો દિવસ પાણી ઉકાળું! પણ એ ગાડીનું લફરૂં ન વળગાડો તો મોટી મહેરબાની!" ચંદુ માસ્તર છેલ્લે પાટલે બેઠા.

"તો હવે કરવું શું? જો સાહેબને ગાડી નહિ મોકલીએ તો એ તાપમાં અકળાઈને બાર માસના કામ પર પાણી ફેરવશે! એ તો અમલદાર રહ્યા એ વાધરી ખાતર ભેંસ મારતાં પણ ન અચકાય! સમજ્યાને?"

"તો હવે એક ઇલાજ મને દૂરથી દેખાય છે કે જેમ તિલક મહારાજની ગાડી લોકોએ ખેંચી હતી; તેમ આપણે સાહેબને ગાડીમાં બેસાડી ખેંચીએ !"

"માસ્તર થયા છતાં અક્કલ ન આવી ! તે તો લોક લાગણી હતી ને આ તો અણધારી આફત કહેવાય !"

"તો હવે રહ્યો સહ્યો છેલ્લો ઇલાજ એજ છે કે કંટીજન્ટમાંથી ગાડી ભાડે કરવી." છુટકારાનો શ્વાસ નાખીને માસ્તરે કહ્યું.

"હેં...એં ! કંટીજન્ટતો ફક્ત બાર આના મળે છે; તેમાંથીએ આ માસમાં તો તુમારની અથડા અથડીમાં આઠ આના વપરાઈ ગયા છે. બાકી રહ્યા ફક્ત આના ચાર, એમાંથી ગાડી શી રીતે ભાડે કરાય?"

"ધાજોરે ધાજો વાઘ આવ્યો રે વાઘ !" જેવું ડાચું કરીને મહેતાજી ચંદુ માસ્તર પર જાણે મેસ્મેરીઝમ કરતા હોય તેમ એકીટસે જોવા લાગ્યા.

"જો માઠું ન લગાડો તો એક વધુ વિચાર જણાવી દઉં કે છોકરા દીઠા પૈસા પૈસાનું ઉઘરાણું કરીને ગાડી ભાડે કરીએ તો કેમ?"

"હેં...એં...તમારી સાથે મને પણ સસ્પેન્ડ કરાવવા ધાર્યું છે કે શું ?"

કરડકણા કુતરા જેવું ડાચું કરીને મહેતાજી બોલ્યા.

અંતે કેટલાએ વિચારોની આપલે થયા પછી ત્રણ દિવસની બાદશાહી ભોગવી કાબુલની ગાદીનો ત્યાગ કરતા પ્રીન્સ ઈનાયતુલ્લાહની ઢબે મહેતાજી બોલ્યા "જાઓ, ભલે બાર આના સુધીમાં ગાડી ઠેરવી લાવો." કેટલીય રખડપટ્ટી કર્યા પછી બાર આના અને ઉપરથી ઇસ્ટેસણે (સ્ટેશને) ચાહ પાણીનો એક આનો પોતાની ખાનગી મિલ્કતમાંથી આપવાનું વચન આપીને કાળીયા કોળીનું રથસીયું ગાડું ભાડે કર્યું. રાત્રે વાળું કરીને ગાડું જોડાવ્યું તે માંડમાંડ સવારમાં સ્ટેશને પહોંચ્યું !

## પ્રવેશ ૪ થો.

**સ્થળ:**—સ્ટેશન અને રસ્તો.

કાળીઓ કોળી તો ચંદુ માસ્તર પાસેથી એક આનો લઈને સ્ટેશનના હિંદુ ઉપહારગૃહમાં ચાહ પીવા ગયો. એટલામાં ગાડી આવી. ડેપ્યુટી સાહેબ તાજાજ બી. એ. પાસ થઇને પાંચ છ મહિના ટીચર લાઇનમાં કાઢીને ડેપ્યુટીની લાઇનમાં ઘણી મઝા છે એમ જાણીને ધસી આવ્યા હતા. મતલબ કે સાહેબ નવા અને અજાણ્યા હતા. તેમનો ઠાઠમાઠ પણ ભારે હતો. ચંદુ માસ્તર તો દરવાજામાં ઉભા રહ્યા હતા તે દરેક પેસેંજરને પૂછતા—

"આપ ડેપ્યુટી સાહેબ છો?" અંતે સાહેબ બધાંથીએ પાછળ સીગરેટના ધુમાડા ઉડાડતા નીકળી આવ્યા. સાથેની હેંડબેગ પટાવાળાએ ઉંચકી હતી. માસ્તરે તેમને સલામ કરી એટલે સાહેબે પૂછ્યું "વેલ, વાસણાના ટીચર તમે છો કે?"

"સાહેબ વે'લ નહિ મળવાથી ગાડું જોડયું છે!" ચંદુ માસ્તરે કહ્યું.

'અરે! હું એમ પૂછું છું કે વાસણાના નિશાળ શિક્ષક તમે છો?"

"હાજી હું ત્યાંનો આસિસ્ટંટ માસ્તર છું." સાહેબે ચંદુ માસ્તર સાથે શેકહેંડ કરતાં પાછું કહ્યું કે:

"માફ કરજો, મેં તમને પહેલી નજરે કોઈ કુલીમેન ધારેલા!" હસતાં હસતાં સાહેબે કહ્યું.

"સાહેબ ગાડાવાળો કોળી તો ત્યાં ચાહ પીએ છે!" કોળી તરફ આંગળી દર્શાવી કહ્યું એટલે કોળીએ જાણ્યું કે મને બોલાવે છે

એમ ધારી જલ્દી જલ્દી ચાહ ઢીંચીને દોડી આવ્યો ને માસ્તરને ખભે હાથ મૂકી બીજે હાથે ચાબખી હલાવતાં બોલ્યોઃ

"ચંદુમાસ્તર ! હેલો ચહમાવારો ઉભેલો તે તારો સાબ કે ?"

"ચૂપ ! સાહેબ સાથે વિવેકથી બોલવું જોઈએ ! મારી હાળી કોળીભઈની જાતજ છાની ન રહે ?"

"લે મોટો ઉંચી જાતનો થઈ જ્યોચ તો તું ને તારો સાબ પગે ચાલતા આવજે ! ઉં તો મારૂં ગાડું જોડીને હેંડ્યો જઈશ !" માસ્તરે કાલાવાલા કર્યા; ત્યારે કાળીઓ કોળી થોભ્યો. સાહેબ જરા રિફ્રેશમેંટ લઈને પટાવાળા સહિત ગાડા પાસે આવતાંજ ચમકયા.

"મેં તો ગાડી માટે લખેલું ને આવું મોટું ગાડું કેમ લાવ્યા ?" સાહેબ જરા કરડી નજરે જોતાં બોલ્યા.

"સાહેબ, અમારા ગામમાં ગાડીઓ સદંતર મળતીજ નથી !" ચંદુમાસ્તરે ખુલાસો કર્યો.

"તો પહેલાંથી મને લખી દેવું હતું ને ? નહિતર ટેલીગ્રાફ કરી દેત, તો હું મારી સાઈકલ લઈને આવત ?"

"પણ સાહેબ કાલેજ આપનો કાગળ અમને મળ્યો."

"કેમ ? મેં તો આઠ દિવસ થયાં લેટર લખેલો, પછી આટલો મોડો કેમ મળ્યો ?"

"સાહેબ અમારે ત્યાં આઠ દિવસે ટપાલ આવે છે."

"વારૂ, હશે. આટલામાંથી કોઈ બીજી ઘોડાગાડી ભાડે કરી લાવો તો."

"સાહેબ વાસણા અહિંથી બાર કોશ દૂર છે ને સડક નથી જેથી ગાડી આવશે નહિ."

"તો આવા બેડોળ ગાડા પર શી રીતે બેસી શકાય?"

"ત્યારે અમે ચ્યમ કરી બાર ગાઉ આયવા હઇશું? બેહતો હોય તો બેહને નહિ તો ચાલતા ધકડાવું પડહે!"

કાળીઓ કોળી અકળાયો એટલે સાહેબ તેના પર તપ્યા;

"ડેમ ફુલ! આવો નાલાયક ડ્રાઈવર શા માટે લાવ્યા?"

"સાહેબ એતો એનું જ ગાડું હું ભાડે કરી લાવ્યો છું."

"અયે સાબ! હવે અમે તારાથી બ્હીવાના નંઈ જો! ઓયલા હરદાર વલ્લભભાઈએ હરકારી મોંણહથી ડરવાનું ના કેયુંચ મોંટે બેહતો હોય તો બેહને એતો થંડુ માહતરની હરમે તને એટલું કહુંચ નહિ તો કેવારનો હાલતો થઈ જાત!"

સાહેબની સર્વિસમાં આ પહેલીજ ગાડાની મુસાફરી હતી જેથી આ જંગલી સાથે વધુ ખટપટ ન કરતાં ચુપચાપ ગાડામાં બેઠા. ગાડું આઠ ગાઉ ચલતાં તો બપોરના બાર વાગી ગયા હતા. વળી જુન માસ એટલે પૂછવુંજ શું? સાહેબે તો રસ્તામાં એક ગામ આવતાં ગાડું ઉભું રખાવ્યું અને પટાવાળાને કહ્યું,

"ગામમાં કોઈ હોટલ હોય તો એક ગ્લાસ આઇસ શરબત લઈ આવ!"

"આવાં ગામડામાં તે વળી આઇસ શા ને શરબત શા? ઠંડું પાણી મળે તોએ સદ્ભાગ્ય સમજવું!" પટાવાળાએ કહ્યું "ચૂલામાં

પડી આ સર્વિસ! માસ્તર હજુ તમારૂં ગામ કેટલુંક છેટું છે? સરકારની પણ અક્કલ બહેર મારી ગઈ હશે તે આવા સહરાના રણ જેવા પ્રદેશમાં આટલે દૂર નિશાળ ઉઘાડી! મારા કયાં ભોગ લાગ્યા કે હું આ લાઈનમાં પડયો?"

"ભાઈ જરા જલદી બળદો હાંકને! સાહેબ ઘણાજ ગભરાઈ ગયા છે!" પટાવાળાએ કહ્યું.

"તારા સાબ હારૂ બળદને મારી નાખું કે?"

"નારે ના ભાઈ તું એ જીવ ને તારા બળદની પણ ભગવાન લાંબી ઉમર કરે! આ આફત કરતાં તો જલ્દી મોત આવે તે સારૂં!"

સાહેબ છેકજ હતાશ થયા હતા. શહેરના સાહેબને ગામડાની મુસાફરીનો આજે પ્રથમવારજ અમૂલ્ય લાભ મળ્યો હતો. જરાક આગળ ચાલતાં ઢોળાવ ચઢવાનો આવ્યો; ત્યાં બળદો બેસી ગયા. કાળીઆએ બૂમ મારી.

(ટેબ્લો)

"હાલો, બધા ઉતરી જાઓ ને બળદને ઉઠાડવા લાગો?" સાહેબ તો છાસીયું મોઢું કરીને માસ્તરને કહેવા લાગ્યા,

"હેં...એં...વળી આ શું દુકાળમાં અધિકમાસ! હે હરિ...હવે તો તું કરે તે ખરી?" મસ્તર અને પટાવાળાએ પૈડાંને ધકકો દીધો તથા કાળીઆએ અને સાહેબે પૂછડાને ખુબ આમળ્યાં; ત્યારે બળદ ઉઠ્યા; પણ છાણના ખરડેલા પુછડાનો એક એવો ઝપાટો બળદે તાણ્યો કે સાહેબના ચાઈના સિલ્કનાં કોટ પાટલૂન છાણના રંગથી રંગાઈ ગયાં! આ ચોપગા કલાકારની પીંછીના પ્રતાપે સાહેબ તો વિમાસણમાં પડયા અને એકજ સુટ લાવેલા હોવાથી પોઝીશનમાં પંચર પડવાથી પાછા વળવાનો વિચાર કરવા લાગ્યા.

"માસ્તર ગાડું પાછું વળાવો, એ પરીક્ષા ગઇ દરિઆમાં! આવી હાલતમાં ત્યાં જવા કરતાં અહીં આપઘાત કરીને મરવું સારૂં!"

"પણ સાહેબ હવે એક ગાઉ બાકી છે, ત્યાં જઈને કપડાં ધોવરાવી નાખીશું પછી શું છે?" કેટલી સમજાવટથી ગાડું આગળ હંકારવાનો ઓર્ડર આપ્યો. માંડ માંડ સાડાત્રણ વાગે સાહેબને લઈને ગાડું નિશાળના કંપાઉંડ આગળ આવ્યું.

## પ્રવેશ ૫ મો.

**સ્થળ:**--મહેતાજીનો અવાસ.

સાહેબ તાપ અને ધૂળથી છેકજ ગભરાઇ ગયા હતા. જેથી પરીક્ષાની તે દિવસે માંડવાળ કરાવી. ઠંડા પાણીએ સ્નાન કરીને સુતા તે સુતા બીજા દિવસે સવારમાં ઉઠયા. દાંતણપાણી કરીને સવારના નાસ્તાનો પટાવાળાને ઓડર આપ્યો.

"જા બજારમાંથી થોડુંક ફુટ અને સુકો મેવો ખરીદી લાવ!"

"સાહેબ આવા નાના ગામડામાં વળી ફુટ કેવું ને મેવો શો? શાક રાંધવાને માટે વેંગણાં ને બટાકાજ મહા મુસીબતે મળે છે ને! અને તે પણ પંદર પંદર દિવસનાં વાસી!"

સાહેબતો મહેતાજીના ત્યાંની કાળી શાહી જેવી ચાહ પીનેજ ગરમને બદલે ઠંડા થઈ ગયા!

સાહેબમાં હવે ઉઠવાની તાકાત ન હતી જેથી ખાટલીમાં સુતાં સુતાંજ પરીક્ષા લેવાનો વિચાર કર્યો, "પણ એ સારૂં ન કહેવાય!" એવો વિચાર ઉત્પન્ન થતાં જેમ તેમ કરીને નિશાળે ગયા. જતાં જતાં

પટાવાળાને સૂચના આપી કે,

મારી તબીઅતનું ઠેકાણું નથી માટે મહેતાજીને કહી દે કે

બપોરે ભારે ખોરાક ન બનાવરાવતાં લાઈટફુડ તૈયાર કરાવે ”

“ સાહેબ એ લાઇટફુડ શું ?” પટાવાળાએ કહ્યું.

“ કેટલાએ સાહેબોના સંગમાં રહ્યો છતાં એટલુંએ ન સમજ્યો લાઈટફુડ એટલે હલકો ખોરાક.”

“ વારૂજી ! ” કહીને પટાવાળો મહેતાજી સાહેબ પાસે ગયો અને કાનમાં કહ્યું—

“ સાહેબની તબીયત સારી નથી માટે બપોરે હલકો ખોરાક બનાવરાવજો.” ટાઈમ થતાં મહેતાજી નિશાળે ગયા અને થોડીવારે પટાવાળાના ટેકા વડે સાહેબ પણ ગયા.

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળઃ**—નિશાળ.

ઈન્સપેકટર અકકડ સાહેબે પ્રથમ ચોથા ધોરણની પરીક્ષા શરૂ કરતાંજ પહેલા નંબર ઘેલાભાઈ ધનચક્કરને પૂછ્યું.

“ સાબરમતી વિષે જે જાણતા હોવ તે બોલી જાઓ.”

“ તે એક લાંબી કાળી સળી હોય છે, તેના ઉપર સુંગંધીદાર મસાલો લગાડેલો હોય છે; જેથી તેને બાળીએ છીએ; ત્યારે સુગંધ ફેલાય છે. મંદિરો ને મસીદોમાં તેનો ખાસ ઉપયોગ થાય છે. પવિત્ર કાર્યોમાં હિંદુ ને મુસલમાનો તેનો ઉપયોગ કરે છે.”

“ ઓ બળદીઆ ! તું તો સાબરમતીને બદલે અગરબતી વિષે બોલી ગયો ! સાબરમતી તો ગુજરાતમાં નદી છે, અને તેના પર અમદાવાદ શહેર છે. લે ચાલ હવે બોલી જાતો જોઉં !” મહેતાજીએ મદદ રૂપ થતાં કહ્યું.

"બિકવાઇઝ–ચુપ રહો! જે કહેવાનું હતું તે તો તમે કહી દીધું,. હવે એની પાસે શું કહેવરાવો છો? ને એક બાળકને બળદની ઉપમા આપો છો? એ તમારી કેવી તર્કશક્તિ? આ હિસાબે તો નીતિ શિક્ષણને નામે તમે દેવાળુંજ ફુંક્યું હોય એમ ભાસ થાય છે!" સાહેબ મહેતાજી પર તપ્યા.

"સાહેબ, બળદ ચોપગું પ્રાણી અને બાળક બે પગું પ્રાણી છે; માટે તર્કશાસ્ત્રના નિયમ પ્રમાણે મેં ઝાંઝી ભૂલ કરી હોય એમ લાગતું નથી!" મહેતાજીએ ખુલાસો કર્યો.

"ત્યારે તમે ઉંચા છો એટલે તમને આ બાળકો ઉંટની ઉપમા આપે તો શાંતિથી સહી શકશો કે?" ઇન્સ્પેક્ટર સાહેબની દલીલ આગળ મહેતાજીને બોચી ખંજવાળવી પડી. આગળ પરીક્ષકે પ્રશ્નો પૂછવા માંડયા.

"ચાલો બીજો નંબર બોલે મહંમદ બેગડો નામ શા ઉપરથી પડયું હશે?"

"રોજ સવારમાં ઉઠીને એક દેગડો ચાહ તે પીતો હતો તે ઉપરથી તેનું નામ મહંમદ દેગડો પડયું હતું; પછી ધીમે ધીમે દેગડામાંથી બેગડો થયું!"

"તદ્દન ખોટું! ચલો ત્રીજો નંબર બોલે સિંધમાં ઓછો વરસાદ શા કારણથી વરસે છે!"

"તે તો ભગવાન જાણે; કારણ કે કઈ જગ્યાએ કેટલો વરસાદ વરસાવવો તે તેની મરજીની વાત છે."

"મહેતાજી સાહેબ બધા વિદ્યાર્થીઓ આવા જવાબો કેમ આપે છે? શું તમે બાર મહીના સુધી ઉંઘી રહ્યા હતા?"

"ગયા રવિવારે તાલુકાના ડૉકટર સાહેબને શરીર બતાવ્યું હતું, ત્યારે તેમણે તો કહ્યું હતું કે ભણાવવામાં વિશેષ મગજમારી કરવાથી તમારૂં મગજ સુક્કા નાળીએર જેવું થઈ ગયું છે, અને વધુ મહેનતથી કેટલાક ભાગોના લોહીનું પાણી પણ થઈ ગયું છે, છતાં આપ તો આખું વરસ ઉઘી રહેવાનું કહો છો?"

"એ બધો તમારો જ્ઞાનભંડાર બાર મહીના સુધી ઠાલવવો હતો ને! આજે એકી વખતે ઠાલવી નાખવાથી શું ફાયદો થશે?"

આવી ખેંચતાણમાં ચોથા ધોરણની પરીક્ષા લેવાઈ ગઈ હવે પાંચમા ને છઠ્ઠાનો વારો આવ્યો.

"મેસોપોટેમીઆ શું છે? તે ક્યાં છે?"

"ભેંસથી મોટું એક જાનવર છે અને તે આફ્રિકામાં રહે છે."

"અરે! તે તો હીપ્પોપોટેમસ કહેવાય! આ ગામના બધા છોકરાઓની સ્મરણશક્તિને તે કાટ ચઢયો છે કે શું?" મહેતાજીએ કહ્યું.

"પ્લાસીનું યુદ્ધ શા કારણથી થયું હતું? ચાલો છેલ્લો નંબર બોલે!" સાહેબે પ્રશ્ન કર્યો.

"એક પ્યાલી ચા'ને માટે. જેમ દારૂ પીવાની લડાઇમાં યાદવો અંદર અંદર લડી મુવા તેને જાદવાસ્થળી કહી છે; તેમ કલાઇવ અને સિરાજુદૌલા વચ્ચે એક પ્યાલી ચા માટે લડાઈ થઈ તેથી અંગ્રેજોને મુસલમાનો લડી પડયા તેને પ્લાસીની લડાઈ ઈતિહાસમાં કહી છે!" છેલ્લા નંબરે સવિસ્તર જવાબ આપ્યો.

"ચાલો એની ઉપરનો નંબર બોલે કે પાણીપતની છેલ્લી લડાઈ કોની કોની વચ્ચે અને શા કારણથી થઈ?"

"મરાઠાઓ અને પઠાણો વચ્ચે. વાત એમ બની કે ઉતરાણને દહાડે મરાઠાઓનો સરદાર સદાશિવરાવભાઉ પાણીપતના મેદાનમાં

કનકવા ચગાવી રહ્યો હતો; તેવામાં ઉત્તર તરફથી અહમદશાહ અબ્દાલીએ કનકવો ઝુકાવી પેચ લડાવ્યો. પરિણામે સદાશીવરાવની પતંગ કપાઇ ગઇ એટલે તેણે રીસ કરીને અબ્દાલીને એક ઢેખાળો માર્યો પછી તો મુંબઇમાં રમખાણુ થાય છે તેમ તેઓ લડી મર્યા. અફઘાનો પોતાની મોટી ઇજારોમાં ખૂબ પત્થર ભરી લાવેલા જેથી તેમની જીત થઇ!"

"ઇતિહાસમાં ગમે તેમ ગપ્પાં મારવાનાં નથી! ચાલો પેલો પારસી બોલે કે બેન્ટીક સતિ થવાનો રિવાજ કેમ બંધ કર્યો ને એથી ફાયદો શો?"

"લાકરાંની મોંઘવારી ન વેઠવી પરે તેથી સતિ થવાનો રેવાજ બંધ કરીયોચ. એથી ફાયદો એ પરે કે લાકરાંબી સસ્તાં થાય અને બૈરાંબી સસ્તાં થાય!"

"મહેતાજી, આ લોકો આમ ગપગોળા કેમ છોડે છે?"

"સાહેબ, અહીંના કુવાનું પાણીજ એવું છે કે થોડા દિવસ પીવાથી બુદ્ધિ બહેર મારી જાય છે!"

"આવા ઢંગધડા વગરના જવાબોથી તમારી સર્વિસને ધોકો લાગશે."

"અરે! સાહેબ, મારા જેવા ગરીબ માણસનું નુકસાન કરવાથી આપને શું ફાયદો થશે? ૨૯ વરસ ગમે તેમ ગબડયાં હવે ૧ વરસ માટે આપની મહેરબાની જોઇએ!"

"એવી નકામી મહેરબાની ન રખાય! ચાલો ઠીક છઠ્ઠા ધોરણનો કવિતાનો વિષય ચલાવો તો.

"ચાલો રહીમમિયાં તમે 'ઝેર ગયાં ને વેર ગયાં' વાળી કવિતા બોલો તો?" રહીમમિયાં ખોંખારો કરીને બોલે છે,

**" ઝેર ગયાં ને વેર ગયાં વલી કાલે કેર ગયે કરનાર;**
**પર નાતીલોં જાતીલોંસે ક્યોં કરકે ચાલે સંસાર?"**

"અરે! મિયાં સાહેબ, બસ બસ, થોભી જાઓ!" સાહેબે કહ્યું.

"અરે! સાબ, સબ મઝા તો આગુ હે! અભીસે કાયકુ રોકતે હો?" રહીમમિયાં રકુચકકરે બોલવાની ઉત્સુકતા બતાવી પણ સાહેબે કંટાળીને ડોકું ધુણાવ્યું તેથી લાચારીએ બેસી જવું પડયું. સાહેબ છેકજ કંટાળી ગયા હતા જેથી બાળ વર્ગમાં કંઇક આનંદ પડશે એ આશાએ બીજાં બાકીનાં ધોરણોની પરીક્ષા બપોરે જમીને પરવાર્યા પછી લેવાનો નિશ્ચય કરી તેમને રજા આપી અને પોતે બાળ વર્ગની પરીક્ષા લેવા લાગ્યા. ત્રીજા નંબરને પ્રથમ સવાલ પૂછ્યો.

"ગાય અને ભેંસનો મુકાબલો કરો!"

"કાળી હોય, જાડી હોય, ચાર પગ હોય, બે શીંગડાં હોય ને એક પૂછડું હોય તે ભેંસ સમજવી. અને ધોળી હોય, રાતી હોય, કાબરી હોય પણ દુબળી હોય ને ચાર પગ હોય, એક પૂછડું હોય તે ગાય સમજવી!"

"ચલો એના પછીનો નંબર બોલે, ભેંસ ને ગાય જેવું બીજું કોઈ પ્રાણી તમે જોયું છે?"

"હાજી, મારા નારનકાકાની ફૂલી કાકી જારી ને કારી ભેંસ જેવી છેય, ને અમાલા આ મોત્તા મેતાજી સાબ દુબળી ગાય જેવા છે!"

(હસાહસ)

"ગધેડા! ગુરુજીને ગાય સાથે સરખાવે છે કે?" મહેતાજી તપ્યા. એટલે બાળવર્ગનો પહેલો નંબર બોલવા લાગ્યો—

" નંઈ સાબ, એ છગનીયો ખોટું બોલેચ, મોત્તા મેતાજી સાબ ગાય જેવા નથી. ગાય કોઈ ને મારે નંઈ ને બલદ તો સીંગરાં મારે માટે બલદ જેવાતો ગનાયને? બલદ સીંગરાંથી મારે ને મોત્તા મેતાજી લાકરીથી મારે!"

" મહેતાજી સાહેબ, શું તમે શારીરિક શિક્ષા પણ કરો છો કે?" સાહેબ ગુસ્સે થતાં બોલ્યા.

" આવા વાંદરા જેવાને શારીરિક શિક્ષા ન કરીએ તો માથાપર છાણાં થાપે છાણાં! સાહેબ એ બધા કાયદા હું જાણું છું પણ અમલ કરતાં નવનાં તેર થાય એમ છે! મારૂં તો એમજ માનવું છે કે ગામડાની પ્રાથમિક શાળાઓ માટે તો મિલીટરી શાળાઓના કાયદા લાગુ પાડવા જોઈએ અને દરસાલ ડેડસ્ટોકમાં સરકાર તરફથી એકાદ ડઝન નેતરની સોટીઓ પણ મળવી જોઇએ!" મહેતાજીએ પોતાનો પુરાણો મત દર્શાવ્યો.

" તમારા જેવા જુના વિચારના શિક્ષકોજ શાળાઓ બગાડે છે. હવે તમે મહેરબાની કરીને એક વરસની ફર્લો રજા પર ઉતરી પેન્શન લઇલો તો સારૂં?"

## પ્રવેશ ૭ મો.

**સ્થળઃ**-મહેતાજીનું ઘર

જમવાનો વખત થવાથી સાહેબ મહેતાજી સાથે તેમને ઘેર જમવા ગયા. સાબના મોઢા આગળ કાંજીનું પ્યાલું મુકવામાં આવ્યું! સાહેબ તો એકદમ ભડકી ઉઠ્યા,

" આશું? કાંજી! જેલમાં ગએલા સખત મજુરીવાળા કેદીઓને અપાતો ખોરાક અહીં કયાંથી?" સાહેબ આશ્ચર્ય પામ્યા.

"આપ સાહેબના આ પટાવાળાએ હલ્કો ખોરાક બનાવરાવવાનું કહ્યું હતું ને!" મહેતાજીએ ખુલાસો કર્યો.

"આતે હલ્કો ખોરાક કહેવાય કે જુલ્લાબ કહેવાય? દૂધ બિસ્કીટ હોત તો પણ ચાલી શકત!"

"બીસ્કુટ તો આંય સપનામાંએ મળતા નથી" પટાવાળાએ કહ્યું

"તો દૂધ સાથે ભાખરી બનાવરાવત!"

"તો એ પ્રમાણે પહેલાંથી કહ્યું હોત તો નાહક કાંજી બનાવવામાં નાણું અને સમયનો ભોગ ન આપતને? ચાલો હવે તો મોડું થયું છે માટે દાળ ભાત જમી લ્યો!" જમી પરવાર્યા પછી સાહેબે આરામ કર્યો. બાકીની પરીક્ષા લેવાનું માંડી વાળ્યું.

"જાઓ મહેતાજી સાહેબ તમેજ બાકીની પરીક્ષા પુરી કરીને તારીખે ફારમ, પત્રકો વગેરે હાજર કરો. હું જરા આરામ કરૂં છું." સાહેબ પાંચ વાગે ઉંઘમાંથી ઉઠયા; ત્યારે મહેતાજી અને ચંદુ માસ્તર દફતર વગેરે લઈને ખડે પગે તૈયાર હતા. સાહેબે તેમને કહ્યું;

"એને અત્યારે નાખોને! જરા સુસ્તી તો ઉડવા દયો, એકાદ કપ 'સ્ટ્રોંગ ચા' બનાવી લાવો."

"પણ સાહેબ અત્યારે તો અમારા ગામમાં દૂધજ મળતું નથી સંધ્યાકાળે મળશે; ત્યારે ચા બનાવીશું" ચંદુમાસ્તરે કહ્યું.

"રામચંદ્રજીને પંચવટીના જંગલમાં દૂધ મળતું હતું ને તમને ગામમાં પણ દૂધ મળતું નથી! ચાલો ટાઇમ વેસ્ટ ન કરો, વગર દૂધની બનાવી કાઢો. પાંચ વાગે અમને ચા' વગર ન ચાલે." એટલે વળી ચંદુ માસ્તરે કહ્યું:

" અવિનય માફ કરજો સાહેબ, ન કરે નારાયણને કદી આપને જેલમાં જવાનું થાય તો ત્યાં શી રીતે ટાઇમસર ચાહ મળે ?

" મારી ઉદારતાનો તમે ગેરલાભ લો છો ! તમારે નોકરોએ ઉપરી સાથે કેમ વાત કરવી તેનું તમને ભાન નથી ! સખ્તાઈ કર્યા વગર તમને શાન આવે એમ નથી ! તમારી ઉદ્ધતાઈ વિષે મેં પટેલને મોઢે પણ સાંભળ્યું છે. વળી તમે વારે ઘડીએ રજા લઈ લઈને તમારા ગામ ચાલ્યા જાઓ છો એવી પણ તમારા મહેતાજી સાહેબની ફરિઆદ છે ! " ચંદુમાસ્તરને સાહેબે ઉધડો લીધો.

" ગવરનર સાહેબ ચાર મહિના પુનામાં, તો ચાર મહિના મહાબળેશ્વર ને ચાર મહિના મુંબઈમાં બિરાજે છે, તો હું પોંક પાપડીની મોસમમાં પાંચ સાત દિવસની રજા ભોગવું એમાં શું ખોટું કર્યું ? ઉતરાણના તહેવારપર ખાસ પાંચ સાત દિવસ પતંગ ઉડાડવા રજા લઇએ તેમાં નિશાળનું શું બગડી જાય ? મોટા અમલદારો રેસમાં જાય તેને કોઈ રોકે નહિ અને અમને પતંગ ઉડાડવા જેવી નિર્દોષ રમત કરતાં પણ રોકવામાં આવે ! "

" તમે બીજી આડીઅવળી વાતોમાં શા માટે ઉતરો છો ? મહેતાજી વીઝીટ બુક લાવો. સાહેબે સડસડાટ શેરો લખી કાઢયો. અને ગાડીનો બંદોસ્ત કરવાનું જણાવ્યું. સાત વાગે તેજ કાળીયા કોળીનું રધસીયું ગાડું આવ્યું જેમાં કચવાતે મને સાહેબ બેઠા અને બેસતાં બેસતાં મહેતાજીને કહેતા ગયા કે " ખર્ચનું બીલ પહેલી તારીખે મોકલી આપજો ! "

" સાહેબ, એવી નજીવી બાબતમાં બીલ શું મોકલવું હતું ! એ તો અમારી ફરજ અમે અદા કરી છે. " મહેતાજીએ મો મલકાવતાં કહ્યું.

" નહિ હું શિક્ષકોનું ખાવામાં રાજી નથી માટે બીલ મોકલાવશો. પણ ત્રણ માસ પછી હું ફરીથી આવું ત્યારે આવું અંધેર હશે તો સખત નસીયત કરવામાં આવશે. "

" વારૂજી " કહી મહેતાજી ઘરમાં ગયા અને ગાડું સાહેબને લઇને ચાલતું થયું. મહેતાજીએ ઘરમાં જઇને શેરો વાંચી જોયો તો કંપવાની બીમારી લાગુ પડી હોય તેમ મહેતાજી સાહેબના હોઠ ધ્રુજવા લાગ્યા......

" નિશાળનું કામ ઘણુંજ અસંતોષકારક છે. માસ્તરોએ એક અક્ષર પણ ભણાવ્યો નથી. આસિસ્ટંટ માસ્તર ચંદુભાઇ ઘણોજ ઉદ્ધત શિક્ષક છે. વિનય કે વિવેક જેવી કોઇ વસ્તુ એ માનવ પ્રાણી સમજતુંજ નથી! મહેતાજી પણ જુના જમાનાના વેદીયા ઢોર જેવા વિચારના છે. લાકડી માર્યા વગર વિદ્યા શીખવી શકાયજ નહિ એવો એમનો ચોક્કસ મત છે. વ્યવસ્થા જેવું કંઇ પણ એ નિશાળમાં જોવામાં આવતું નથી. વિદ્યાર્થીઓ બધા જકડી ઘેટાં જેવા છે. શા હેતુથી સરકારે એવા દૂરના ગામે નિશાળ ઉઘાડી છે તે મારા મગજમાં ઉતરતું નથી! આગતા સ્વાગતાની મોટી ખામી અત્રેના શિક્ષકોમાં જણાઇ! ત્રણ માસ પછી ફરીથી પરીક્ષા લેવામાં આવશે, શિક્ષકો અને વિદ્યાર્થીઓને સુધારવાની ત્રણ માસની તક આપવામાં આવે છે; એ સમય દરમિઆન સુધારો નહિજ થાય તો પરિણામ કેવું આવશે તે અત્યારે કહેવું અશકય છે! " ડે. એ. ઈ. ની ન વાંચી શકાય એવા અક્ષરોમાં સહી! વાંચીને કપાળે હાથ દઈ મહેતાજી ખાટલા પર બેઠા. ને પાસે બેઠેલા મિત્રને કહ્યુ, **મુવો મરતો ગયો અને મારતોએ ગયો.**



ાહી વાંચીને કપાળે હાથ દઈ મહેતાજી ખાટલા પર બેઠા ને પાસે બેઠેલા મિત્રને
હ્યું : મુવો મરતો ગયો ને મારતોએ ગયો. ( જુઓ પાનું ૧૬૭ )

# સ્કૂલ લાઇફમાં હોય જો વાઈફ....(?)

**મ**ને ઘણી વખત એ જ વિચાર થતો કે ગોખલેનું મસ્તક પણ મ્હારા જેટલું જ અને બહુ તો એના મસ્તકનો પરીઘ એકાદ બે ઈંચ મારા મસ્તક કરતાં વધારે હશે; છતાં એ આખાં ત્રણ ગણિત બનાવી શક્યો, અને હું ગઈ સાલ મેટ્રીકમાં ત્રણ દાખલા તો ઠીક પણ એક દાખલોએ ગણી ન શક્યો! એ અને એવા બધાએ ગણીતવેત્તાઓનાં મસ્તક બહુતો મોટામાં મોટાં અમદાવાદી તરબુચ જેવાં હશે! અને મારૂં માથું પણ એ બધાથી ક્યાં ઉતરે એમ છે? પરમ દિવસે ટોપી ખરીદવા આખી ચોક બઝારમાં ફર્યો પણ ક્યાંયે મારા માથાની તૈયાર ટોપી ન મળી! લોકો કહે છે કે મોટા મસ્તકમાં વધારે બુદ્ધિ મોટી હોય છે ત્યારે હું ફેલ કેમ થયો? બ્રહ્માજીએ ભાંગની લ્હેરમાં મસ્તક તો જાણે રવિવારની છુટ્ટીના દિવસે ઘડયું હશે પણ બુદ્ધિ સોમવારની ભીડમાં બનાવી હશે નહિતર મારા જેવો મોટા મસ્તકવાળો મનુષ્ય ફેલ થાય જ કેમ? ચાકુ, છુરી તેજ કરવાનું યંત્ર સરાણ છે તેમ બુદ્ધિ તેજ કરવાનું યંત્ર કોઈએ કેમ ન બનાવ્યું? મહાત્મા શેખ સાદીએ પણ બોમ્બે ક્રોનીકલમાં લખ્યું છે કેઃ—

" ઉદ્યમથી એકલો હઝારને હટાવી દીએ ! "

ત્યારે હું તો દિવસના ૨૪ કલાકમાં અઢાર કલાક પોથાંનાં થોથાંમાં મગજમારી કરૂં છું છતાં એક એકલી પરીક્ષાને પણ હરાવી શકતો નથી! એનું સત્યાનાશ જાય પેલા યુકિલડને પણ શું સુઝ્યું કે એના ત્રિકોણ,

ખૂણા ને કાટખૂણાની ગુંચવણમાં ગુંચવાઈ ને મારા જેવા કેટલાએ જીવો મેટ્રીક પાસ કરવા જતાં માંદા પડ્યા છતાં પાસ ન જ થયા. ગુરુ દ્રોણાચાર્યે ડેલીમેલમાં લખ્યું છે તે યોગ્ય જ છે કે :

"મેટ્રીક તો માંદા થયાં, બી. એ. થયા બેહાલ;
એમ. એ. મરણ પથારીએ, એ વિદ્યાના હાલ!"

ઓલી જોમેટ્રીએ તો કેટલાએના જીવ લીધા હશે! દુર્વાસા મુનીના શ્રાપ પ્રમાણે જો વિદ્યાર્થીઓના શ્રાપ પ્રભુના દરબારમાં કબુલ મંજુર થતા હોય; તો હું છાતી ઠૂંટીને કહી શકું છું કે હજારો શ્રાપને પ્રતાપે યુક્લિડ સ્વર્ગ નહિ પણ નર્કનો જ અધિકારી થયો હોત! અને પેલા એલજીબ્રાના રચનારને તો કહેવું જ શું? જ્યોર્જ જીબ્રા (આફ્રિકાનું ચટાપટવાળું ખચ્ચર) જેવો હશે! લ્યો, તમે જ કહો કે ભીંડીબઝારમાં કે શેર બઝારમાં એનો શું ઉપયોગ થવાનો છે? સ્કૂલનું કંપાઉન્ડ છોડ્યું કે એ અક્ષરગણિત ક્યાંએ કામ લાગતું નથી તો પછી એ ભેજાં દુઃખણુ શા માટે? હું તો કહું છું કે હાઇસ્કૂલ ને કૉલેજમાંથી એલજીબ્રા ઉડાવી દઈને તેને ઠેકાણે "દાંડીયા રાસ" રમવાનો વિષય દાખલ કરે તો શું ખોટું? આજકાલ જ્યાં હોય ત્યાં "શારીકિ સંપત્તિ સાચવો! "શારીરિક સંપતિ સાચવો! ઘરે ઘર ભીમ અને હેડંબાઓ પેદા કરો!" ના બૂમ બરાડા સંભળાય છે. વળી આપણા મુરબ્બીઓ એમ પણ કહે છે કે "આજના યુવાનો નબળા, નિર્માલ્ય છે." તો "દાંડીયા રાસ" ના વિષયમાં લકડી પટાનો ઉદ્દેશ ધ્યાનમાં રાખવાથી શરીર કેળવાય, જેથી નબળા મટી સબળા થવાય અને સાથે સાથે સ્કાઉટ અને ફીઝીકલ કલ્ચરની તાલીમ પણ પરોક્ષ રીતે પ્રાપ્ત થાય! "દાંડીયા રાસ" માં સંગીતનો ઉદ્દેશ ધ્યાનમાં રાખવાથી રસિક થવાય છે! (છતાંએ રસિક ન થવાય તો દરેક વિદ્યાર્થી ખભે મધના શીશા ભરવી લાવે અને અવર બદલાતાં એક એક પ્યાલી પી જાય તો જરૂર થોડાંક અઠવાડિઆમાં રસિક થઈ જાય!

"આરૂતરનું અમૃત બીંદુ" એ એક જ દવા અનેક રોગોનો રામબાણ નહીં તો લક્ષ્મણબાણ ઈલાજ છે; તેમ "દાંડીયા રાસ" નો વિષય એક છે, પણ તે અનેક વિષયોની ગરજ સારે છે, અને વળી શ્રી કૃષ્ણની રાસલીલાનું અનુકરણ હોઈ પુન્યપ્રાપ્તિ થાય તે તો જુદી!" મી. ઝવેરભાઈ પોતાના ભેજાના ભંડારમાંથી અમૂલ્ય ઝવેરાતને આમ વેડફી નાખતા હતા તેમને વચ્ચેથી જ અટકાવીને મીસીસ ઝવેરભાઈ યાને કે તેમનું હાફઓડી (અર્ધાંગના) વચ્ચે જ બોલી પડયું;

"તમે તો ખાટલામાં પડ્યા પડયા આકાશ પાતાળને એક કરવાના વિચાર કરો છો ને મારા તો દવાનું પ્યાલું ઝાલી રાખીને હાથ પણ દુઃખી ગયા? મુઈ એ તમારી મેટરી (મેટ્રીક) તો કોઇ દન જીવ લેશે જીવ!"

"મારો જીવ લેશે, તારો તો નહિને?"

"કેમ તે દિ તમે જ કહ્યું હતું કે બૈરી એ ભાયડાનું અર્ધું અંગ ગણાય એમ ઓલા કવિ કાળિદાસે લખ્યું છે; એટલે તમારા જીવ સાથે મારો પણ અર્ધો જીવ તો જાય ને?"

"જ્યારે જ્યારે હું ઉંડા વિચારમાં હોઉં; ત્યારે તારે વચ્ચે લવારો કરવો નહિ!"

"અરે! બળ્યા તમારા ઉંડા વચાર! આ મેટરીની ફકરમાં ને ફકરમાં મથુરાના ચોબા જેવા હતા તે હાવ ગાંધીજી જેવા થઈ ગીયા!"

"ઓ બેખબર બૈરી! તને ભાન નથી કે અમેરિકાના કવિ શેકસપીઅરે પણ પાંઉરોટી ચાવતાં ચાવતાં કહ્યું છે, તે સાંભળ:

**"ચાતક ચકવા, ચતુરનર, પ્રતિદિન ફરે ઉદાસ;**
**ખર, ઘૂવડ ને મુરખ નર, સુખે સુએ નિજ વાસ."**

પલંગમાં પડયાં પડયાં જ જુસ્સો બનાવવા જતાં મી. ઝવેરભાઇને દમ ભરાઈ આવ્યો. તેમનાં ધણીઆણીએ કેટલીકવાર સુધી બરડો ચોળ્યો અને દવા પાઈ ત્યારે એકાદ કલાકે શાંતિ વળી. એટલે મીસીસે વાદવિવાદનો પુનઃ આરંભ કર્યો, "તે દિ બોલ્યો પાટીયાનાં દસ મોઢાં લગાડીને આવેલો રામલીલાવાળો રાવણ અશોક વનને બદલે દેવદારના તૂટેલા ખોખાં પર બેઠેલાં સીતાજીને કહેતો હતો કે :

"ચિંતાથી ચતુરાઈ ઘટે
ઘટે રૂપ ગુણ જ્ઞાન,
ચિંતા બળી અભાગણી
ચિંતા ચિતા સમાન."

"ચિંતા અને વિચાર, એ બે જુદા વિષય છે. ચિંતા સુક્કા ઘાસ સમાન છે તે વિચાર કપાસીયા સમાન છે. ભેંસને કપાસીયા ખવરાવવાથી તે ઘણું દૂધ આપે છે; તેમ વિચાર કરવાથી મનુષ્ય ઉત્તમ કાર્ય કરી શકે છે. પણ સુક્કું ઘાસ ખવરાવવાથી ભેંસ ઓછું દૂધ દે છે, તેમ ચિંતા કરવાથી શરીર ઓછું થઈ જાય છે!"

"એ બંધુએ ખરૂં પણ હવે લાંબા લાંબા વચાર કરવાનું મોંડી વાળો. તે દન ધનકોર માસી પણ કે'તાં ઉતાં કે છોકરાંના બાપાને ઝાઝો વચાર કરવા નાં દઈશ, નહિતો વખને એમના ગબલભાઇ પરમાંણે ગાંડાની ઇસ્પિતાલમાં જવું પડશે!"

"એ ધનકોર ડોસલીને તો એવુંજ સુઝે છે! શું બધેજ એના ગબલા જેવા ધનચક્કર વસે છે? તે ગાંડાની ઇસ્પીતાલમાં જાય!" એટલામાં કીકો રડે છે જેથી તેને હીંચોળવા કીકાની બા ચાલી જાય છે અને પાછા ઝવેરભાઈ વિચારમાં ગોથાં ખાય છે.

"ખરેખર! સોક્રેટીસે કહ્યું છે કે "પરીક્ષા એ દુનિયામાં મહા ભયંકર વસ્તુ છે!" હું પણ કહું છું કે પરીક્ષા એ પ્લેગની બીમારી

કરત.એ ચઢતી ચાલતી બીમારી છે ! મેડમ મોન્ટેસોરી પણ મારા કથનને જ ટેકો આપે છે. પણ ઓલી યુનીવર્સીટી કોઇનું ક્યાં સાંભળે છે? એ રાંડને આ દેશમાં કોણે વસાવી? બ્લોટીંગ પેપર જેમ શાહીને ચુસી લે છે, તેમ એણે લાખો યુવાનોનાં લોહીને ચુસી લીધાં ! એની પુત્રી પરીક્ષા દેવીએ ખપ્પર જોગણીની જેમ કેટલાએ યુવાનો અને યુવતીઓને સુરદાસ કે સુરદાસણ બનાવ્યાં ! મારૂં ન માનો તો ચશ્માના વહેપારીઓના ચોપડા તપાસો. રામાયણ કે મહાભારતના સમયે યુનીવરસીટી કે પરીક્ષા ન હતી; ત્યારે ચશ્મા પણ ક્યાં હતા? દ્રૌપદી કે સીતા, દમયંતી કે તારામતીને કોઈએ સ્પેકટેકલ પહેરતાં ભાળ્યાં છે? રામે ચશ્મા કે સનગોગલ્સ ચઢાવ્યા હોય એવું ક્યાંએ રામાયણમાં વાંચ્યું છે? નહિ જ ! વળી અત્યારે તો બેંતાળીસને બદલે બાર વરસે જ બેંતાળાં આવી જાય છે; પણ ત્યારે વ્યાસ, વાલ્મિક, ચાણક્ય ઇત્યાદિ દોઢસો વર્ષના ડોસાઓ પણ બેધડક નરી આંખે વાંચી શકતા ! ખરે એ કસોટી ઉર્ફે પરીક્ષા યાને એકઝામીનેશન શબ્દજ એવો અપશુકનીયાળ છે કે એના સપાટામાં આવનાર હાથી જેવા માણસો, ઉંટ જેવા; અને સાંઢ જેવા માણસ દુબળી ગાય જેવા બની જાય છે. સત્યવાદી રાજા હરિશ્ચંદ્રને વિશ્વામિત્ર તથા વસિષ્ઠે કસોટી પર ચઢાવ્યો; ત્યારે એનું વજન ફક્ત બંગાળી પોણો મણ રહ્યું ! અરે ! લાંબો વિચાર શા માટે કરીએ? આજે હિંદમાં ભીમ પાકતા નથી તેનું કારણ શું? પરીક્ષા. આજે હિંદના નાક રૂપ કે આંખ રૂપ જે ગણો તે એક પહેલવાન ગામા છે. પણ જો એણે યુનીવરસીટીની પરીક્ષા પાસ કરી હોત તો દુનિયાની પહેલવાનગીરીની ચેમ્પીઅનશીપની વરમાળ એના ગળામાં ન હોત !"

"કોના ગળામાં વરમાળ ન હોત? શું કંઈ સમણું તો નથી આવ્યું?" બટાકા છોલતાં મીસીસ બોલી ઊઠ્યાં.

"જો વળી પાછું મારા વિચારોમાં માથું માર્યું ! આ બૈરાંની જાતને તે કોણે ઘડી હશે?"

"કોણે તે બરમાજીએ ઘડી હશે? અને તેમને નવરાશ નહિ હોય તો કોઈ બીજા દેવને કંટ્રાક્ટ આપ્યો હશે!"

"જા, જા, તું તારે કામે લાગ."

"મારે તે શું ઓલ્યા રાવણ જેવા વીસ હાથ છે તે બધાં કામ એકી સાથે કરૂં! તમારી દવા વાટવાની, શાક સમારવાનું, ચટણી વાટવાની, કચરોપુંજો વાળવાનો, વાસણ ઉટકવાનાં. કીકાનું મેલું વાળવાનું, તેને ધવરાવવાનો, હીંચોળવાનો, તમારૂં ધોતીયું ધોવાનું, ફુલીફઈ પરોણા તરીકે પધારવાનાં છે તેમની રસોઈ કરવાની, કીકાનું ઝબલું સાંધવાનું, ખાટલાની પાટી તૂટી ગઇ છે તે સાંધવાની, લ્યો એવાં તો હજાર કામ, તે બે હાથથી શી રીતે થાય? ને કીકો તો રડવા પર ચઢે છે તે છાનો જ રહેતો નથી!"

"તે હું શું કરૂં? હું કંઈ મદંમદ છેલ છઉં તે છુ...ઉ... મંતર કરીને કીકાને છાનો કરી દઉં!"

"જરા ખાટલામાં પડ્યા પડ્યા ઘોડીઆની દોરી ખેંચો તો તે છાનો પણ રહે અને હું મારા કામે લાગું."

"જો દોરી ખેંચવાની પણ શકિત હાથોમાં હોય તો પછી ભૂમિતિના સિદ્ધાંત ના સિદ્ધ કરૂં? સાયન્સનો સબજેકટ તો અધુરો જ રહી ગયો છે તેની આકૃતિ ના દોરૂં?"

"એ તમારા સાયણના સબજેટને કોસંબા મોકલવો ને મ્હારી નહિ તો એ નાદાન કીકાની ખાતર તો એ તમારાં ચોપડાંનો લવારો પડતો મૂકો! આટલું વરસ પરીક્ષા નહિ આપો તો દુનિયાં શું ઉંધી વળી જવાની હતી?"

"પરીક્ષા પાસ કર્યા વગર નોકરી ન મળે તો ગુજારો કેમ થાય?"

"સસરાજી શી રીતે ગુજારો કરતા હતા?"

"દલાલી કરીને પણ મારામાં સાચું જુઠું કરવાની શક્તિ નથી. વળી તેમણે મરણ પથારીમાં પડયાં પડયાં વસીયત કરી હતી કે 'મારો વિચાર તને વકીલ બનાવવાનો હતો.' તો વકીલને બદલે એક સાધારણ કલાર્ક પણ મારે બનવું જોઇએને! તેમ થયા વગર સ્વર્ગસ્થના આત્માને જરા પણ શાંતિ વળે એમ નથી. (સ્વર્ગસ્થ આત્માઓને તત્કાળ શાંતિ અર્પવા કાજે સ્વર્ગના રાજા ઇંદ્ર બે ચાર આઇસ ફેકટરીઓ કાઢે તો કેવું? ઘણુંજ મઝેનું! પન ઇંદ્રને ગનીકાઓ અપસરાઓના ડેન્સમાંથી જરરાએ નવરાસ કે ફુરસદ નહિ મળે; પછી બીજો વિચાર કાંય કરે!) બાપદાદનું જે કંઈ હતું તે તો બે ચાર વર્ષમાં ખલાસ થયું, માટે હવે તો પરીક્ષા પાસ કર્યા વગર છુટકોજ નથી."

"પણ પલંગમાં પડયાં પડયાં તે કેમ બને?" એક પખવાડિઆ પછી ઝવેરભાઇને કંઇક આરામ થયો. એટલે અભ્યાસની જંજાળમાં પડયા.

"આ સાયન્સવાળાઓ પણ અજબ ચક્રમ છે! આર્કીમીડીસે નગ્ન બનીને પાણી ઉપર પદાર્થો કેમ તરે છે? અને પાણીમાં કોઈ વસ્તુને તોલવાથી તેનું વજન કેમ ઘટે છે? કેટલું ઘટે છે? એવી નજીવી શોધ કરી તેમાં તેની વાહવા કરવા લાગી ગયા અને આ દેશના લાખો નાગા બાવાઓ ચલમનો એકજ દમ લગાવીને એક તોલો ગાંજાના ધૂમાડા ઉડાવી દે છે તેમનું કંઇજ નહિ? હોય બા હોય "એતો ઘરનો જોગી જોગટો ને પરાયો જોગી સિદ્ધ!" એટલામાં ફઇબાનો ઘાંટો સંભળાયો ને વિચારમાળાના મણકા તૂટયા.

"બેટા ઝવેરભાઇ! લે આ કીકલાને જરા રમાડતો! અમે બંને મગનભાઈની મામી ગઈ સાલ મરી ગઈ હતી તેને રડવા જઇએ છીએ. બહાર આંગણામાં એરંડીઉં ચોપડીને દાળ સુકવવા મુકી છે, તે તરફ

જોતો રહેજે, કંઇ બકરૂં ફકરૂં ખઈ ના જાય!" ઝવેરભાઈ કંઈ ખુલાસો કરે તે પહેલાં તો તેના ખોળામાં કીકાને બેસારીને ફઈબા તથા કીકાની બા રડવા ગયાં! ઝવેરભાઇએ ઉંચા હાથ કરી હીસ્ટરી વાંચવા માંડી. કીકાએ લાંબા હાથ કરી બિલાડી જેવો એક પંજો મારી એક બે પાના ફાડી નાંખ્યાં! ઝવેરભાઈ ગુસ્સે થયા પણ કરે શું? "વિદ્યાર્થી અવસ્થામાં આવી જંજાળ હોવીજ ન જોઇએ! મેં તો ડોસલીને ઘણુંએ કહ્યું હતું. 'બાળલગ્નનાં માઠાં પરિણામ.' એ વિષેના બે ચાર નિબંધો વાંચી સંભળાવ્યા હતા; છતાં મારૂં ન માન્યું અને મારા ગળે વેંગ વળગાડી તે તો નિરાંતે સ્મશાનમાં પોઢી ગઈ! હવે હું આ બારદાનને આઘે બેસાડું તો રડે છે ને ખોળામાં બેસાડું તો અભ્યાસમાં ખલેલ કરે છે; ત્યારે કરવું શું?"

વિચારો ચાલે છે અને ચોપડા મોઢા આગળ પડયાં છે. એવામાં કીકાએ નાયગરાના ધોધનો સંક્ષિપ્ત નમુનો યાને કુદરતનો પ્રવાહ ચોપડા પર છોડયો. ઝવેરભાઈ ગુસ્સે થઇ ગયા અને અજ્ઞાનપણે પણ સરસ્વતીનું અપમાન કરનાર એ નાનકડા જીવને એક ધોલ ચોઢી કાઢી! કીકાએ પણ રડવાના વિષયમાં પોતાની બધી શકિત કામે લગાડી દીધી. એને શાંત કરવા મી૦ ઝવેરભાઇએ મેટ્રીક સુધીમાં મેળવેલ બધા જ્ઞાનનો એકી વખતે ઉપયોગ કરી દીધો. છતાં કીકો તો છાનો નજ રહ્યો. અંગ્રેજી પોઇટ્રી લલકારી, છતાં છાનો ન રહ્યો. અંતે ઘોડીયામાં નાખીને ગુજરાતી પહેલી ચોપડીવાળું "હાલરડું વહાલું રે હો ભાઇને હાલરડું વહાલું." નું ગીત લલકાર્યું, છતાં અસહકારના કાળમાં જન્મેલો વીર સત્યાગ્રહી કીકો છાનો નજ રહ્યો! "ભૂખ્યો થયો હશે જેથી રડતો હશે?" એમ વિચારી પેટીમાંથી દૂધ લાવી ચમચી વડે પીવરાવવા માંડયું, પણ મોઢામાં દૂધ જતાંજ કીકો તો ઉછળવા લાગ્યો. ઝવેરભાઈ વિચારમાં પડયા.

"એકદમ કીકો ઉછળ્યો એનું શું કારણ?" દૂધને સુંઘી જોયું અને પછી ચાખી જોયું તો ભારે અજાયબી વચ્ચે દૂધને બદલે છાસે

દેખાવ દીધો! ગભરાટમાં ઝવેરભાઈ દૂધ ને છાસનો ભેદ ન જાણી શક્યા હોય. ગભરાટમાં એમજ થાય છે. કોર્ટોમાં સાક્ષી પુરવા આવનારાઓ ગભરાટમાં કંઈનું કંઈ બોલી જાય છે. જીવણુકાકા પણ પોલીસની બૂમ સાંભળી ગભરાટમાં રૈયતને બદલે મૈયત બોલી ગયા હતા! ઘણી વખતે વિદ્યાર્થીઓ કંઈ કસુર થતાં ધાકને ગભરાટમાં માસ્તરને મા......કહી દે છે! "દૂધનો દાઝયો છાસ ફુંકીને પીએ." તે પણ એમ જ.

કોલંબસ હિંદુસ્તાન શોધવા નીકળ્યો હતો તેમ મી. ઝવેરભઈ કીકાને છાનો રાખવાનો ઉપાય શોધવા આખા ગૃહસામ્રાજ્યના વિશાળ પ્રદેશમાં ઘૂમવા લાગ્યા: પણ કંઈ સુજ ન પડી. કોલંબસને તો હિંદને બદલે અમેરિકા જડયું, પણ મી. ઝવેરભઇને તો કીકાને છાનો રાખવાનો ઉપાય પણ ન જડયો!

એટલામાં એક ખૂણામાં પદભ્રષ્ટ કરેલી પુરાણી પોથીઓમાં નકસી કામ કરતા એક મૂષક મામાને નિહાળ્યા, પુસ્તકોના પરાપૂર્વના વૈરી એ મૂષક મહાશયને મ્હાત કરવા પ્રાચીન ને અર્વાચીન બધાં શસ્ત્ર અસ્ત્રની શોધ કરી પણ ચટણી વાટવાના પાયા સિવાય કોઈ અન્ય સાધન નહિ મળવાથી ન છુટકે તેનો ઉપયોગ કરવાનો મનમાં ઠરાવ કર્યો. પણ એક આંગ્લ વિદ્યાથી વિભુષિત થએલ મનુષ્ય આ બુઠ્ઠું શસ્ત્ર વાપરે એ ફેશનથી વિરૂદ્ધ હોવાથી તેનો ત્યાગ કરી ફુટપટ્ટીથીજ દિગ્વિજય પ્રાપ્ત કરવાનું ધાર્યું. જેવી મી० ઝવેરભઈએ ફુટપટ્ટી ઉગામી, તેવાજ મૂષકમામા મી० નિસારના બૉલ પ્રમાણે તેમની નજર આગળથી છટકી ગયા, જેથી એમના વિચારોની વિકેટમાં ગાબડું પડયું. પણ તેજ વખતે "**अहिंसा परमो धर्म**" નું સુત્ર એમને યાદ આવ્યું, જેથી "સારૂં થયું કે મારા હાથે એક પ્રાણનું નિરર્થક બળિદાન ન થયું!" એમ વિચારી કીકાના ઘોડીઆ પાસે આવ્યા તો તે અટંકી વીર ધાંટો બેસી જવા છતાંએ પૂર્વવત સંગીતના આલાપ વિલાપ કરી રહ્યો હતો. એટલામાં સદ્‌ભાગ્યે ફઈબા ને કીકાની બા આવી લાગ્યાં.

"અવરા, તું તો એક બાળકનો બાપો થયો છતાંએ અક્કલનો બારદાન રહ્યો?" કીકાને રૂદન કરતો નિરખીને ફઈબા તપ્યાં.

"દરેક મનુષ્યને પોતાનું સ્વમાન જાળવવાનો હક્ક છે! તમે પચ્ચીસ ત્રીસ વરસ પહેલાં પેદા થયાં તે ફઈબા ગણાયાં તો ભલે પણ હવે હું બૈરીના સાંભળતાં આવું અપમાન સહન નહિ કરૂં! એક તો આ અભાગીએ રેડીયો શરૂ કરીને કયારનું મારા લોહીનું પાણી કરી નાંખ્યું ને વળી તમે ઉપરથી 'દાઝયા પર ડામ' દો એ કયાંની રીત?" ઝવેરભાઈએ જવાબ વાળ્યો.

"કેમ આ બેચાર ચોપડાં ગોટ... પીટ ભણ્યો એટલે મોટો ગવંડર થઈ ગયો? જરા વાતમાં તારા બાપાની પણ હું ધૂળ ખંખેરી નાખતી ઉતી તો તું આજકાલનું ટીચકું મને શીખામણ આપે! ધૂળી વહુ તું પણ કેવી છે? આ વેદીયા ઢોરને કંઈ શીખવતીજ નથી કે મોટેરાં સાથે કેમ બોલવું ચાલવું?"

"ફઈબા, હવે એ વાતને જતી કરોને! એ તો જ્યારથી ઘરમાં પગ મૂકે છે બસ ત્યારથીજ ચોપડાંમાં માથું ઘાલે છે તે ઉંચું કરતાજ નથી! આપણું સાંભળે તો આપણે કહીએ ને? જરા કંઈ એમની ભલાઈની વાત કરીએ તો પણ પરીક્ષાનેજ વચ્ચે લાવે છે!" કીકાને માથે હાથ ફેરવી ધવરાવતાં કીકાની બાએ ખુલાસો કર્યો.

"ઓ! અસત્યવાદી અબળા તું હવે ચૂપ રહે તોજ સારૂં! ત્હારી ખોપરીમાં જો અક્કલનું એક ટીપું પણ હોય તો વિચાર કરી જો કે હું જો કે ચોપડાંમાંજ માથું ઘાલી રાખું છું; તો ખાઉં છું, પીઉં છું શી રીતે?" મી. ઝવેરભાઈએ પત્ની પ્રત્યે પડકાર કર્યો.

"અરે! પણ પેલી દાળનું શું થયું તે તો જુઓ?" ફઈબા હાંફળાં ફાંફળાં બારણા તરફ દોડયાં, કારણ કે બકરી અર્ધી દાળ

આરોગી ગઈ હતી. ફઈબાએ ટીફણા વડે બકરી પાસેથી બદલો લેવાનો વિચાર કર્યો પણ ધૂળી વહુએ તેમને રોક્યાં, કારણ કે તે બકરી કોઈ સાધારણ માણસની નહિ પણ મવાલીઓના મુરબ્બી ઓલ્યા ખુદાબક્ષ ખાટકીની હતી. જેથી "હૈયાની રીસ ભૈયા" પર ઉતરી.

"ઝવેર, તું તો આવોને આવો બેભાનજ રહ્યો?" ફઈબાએ પુનઃ ઝવેરભાઈને ખંખેરવા માંડયો.

"આટલી દાળ ન સાચવી શકયા તો મેટરી શી રીતે પાસ કરશો?" વહુએ ફઈબાના ઠરાવને ટેકો આપ્યો.

"બીહેવાઈટ યુ બેવકુફ બૈરી! ધણીના કાર્યમાં બોલવાનો બૈરીને શો અધિકાર? અને ફઈબા હવે તમે પણ ચૂપ રહો તો સારૂં, કારણ કે તમારાં જેવાં અભણ માણસો સાથે વાગ યુદ્ધ કરવા કરતાં પાણીપતનું યુદ્ધ વાંચું તેજ વધુ ઉત્તમ છે!"

"પાણીપતનું યુદ્ધ વાંચ કે દૂધપતનું યુદ્ધ વાંચ, પણ સમજ ઠેકાણે રાખ્યા વગર કંઈ વળવાનું નથી!"

"મને અમારૂં કંઈ ન વળે તેમાં તમારે શું? તમારે મને સંતાપવોજ છે કે અભ્યાસ કરવા દેવો છે? વધુ ટકટક કરશો તો બુદ્ધદેવ કે સરસ્વતીચંદ્ર પ્રમાણે ગૃહત્યાગ કરીશ."

"ભાઇ! તું તારે સુખે રહે, હુંજ મારે ઘેર આજેને આજે જાઉં છું!" ફઇબા ગુસ્સામાંજ પોટલાં પાટલાં બાંધવા લાગ્યાં.

"ફઈબા, એમના બોલ સામું કાં જુઓ છો? છોરૂં કછોરું થાય પણ માવતર કમાવતર ન થાય!" વહુજીએ ફઇબાને શાંત કરવા કહ્યું.

"જા તું પણ ફઇબાની સાથેજ જાને!" મી. ઝવેરભાઇએ એક પત્થર મીસીસ ઉપર ફેંકયો.

"હું શા માટે જાઉં? તમે બાર વરસના બેઠા છો ને બીજાને બારણે જવાની મારે શી જરૂર?"

"તારામાં પ્રથમ બુદ્ધિની કે આંખનીજ ખામી છે! જો કે હું વીસ વર્ષનો છું, છતાં મને બાર વર્ષનો ઠેરવે છે એ તારી બુદ્ધિની ખામી કહેવાય, અને બાર વર્ષના બાળકને મૂછ હોતી નથી એટલુંએ ન દેખાયું એ આંખની ખામી કહેવાય; તો પણ ત્હારા જેટલું જો ફૈબા સમજતાં હોય તો ફુઆજી ચાર ડઝનની લગભગ ગયા છે છતાંએ બાવળની ગાંઠ જેવા પોતાને ઘેર બેઠા છે ને એમને આવા મોંઘવારીના જમાનામાં અહીં પરોણા તરીકે પધારવાની શી જરૂર? ખરેખર! મહેમાનગીરી કે પરોણાચાકરી એ આ દેશમાં એક જબરો ચેપી રોગ છે!" ઝવેરભટ્ટે ઝાટક્યું.

"ઠીક દીકરા! ત્હારા જેવા સપુતને બારણે હવે મારો પગ નહિં આવે, તું તારે નીરાંતે એકલો મ્હાલજે!"

ફૈબા પટપટારો કરતાં પધારી ગયાં. ધૂળી વહુ એમને ઘણે દૂર સુધી મનાવવા ગઈ પણ પાછા ન વળ્યાં.

"તમારે તે સંસારમાં રહેવું છે કે જંગલમાં જઈ બાવા બનવું છે? માવતર જેવાં મમતાળ ફૈબા સાથે આમ વર્તાય?"

"ઓ વિવેકીની દીકરી! એ ફૈબાએ તો મારા બાપાને ફોસલાવી અમારૂં ઘર માર્યું, બાકી ફુઆજીના ઘરમાં શું દેખાળા હતા?"

"થવાનું થઈ ગયું; પણ હવે શા માટે ઘરડી ડોસીને સંતાપી?"

"જા, જા. હવે મોટી ડહાપણની દીકરી થઈને આવી છે તે? ભલા બુરામાં સમજે નહિ ને વચ્ચે ટકટક કરે છે!"

મી૦ ઝવેરભઈએ જોશમાં ને જોશમાં હાથ લાંબો કર્યો જેથી હાથમાંની ચોપડી મિસીસના મસ્તકને ભેટી પડી. મીસીસે સામે ચોપડી ફેંકી, મી૦ ઝવેરભઈએ ગુસ્સામાં બીજી ચોપડી મારી. એમ ફેંકાફેંકીમાં પાંચ સાત ચોપડીઓ ફાટી ગઇ. કીકો પણ તેની બાની કેડમાં વીંઝાઈ વીંઝાઇને ઢીલો થઈ ગયો હતો. તેને પણ ફેંકાફેંકીમાં એક ચોપડીની પ્રસાદી મળી કીકાને વાગવાથી કીકાની બાનું ચઢી વાગ્યું. "ઓ દીકરા રે! તું પાપી પિતાને પનારે કયાં પડયો રે!" કરીને ભેંકડો તાણ્યો. જેથી આડોશ પાડોશની અબળાઓ મિસીસની મદદે ધસી આવી. ઝવેરભાઇની આસપાસ ઘાઘરા પલટણે ઘેરો ઘાલ્યો અને અમૂલ્ય શબ્દોમાં મિસીસ ઝવેરભાઇના ભાષણને અનુમોદન અર્પવા માંડયું. ઝવેરભાઇને હથિઆર છોડી શરણે આવવું પડયું. મુંગે મોઢે સહન થાય એટલું સહન કરીને દાળભાત ખાવાને બદલે એકલો ગમ ખાઇનેજ મી૦ ઝવેરભાઈ સ્કૂલ ટાઇમ થતાં ફાટેલાં ચોપડાં લઈ મનમાં બડબડતા સરસ્વતીના મંદિરે સિધાવી ગયા! 'સ્વતંત્રતાના હક્ક મળતાં પહેલાંજ આ અભણ અબળાઓ આમ સત્તા ચલાવે છે; ત્યારે હક્ક મળ્યા પછી તો એ શું નહિ કરે? કદાચ પોતે મદારી બન્યા વગર પુરૂષોને માકડાં બનાવી વગર ડુગડુગીએ નચાવે પણ ખરી!" ખરેખર!

સ્કૂલ લાઇફમાં હોય જો વાઇફ;
આપઘાત કરવાને રાખો પેનનાઇફ!

# પકવાન્ન પરિષદ્ !

જમવાને માટેજ જાણે ભગવાને મનુષ્યને સરજ્યો છે, અને ખાઈ ખાઈને મરી જવું એજ જન્મસિદ્ધ હક્ક હોય એમ ભોળાભટ બેધડક માનતા હતા. જેમ ગામ હોય ત્યાં ઢેડવાડો હોય; તેમ ગામ હોય ત્યાં એકાદ ખાઉધરૂં માનવ પ્રાણી તો હોય છેજ! આપણા ભોળાશંકર ભટ પણ તેવાજ એક લાડુ ચેમ્પીયન હતા! અસ્તુ:

એક દિવસ એક ધનવાન યજમાનને ત્યાં વિવિધ પકવાનોનું જમણ તથા ઉપરથી દક્ષણામાં એક રૂપિઓ મળવાનો ઢંઢેરો શહેરમાં પીટાયો હતો જેથી ભોળાભટ તો જાણે સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત થયું હોય એમ ખુશી થતા હતા. નિયમ અનુસાર ત્રણ દિવસ અન્ન ત્યાગ કરીને ભોજન સમયે સહુથી પહેલાં આવીને પાટલા પર બેઠા. લાઈન ક્લીઅર થતાં વિવિધ વાનીઓ પીરસાતી ગઈ તેમ તેમ ચાલીસ હૉર્સ પાવરનું એંજીન ઉપડ્યું! પેટમાં જાય પોણા બે ડઝનનો લાડુનો લોટ, છતાં બાકી રહે કંઈ ખોટ; એવા એમના મહાન ઉદરને પ્રતાપે યજમાનના ઘરમાં થતી ભરતી ઓટ! પણ આજે તો પકવાનના ઢગે ઢગ આંખો આગળ દેખાણા; જેથી ભોળાભટ તો ચોમાસાના ડાંસ પ્રમાણે ચોંટયા તે ચોંટયાજ. અન્ન પરાયું હતું પણ પેટ તો પોતાનુંજ હતું; એટલે એ કદાચ ફાટી જાય તો પણ ક્યાં પૈસા ભરવાના હતા? છેવટે આખી નાત જમીને પરવારી ગઈ; ત્યારે ભોળા ભટે કચવાતે મને ઉઠવાની ઇચ્છા જાહેર કરી. આખરે ઉઠ્યા ખરા; પણ બે

યુવાનોની મદદથી એટલે કે નાતીલાઓના એંજીન ડ્રાઈવર બનીને આવેલા ભોળા ભટ ગાર્ડ બનીને ચાલ્યા તો ખરા પણ દારૂડીઆની જેમ લથડીઆં ખાતા!

ઘેર જઈ પથારી કર્યાં વગરજ ચટાઈ પર પડ્યા અને ઘોરવા લાગ્યા. ઉંઘમાંએ ડાબો હાથ તો પેટની પ્રદક્ષિણા કરવા પ્રયત્ન કરતો પણ બિચારો ટૂંકો હાથ દારૂના પીપ જેવા મોટા પેટપર શી રીતે પહેરો ભરી શકે? કરોડ તપી જતી ત્યારે ભોળાભટ પાસું બદલવાની પેરવી કરતા; પણ પેટ તો મેરૂ પર્વતની જેમ અચળ રહેતું. આખરે પેટમાં ચોમાંસાની ઋતુ બેસી હો કે ગમે તે કારણથી ગાજવીજનું તોફાન ને ખડભડાટ ચાલુ થયો. પેટના પોલાણમાં આમ એકાએક બળવો જાગવાથી જીવ કહેતાં આત્મા ગભરાયો તે ઘડીકમાં મગજના માલ ઉપર ચઢી જતો તો ઘડીકમાં રસોડામાં છુપાઈ જતો?

જઠરના કિલ્લામાં ઘેરાયલું લાડુ, ભજીયાં, બરફી, પેંડા, જલેબી, કોપરાપાક, અમૃતપાક, ઘેવર, ધારીપુરી, મેસુર, મગજ, ખારીપુરી, મોળીપુરી, દહીંતરાં ૬૦ પકવાન પલ્ટણના અઢારે વર્ણના સોલ્જરોનું વર્ણશંકર લશ્કર કિલ્લાની દિવાલને ભેદીને બહાર નીકળવાનો પ્રયત્ન કરવા લાગ્યું. કિલ્લાનો દરવાજો બંધ હોવાથી બહાર નીકળવાની પડાપડીમાં અંદર અંદર મારામારી ચાલુ થઈ. પેલો બીકણ પ્રાણીઓ કિવા જીવડો તો હૃદયના રસોડામાંથી પણ નાઠો તે નાઠો. છેવટે આંતરડામાં ગુંચવાઈ ગયો હતો તે ધ્રુજતો ધ્રુજતો બોલ્યોઃ—

"પૂજ્ય મહારાજો! આપ શા માટે અંદર અંદર લડી મરો છો? પોતે તો દુઃખી થાઓ છે ને મારા જેવા ગરીબડાને પણ શા માટે હેરાન કરો છો? શાંતિથી કાર્ય કરશો તો ફત્તેહ પામશો. સંપથી સ્વરાજ પ્રાપ્ત કરશો. હું મોટોને તું મોટાની લડાઈમાં બધાનો નાશ થશે." પુરાણા પ્રાણીઆનો અવાજ ઓળખીને લશ્કર પંકીનો લાડુ નામનો સેનાપતી બોલી ઉઠયો,

"સજ્જનો અને સન્નારીઓ! આ પ્રાણીઓ કહે છે તે યથાયોગ્ય છે. આપણી પંચ સમક્ષ બધા પોતપોતાની ફરિઆદ ઘટતા શબ્દોમાં રજુ કરો તો શું ખોટું?" બધાંએ આ વાત માન્ય રાખી. જેથી પેટના મંડપમાં વગર પ્રમુખેજ પરિષદનું કાર્ય આરંભાયું.

પ્રથમ વકતા તરીકે લાડુ મહારાજ ઉભા થયા અને બોલ્યા "વિવિધ જાતીય, વિવિધ સ્વાદિય, ને વિવિધ ઘાટીય બંધુઓને ભગિનીઓ! હુ ગોળ, ઘી ને ખાંડની ત્રિપુટીમાંથી બનેલો ગોળો આ અગ્નિમાંથી અસ્ત થાઉં તો ભૂદેવોના તો ભોગજ લાગે! પણ એ ભૂદેવોને લીધેજ મ્હારી કીર્તિ ટકી રહી છે; જેથી હું તેમ કરી શકતો નથી. વળી મ્હારાં દાદીમાં પૃથ્વી કે જે મ્હારા જેવાં ગોળમટોળ છે; તે રોજ મને શીખામણ આપે છે કે બેટા કોઇને હેરાન કરતો નહિ. તેથીજ હું શાંત રહીને જેના તેના પેટમાં ગબડી જાઉ છું. બાકી જો હું ગુસ્સે થાઉં તો ભરતપુરના કિલ્લાને તો ક્ષણવારમા જમીન દોસ્ત કરી નાખું! પણ હવે મ્હારા નિકટના સ્નેહી ભજીઆં ભાઇને કંઈક બોલવાનું હોવાથી હું આટલેથીજ અટકું છું."

બીજા વકતા તરીકે ભજીયું ઉભું થયું અને નાકનું ટીચકું ઉચું ચઢાવીને બોલ્યું "મ્હારા મીઠા, ખારા, ખાટા, ને તીખા મિત્રો અને મિત્રાણીઓ! હું સુરતી સહેલાણીઓનો સગો ભાઈ ને આખી દુનિયાની જીભનો જમાઈ! લાંગ કે ચણાનો આટો તથા ધાણા મરચાંનો મસાલો અને બટાકા, કાંદા કે શકરીઆં ઇત્યાદિનાં શંભૂમેળાથી તેલની કકળતી કલાઈમાં તળાઈને બહાર પડેલ ભજીયું કે જે નબળા પોચાને તો ખાંસી ખવરાવી ખવરાવીને તેની ઉરાટી દઉં ધજીયું! જેમ લશ્કરની આગળ વાવટાની જરૂર પડે છે તેમ પકવાનોમાં પ્રથમ પદે મ્હારીજ માંગણી થાય છે, હવે બીજાઓને બોલવાનું હોવાથી હું વગર રજાએ બેસી જઈશ."

ત્રીજા વકતા તરિકે પેંડાજીએ પોકાર કર્યો "બંધુ વ ભગિની મેરા સ્થાન મથુરાજીમેં હે ઓર મેરી છોટી બહન બરફીબાઈ સુરત કે બાસી હેં. વોહ બળી સરમાલ સુંદરી હે ઇસલીયે મેં અકેલાહી સબ બાતેં પ્રકાશિત કરૂંગા. દૂધકો જલા જલાકે બનાયા હુવા માવા; વો લગે હમારા બાવા! ઉસમેં શકર ડાલનેસે મેં ઉત્પન્ન હુવા, ઔર શકરકે ઉપરાંત દુસરે મેવે સંયુકત કરનેસે મેરી બહન બરફી ભઈ. હમારી હસ્તીસે મસ્તકકી બિમારી દૂર હઠતી હે. ઔર જહાં હમારા કદમ હોતાહે વહાં ન કોઇ ગમ હોતા હય મગર ઝિયાદાહ ખાનેસે ઝુકામ હોતાહે. બસ અબ હમારા લેકચર બંધ હોનાહે!"

ચોથા વકતા બકતા થયા કે "ભાઇઓ ને સુનો! હું જાતે, પોતે, ને પંડે કોપરાપાક. મને ખાવાથી તમારો ઉતરી થાક અને મને ચાવવાથી કદાચ દુઃખે દાંત પણ ન દુઃખે નાક! હું અને મ્હારા બીજા ચાર ભાઇઓ અમૃતપાક, સુંદરપાક, મેથીપાક, સાલમપાક. અમે પાંચ પાંડવો સમાન હળીમળીને રહીએ છીએ. અમૃતપાકનો ખાનાર વહેલો મરતો નથી. સુંદરપાક ને મેથીપાક આરોગવાથી માણસ ગમે તેટલો માર સહન કરવાને શરીર શકિતવાન બને છે! વર્તમાન સમયના ગામા કે છોટા ગામાને પુછી જોવાથી ખાતરી થશે. સાલમપાક ખાવાથી પુરૂષાતનની પ્રપ્તિ થશે ને બહુ ખાવાથી તંદુરસ્તીની સમાપ્તી થશે કે જેથી ડાકટરને બોલાવવાની યુકિત કરવી પડશે! પૈસા નહિ, ખર્ચવા પડે તો તમને બહુ ભાવશે પણ હવે વધુ બોલવા કરતાં બેસી જવાનુંજ ઠીક ફાવશે!

પાંચમા વકતા લંબચોરસ મગજ ગંભીર અવાજે બોલ્યા "અલ્યાં રેંજી પેંજી પકવાનીયાંઓ! તમે બધાં પેટમાં પડી સડી સડીને મરી જનારને હું તો મગજ! ખાસ મગજને પોષણ આપનારો. અલ્યા! આખા હિંદુસ્તાનના હાકેમ સિમલાના ઉંચા શિખરે જઈને રહે છે,

તેમ હું તમારા બધાથી ઉંચે મગજ પર વસનારો તે તમને શું ગણકારનારો ? (પોકાર થયો "જા જા હવે જોયો તને મોટો! ચણાના લોટનો પીળો પરપોટો ને વળી બધાંથીએ તું તો ખોટો!) ખબરદાર! જો હું અને મારો થરડાઈ ગયેલો ભાઈ મેસુર બગડયા તો સમજી લેજો કે તમારા બાર વગડ્યા !" (ચારે તરફથી બેસી જા, બેસી જાનો પોકાર થયો.) મારામારી ને રમખાણ શરૂ થાત પણ ખજુરીના વચ્ચે પડવાથી મામલો શાંત થયો. મગજ ધુંવાપુંવા થતો બેસી ગયો.

છઠ્ઠા નંબરે ખજુરીબાઈ બોલવા ઉઠ્યાં.

"લેડીઝ એન્ડ જેન્ટલમેન ! (ગુલાબજાંબુ બોલી ઉઠયું. નહિ નહિ, નારી જાતનું સ્થાન પ્રથમ ન હોય !) અંગ્રેજી કાયદા પ્રમાણે નારીનુંજ પ્રથમ સ્થાન અને પછી નરનું." ગુલાબજાંબુ ગુસ્સે થતાં બોલ્યું કે:–

"સ્વદેશમાં પરદેશી કાયદો નહિ ચાલે! ખજુરીની તરફદારી કરતાં દહીંતરૂં બોલ્યું "અંગ્રેજી રાજ્યમાં બધુંય ચાલે." (લાડુના વચ્ચે પડવાથી બન્ને બેસી ગયા) મ્હારા પતિ મિ૦ ખાજા બિમાર હોવાથી તેમના તરફથી પણ મારે જ બોલવાનું છે, અને મારો સાવકોભાઈ કેક કે જે પ્રથમ વિદેશમાં ઉત્પન્ન થએલો હોવાથી આ ભોળાશંકર ભટ જેવા શુદ્ધ. સ્વદેશી, કેળના પાણીએ બાંધેલા હિંદુ પાસે આવી શકતો ન હોવાથી આ પરિષદમાં ભાગ લઈ શકયો નથી. પણ તેણે પોતાનું ભાષણ લખી મોકલાવ્યુ છે. હું ખજુરી વગર મજુરીએ પ્રાપ્ત થવી મુશ્કેલ છું. જો વાસણમાંથી કલાઈ ઉખડી જવાથી તાંબા પિત્તળનો કાટ ખાઈ ખાઈને તમારૂં મગજ કટાઈ ગયું હોય તો મ્હારી નવલી ભાભી નાનખટાઈનું ભોજન કરશો તો જીવશો નહિંતર વ્હેલા મરશો ! જો મ્હારી હજુરમાં અહરનીશ ઉભા રહેશો તો જ હું પ્રસન્ન થઈશ; પણ હવે તો થાક લાગ્યો છે. માટે અમારા બ્રધરનું લેકચર વાંચીને બેસી જઈશ (ખજુરે એ ચશ્મા ચઢાવ ને વાંચન શરૂ

કર્યું) અરે! ઇન્ડીયામાં અવતરેલાં પકવાનો; તમે પરિષદો ભરીને શું ધોળવાનાં હતાં? બધાંએ પોચાં પચ્ચ અને ઢીલાં ઢચ? જુઓને અમારા અનેવી મી૦ ખાજાને જે હોય તે ખાઇ જાય છે, તેથી બિચારા બારે માસ બીમાર રહે છે. હું બેદાને ઘઉંના આટામાંથી બનાવેલ કેક, એક લગાઉં ફ્રેટ તો બધાંનાં માંથાં થઈ જાય ગૅપ! યુરોપીઅન, ખ્રિસ્તી, મોડગેડન, પારસી ઈત્યાદિ આગળ પડતી કોમો જે મને મેળવાને ભાગ્યશાળી થઈ છે. કેટલાક સુધરેલા હિંદુઓનો પણ હું સહકાર કરૂં છું. પણ આ ભોળાશંકર જેવા પ્રાણીઓથી તો હું દૂરજ નાસું છું. (સાંભળવા ઇચ્છતા નથીનો પોકાર થયો.) અલ્યા તમે નીચ ગુલામ! ને હું ખાસ ઉંચું ખાનદાન! (શરમ છે! શરમ છે! ના પોકારો થયા.) તમને છે જરાયે ભાન! કે હું કેક, તે અસલ વિલાયતથી પેટીઓમાં થઈને આવ્યો પેક! મ્હારાં મિસીસ નાનખટાઈનાં પગ ધોઈને પાયો તોય તમે પવિત્ર ન થાઓ! (બધાં બોલી ઉઠ્યાં, જેથી લાચારીએ ખજુરીને વાંચન બંધ કરવું પડ્યું.)

એટલામાં ઘેરા અજવાળા ઘેવરભાઇ બોલ્યાઃ-! "એં! નેક મર્દોઝન એટલે કે સારા ભાયડા ને બાયડીઓ! હું અસલ મોગલાઇ ઝમાનાનું સુપ્રસિયાણું પકવાન છું હું ફારસી પણ જાણું છું. હું સ્વભાવે અમીર છું અને ઉચ્ચ ખાનદાનનું ખમીર છું તમારા હલ્કટ જેવો નથી! (એક ખૂણામાંથી કોઈએ અવાજ કર્યો "જોયો હવે તને મોટો!") મલાઇ મારી જીવન સહચરી છે, અને મને ખાવામાં મઝા ખરી છે! પણ બીજાં પકવાન ખાય તેમાં ન અક્કલ જરી છે! (દહીંતરૂં બોલી ઉઠ્યું "જોયો મોટો અક્કલનો ભંડાર! મોટો અમીર થઇને આવ્યો છે તે!) બીજી તરફથી ગુલાબ જાંબુ ઉભું થયું ને ગાળાગાળી કરતાં મારામારી શરૂ થઈ. જેને જેમ ફાવે તેમ બોલે ને બકે. મહાન જાદવાસ્થળી જામી જેથી ભોળાભટ પણ અકળાયા, ગભરાયા અને આળોટીઆં ખાવા લાગ્યા; જેથી બધાં પકવાનો ભાંગીને ભુક્કો થઈ ગયાં. છતાં ભોળાશંકરનો પ્રાણ આકુળ વ્યાકુળ થવા લાગ્યો; જેથી લાચારીએ

ચુરણની એક ડઝન ગોળીઓ ફાંકી ગયા. ગોળીઓએ જઠરના કિલ્લાના પ્રવેશદ્વારને ધક્કો મારી ઘર પ્રવેશ કરતાંજ લલકાર્યું.

"અલ્યા! નાદાન પકવાનીયાં! જોયું કુસંપનું પરિણામ ? તમો અંદર અંદર લડી મરીને આખરે તો ધનમાંથી પ્રવાહી બન્યાં! હવે શુદ્ધ ઠેકાણે આવી? તમે ગમે તેવાં કામનાં હોવ પણ તમારૂં દરરોજ સેવન કરવામાં આવે તો આ ભોળાભટ પ્રમાણે હેરાન થઇને વ્હેલા મરણને શરણે થવાય! એટલે તમારાં તો બેચાર મહીનેજ દર્શન થાય તો સારૂં! ઘણું જીવો મારાં રોટલોભાઇ ને ખીચડી બ્હેન; કે જે અહરનિશ આખી આલમનું શાન્તિથી પોષણ કરે છે. તમે ગમે તેવાં ઉત્તમ હો, પણ આ જઠરના કિલ્લાં તમારો કચ્ચરઘાણ વળી જશે. અને આખી આલમમાં તુચ્છ વસ્તુ કે જેને લોકો નર્ક કહે છે, તે રૂપે તમે પ્રકાશમાં આવશો. માટે મોટાઇનો ગર્વ છોડી દેવો એમાંજ આપણું શ્રેય છે."

ગોળીઓના એક કલાકના ભાષણથી પેટમાં કંઇક શાંતિ થઇ. આ ઘટનાને આજે કેટલા દિવસ વીતી ગયા છે; છતાં ભોળાભટ હજુ પેટનો ફુટબોલ ફાટે ત્યાં સુધી હવા ભરવાનું ચૂકતાએ નથી ને એકે જગ્યાએ જમવાનું બાકી મૂકતાએ નથી! કેવો દૃઢ વીર? જો આવા એક ડઝન અહિંસક સૈનિક સ્વરાજ પાર્ટીમાં જોડાય તો જરૂર વિજય વાવટો ફરકે ને ૩૧ મી ડીસેમ્બરે બાર પર એક મીનીટે સ્વરાજ્ય આપણાં બારણાં ઠોકતું આવે!

# જાડા થાઓ !

જગતમાં ઘણાઓને જાડા થવું ગમે છે. દુબળા-પાતળા થવાનું ભાગ્યે જ કોઈ પસંદ કરે છે. કેટલાક માને છે કે જાડા-પાતળા થવું એ કુદરતના હાથમાં છે. મનુષ્યની મરજીની વાત નથી. હું કહું છું કે માણસ ધારે તો જાડો થઈ શકે છે. જાડા બનવા માટે તપ કરવાની કે મનોબળ કેળવવાની કે શરીરને કષ્ટ આપવાની જરાયે જરૂરત નથી. ખૂબ ખાઈપીને પડ્યા રહો અને ભેજામાં વિચાર નામની વસ્તુને જરાયે ફરકવા ન દ્યો કે જુઓ થોડા જ દિવસમાં તમે ગણુપતિ બાપા મોરીયા જેવા થઈ જશો! અને એ તમે જાણુતા હશો કે શ્રી ગણેશાય નમઃ દરેક શુભ કાર્યમાં બોલાય છે તેનું કારણુ એ છે કે શ્રીગણેશ પોતે જાડા છે! પાતળા હોત તો એમનોય કોણ ભાવ પૂછત ?

આજે પણુ જગતમાં જ્યાં જુઓ ત્યાં જાડાઓનો જ વિજય છે. (ગાંધીજીને તો અપવાદ રૂપે લેખવા જોઇએ.) એક નજરે જોએલી વાત કહું. મુંબઈની ચોપાટી પર એક વેળા સાયમન કમિશનનો વિરોધ કરવાની સભા ગોઠવાઈ હતી. હજારોની સંખ્યામાં માનવમેદની જામી હતી. ખૂબ જોરશોરથી 'સાયમન ગો બૅક'ની બાંગો પોકારાતી હતી; એવામાં કોઈ ખાંધીયાએ વિરોધી સૂર કાઢ્યો, જેથી સભામાં ખળભળાટ થયો. થોડીક વારમાં તો અશાંતિનું સામ્રાજ્ય વ્યાપિ ગયું. દોઢ ડઝન લીડરો માઇક્રોફોનમાં 'શાંતિ!' 'શાંતિ!'ની બૂમો પાડીને થાકયા પણુ સભામાં શાંતિ ન થઇ તે ન જ થઈ. અંતે મરહૂમ શૌકતઅલી ચાચ

ઉઠ્યા, અને એક. બે ને ત્રણ વાર બૂમ પાડતાં તો સભામાં સ્મશાનવત્ શાંતિ પ્રસરી ગઈ; ત્યારે ખાતરી થઈ ગઈ કે એ સભા પર એમની લીડરીનો નહિ પણ જાડાઈનો પ્રભાવ પડ્યો અને તેથીજ સભા શાંત થઇ!

ઈતિહાસના ઉંડાણમાં ભૂસ્કો મારશો તોપણ જણાઇ આવશે કે આખું મહાભારત ભીમ જેવા એક જાડા મનુષ્યના વ્યક્તિત્વ પર જ નભી રહ્યું છે! જો ભીમનું પાત્ર મહાભારતમાં ન હોત તો કોઇને વાંચવું યે ન ગમત. તેમજ રામાયણમાં વીલન કેરેક્ટર ભજવનાર રાવણ જેવો જાડો માણસ ન હોત તો રામાયણ જ ન રચાત! દેશી ફિલ્મના જગતમાં જોશો તો પ્રભાતવાળા બુવા સાહેબ, રણજીતવાળા દીક્ષિત ભૈયા, સરોજવાળા પ્રભાશંકર જાડીયાભાઇ કે અબ્દુર્રેહમાન કાબુલીનાં દર્શન થતાં જ પીટક્લાસ વાળાઓ તેમને તાળીઓથી કેમ વધાવી લે છે? તેમની એકટીંગ પર આફ્રીન થઈને નહિ પણ તેમના જાડા પેટને પ્રતાપે તેમનો સત્કાર કરે છે! જાડા પહેલવાન ગામાએ તો હિંદનું નાક રાખ્યું છે. અને મોટા લીડર શૌકત ચાચાએ પશ્ચિમની પોરી પરણીને ક્યાં નામ કાઢ્યું હતું?

કેટલાક અક્કલમંદો કહે છે કે વિશેષ જાડાઈ એ બેડોળપણાની નિશાની છે! હું તેમને ચેલેંજ કરું છું કે તમારી ગલીને નાકે બેઠેલો જાડો મારવાડી ગમે તેટલો બેડોળ દેખાતો હશે; છતાં અર્ધી રાત્રે તમારા પાટલૂન કે જોડા ઉપર પૈસા ધીરશે તે વેળા તમને એ ઘણો ગમશે એ નિઃશંક વાત છે! જાડા વાણીઆ શાહુકારો ગમે તેવા બેડોળ હોય છતાં પૈસા ધીરતી વખતે તો સામાવાળાને તે સારા જ દેખાય છે! જાડા માણસોમાં ઉદારતા વિશેષ હોય છે. જો કે આ હકીકત કોઈ ઈતિહાસમાં લખી નથી; છતાં અનુમાન કરી શકાય છે કે દાનેશ્વરી કરણ, રાજા ભોજ અને હાતમતાઈ જાડા આસામી હોવા જોઇએ; નહિતર એટલી બધી ઉદારતા એમના ફાળે ન આવત? અને જો તમને આંખો હોય તો જુઓ કે મોટા મોટા શેઠીયાઓ ગાદી

તકીયે અઢેલીને આડા પડયા પડયા પેટ પર હાથ ફેરવતા ભલે વ્યાજમાં એકના ચાર કરે છે; પણ જ્યારે તેઓ કીડીઓને લોટ નાખે છે, ગાયને ઘાસ નંખાવે છે, અને કબુતરોને જાર નાખે છે; ત્યારે એમની ઉદારતા પર આફ્રીન થયા વગર ચાલતું નથી! મનુષ્ય એક કમજાત પ્રાણી છે અને તેમાં યે ગરીબો તો હરામખોર જ હોય છે; એવી માન્યતા શેઠીયાઓની હોય છે. તેથી જ એ ગરીબ હરામીઓ પાસેથી વ્યાજ પડાવીને મુગાં પ્રાણીઓ પર દયા કરે છે!

જાડા કદાચ બેડોળ હોય, એમ તો પાતળા યે સાવ એવા મરકટ હોય છે કે તેમનાં સુક્કાં ટાટ ડાચાં જોવાંયે ગમતાં નથી. છતાં જાડાઓને કેટલાક ડહાપણીયા તરફથી ભેંસની કે ભેંસના ભાઈની ઉપમા અપાય છે, તો શું ભેંસો થોડી ઉદાર છે? તેમનાં પાડાં બિચારાં દૂધ વગર ટળવળે છે અને માણસોને દૂધ ખવરાવી પીવરાવીને તાજા બનાવે છે! અરે, પૂછી જુઓ હોટલવાળા યા મીઠાઇવાળાઓને કે ભેંસની ઉદારતા પર હિંદ જીવી રહ્યું છે કે નહિ? હા, અલબત્ત કેટલાક જાડાઓ:—

'ગજ ગામિની ગજે ચઢીને આવે;
ભલ ભલા ભૂપોનાં ભાન ભુલાવે!'

જેવી ઢબથી ચાલે છે; તેની સામે અમારો સખ્ત પ્રોટેસ્ટ છે. તેઓએ બહાદુરીભર્યાં પેંતરા ભરવા માટે રામલીલાના રાજાઓ પાસેથી તાલીમ લેવી કાં તો લશ્કરમાં જોડાઈ જવું. પણ ત્યાં યે બંદુક ઉચકતાં હાંફ ચઢી જવાનો અને પરસેવો નીકળતાં જાડાઈમાં ખામી આવી જવાનો સંશય લાગતો હોય; તેમને બહુચરાજીની કૉલેજમાં વગર ફીએ દાખલ થવાની છુટ છે!

કેટલાક જાડાઈની હદ વટાવી ગએલા દારૂની પીપ જેવા આસામીઓ જોવામાં આવે છે, ત્યારે ઘણાઓને હસવું આવે છે. સીનેમાના હાસ્ય

નટો તો પાવલી પડાવ્યા પછી આપણને હસાવે છે; ત્યારે આ વગર ફીએ હસાવનાર ઉદારાત્માઓનો આપણે અહેસાન કેમ ન માનવો? મહોલ્લાના મવાલી કુતરાંઓ (મનુષ્યમાં ખાસ બે વર્ગ છે: ગૃહસ્થ અને મવાલી; તેમ કુતરામાં પણ બે વર્ગ છે. પાળેલાં હોય તે ગૃહસ્થ, અને છુટાંછવાયાં ફરતાં, ઘરબાર વગરનાં તે મવાલી કુતરાં ગણાય.) ખાસ કરીને જાડા માણસો તરફ વધારે હેતભાવ રાખે છે (!) એવાં કુતરાંઓ જાડા માણસને ભેટવા આવે છે; ત્યારે તે જાડા માણસની સ્પીડ રેસના ઘોડાઓ કરતાં જરાયે ઓછી હોતી નથી!

ચિંતા નામની એક ડાકણ હિંદમાં ઘેર ઘેર ફરી વળી છે; પણ જાડા માણસો તેને પોતાના આંગણે પણ ફરકવા દેતા નથી! એક ઊંટવૈદ કહે છે કે 'ભાતદાળની સાથે સંતોષનું શાક અને નફ્ફટાઈનું અથાણું આરોગવાથી; ગમે તેવો સરગવાની સીંગ જેવો પાતળો માણસ પણ સુરણની ગાંઠ જેવો જાડો થઈ શકે છે!' હું પણ એક ઘરગથ્થુ નીમ હકીમ હોવાથી તે વૈદરાજના સિદ્ધાંતનું ખંડન કરતાં નવો નુસખો બતાવું છું કે 'એકાદ બે મોટારના જૂના ટાયર તથા એકાદ બે ફૂટબૉલની બારીક ભૂકી કરી કોળાના પાણી સાથે તેને ગળી જવાથી; કોળા જેવા નહિ તો અમદાવાદી તરબૂચ જેવા તો જરૂર થવાય છે!' પણ એ દવા સાથે ખાસ પરેજી પાળવી પડે છે, અને તે એ કે મગજ પર જરાયે ભાર આવવા દેવો નહિ; અથવા કોઈના લીધા હોય તેને પાછા દેવાની ચિંતા ન કરવી! યા તો ડૉ. ભીમજીભાઈ એમ. બી. બી. એસ. ના કીંમતી કૉલ મુજબ 'ઘેર ખાવાને ઝેર ખાવા બરાબર ગણવું!' જેથી જાડા થવામાં જરાયે વાંધો નહિ આવે.

કૉંગ્રેસની લડતમાંયે 'શાંતિ' અને 'ધીરજ' પર ગાંધીજી ખાસ ભાર મૂકે છે. જાડા માણસોમાં પ્રભુએ શાંતિ અને ધીરજ ઠાંસીઠાંસીને ભરેલી હોય છે; માટે મારી તો ગાંધીજીને પણ એ જ નમ્ર વિનંતિ છે કે 'જો સ્વરાજ મેળવવામાં સફળતા મેળવવી હોય

તો ફક્ત જાડા માણસોને જ કાર્ય કર્તા બનાવો, અને તમે પોતે પણ અપવાસ બપવાસનું ધતીંગ પડતું મૂકી જેલમાં જઇને સરકારી ભથ્થું ખૂબ ખાઇખાઇને જાડા થાઓ, અને પછી જુઓ કે સ્વરાજ આપના ખિસ્સામાં પડે છે કે નહિ?' પણ મને તો ચોક્કસ ખાતરી જ છે કે ઓલ્યા જાડા અમલદારો છાપાં જપ્તકરીને આ સંદેશો ગાંધીજીના કાન સુધી પહોંચવા જ નહિ દે ને!

જો કૅાંગ્રેસ નવા બંધારણને ફગાવવાની માથાકૂટને પડતી મૂકી મથુરાજીના લાડુ ચેમ્પીઅન ચોબાઓ, મંદીરના જાડા જાડા મહારાજો અને અલમસ્ત આખલા જેવા સાંઇફકીરો તથા રૂષ્ટપુષ્ટ સાધુબાવાઓને શોધી કાઢી સ્વરાજની વૉલંટીયરકોરના સભ્ય બનાવે અને પછી ખાતરી કરી જુવે 'કે કોણ બેટીનો બાપ સ્વરાજ આપે એમ નથી!' જ્યાં ખભા ઉપર મોટા સાંબેલા જેવા દંડા ધારણ કરીને એ સાંઇ-મૌલાઓ 'અબ ધૂન લગી સ્વરાજ્ય ધૂન લગી!' ની ઘોર ગર્જના કરશે કે સિમલાના શિખરે લાટ સાહેબ લીનલીથગોનાં પોતીયાં ભાર નહિ ઝીલે! કારણ કે એ સાંઇબાવાઓ સત્યાગ્રહ કરીને ગમે તેવા દ્દઢ મનના, અડગ, અને અણનમ કંજુસ, દુકાનદાર પાસેથી પૈસો પડાવે છે; તો પછી સ્વરાજ પડાવવું એમાં તે શી મોટી વાત છે? હું તો કહું છું કે આખી વૉલંટીયરકોરની વાત તો બાજુએ રહી, પણ જો એક જ સાંઢ જેવો બાવો ગાંજાનો દમ લગાવીને પાર્લામેન્ટની સામે જઇને ઉભો રહે, અને ચીપીઓ ખખડાવી 'બોમ બોમ ગીરધારી! અબ સ્વરાજ કરનેકી હમારી બારી! જલ્દી દિખાદો સ્વરાજકી સવારી! નહિ તો સમજલો કે કમબખ્તી હે તુમારી!' તો બસ સમજી લ્યો કે તેજ વખતે ચર્ચીલ ધ્રુજી ઉઠશે અને એમેરીના હોશકોશ ઉડી જશે અને પાર્લામેન્ટની બારીએથી ઇડન સાહેબને સ્વરાજનું પોટલું ફેંકવું પડશે જ! '**મગર વો દિન કહાં કે.....**'

જાડાઓની અદેખાઈ કરીને સુક્કા સરોડા જેવા બની ગએલા એક દુબળા વિદ્વાને લખ્યું છે કેઃ—

'જાડે તુજમેં તીન ગુણ શાંતિ, ધીરજ નવરાસ;
એક બડા અવગુણ હૈ કે સ્વમાન ન આવે પાસ!'

જેને સ્વમાન એટલે અહંભાવ અને અહંભાવ એટલે અહંકાર ન હોય તે તો મહાપુરૂષ ગણાય. માટે એ લખનાર જુઠો છે એમ તો તમે પણ કાન પકડીને કબુલ કરશો જ! અને વળી નવરાશ એ તો અમૂલ્ય વસ્તુ જ ગણાય? કારણ કે આજકાલ તો તમે કોઈ પટાવાળાને પૂછશો તો તે પણ કહેશે કે મને નવરાશ નથી, અને એક ગવર્નરને પૂછશો તો તે પણ કહેશે કે મને નવરાશ નથી, એક કંપોઝીટર કે ટપાલીને પૂછશો તો તે પણ કહેશે કે નવરાશ નથી! મતલબ કે આજે નવરાશ કોઈની પાસે નથી, અને તે તમારી પાસે આવે તો તમારૂં અહોભાગ્ય ગણાય! હું તો એ નવરાશ ઉર્ફે ફુરસદદેવી પર એટલો બધો મોહી પડયો છું કે મારે 'બેકાર' પદ ધારણ કરવું પડયું છે!

કોઈ કહેશે કે 'જાડા બનવાથી લાભને બદલે ઘણું નુકશાન છે:' તો તે કહેનારને જાડા માણસ જેવું વિશાળ દિલ નહિ પણ દિલ રાખવું જોઈએ. જુઓ તેમની દલીલ છે કે કોટમાં વધારે કપડું જાય અને નાહક કાપડીઆ તથા દરજીનું બીલ વધે. અલબત્ત વાત ખરી છે, પણ એ જ જાડો માણસ જો સ્વદેશીની પ્રતિજ્ઞા લે તો દેશના કાપડીઆઓને ફાયદો થાય અને વળી દરજી તો દેશી જ હોય છે એટલે દેશી બંધુઓનું જેમ વધુ કલ્યાણ થાય તેમ વધુ સારૂં! અલબત્ત આ વાત સમજવા માટે જાડી બુદ્ધિની જરૂર છે!

હા, એક વાત ધ્યાનમાં લેવા જોગ છે. જાડા માણસનો જનાઝો કે કરકટી ઉંચકતાં ચાર ખાંધીઓના ખભા દુ:ખી જાય એ દેખીતી વાત છે! પણ જરા વિચારી જુઓ કે દરરોજ એવું એકાદ બારદાન પરલોકને પંથે પડે તો તેના જ્ઞાતિજનો કે સ્નેહીસંબંધીઓને

આડકતરી રીતે કેટલી બધી ફીઝીકલ કલચરની તાલીમ મળે? 'કસરત કરો! કસરત કરો! સ્વરક્ષણ માટે શારીરિક બળ વધારો!' એવી બૂમો પાડનારને હું કહું છું કે બીજી બધી કસરતો પડતી મૂકી મુડદાં ઉઠાવવાના પરોપકારી કાયમાં લાગી જશો તો પૂન્ય સાથે આપો આપ મજબૂત થવાની પણ તાલીમ મળી જશે! જો તમારી જ્ઞાતિમાં રોજ કોઈ એવું ન મરતું હોય તો પરજ્ઞાતિમાં મુડદાં ઉઠાવવા પણ દોડી જાઓ. એમાં બીજો લાભ એ થશે કે પરસ્પર એકબીજી જ્ઞાતિઓ વચ્ચે ઐક્યતા વધતાં મુડદાંની મારફતે સ્વરાજ પ્રાપ્ત થશે!

'એડીટરોને તો બહુ મગજમારીનો ધંધો હોય જેથી જાડા નજ થઈ શકે!' એમ એક અમારા મિત્ર કહે છે. હું તો કહું છું કે જાડા થવાનું ધારે તો જગતનો દરેક માણસ જાડો થઈ શકે! જો એડીટરોને જાડા થવું હોય તો પ્રથમ મિઠાઈની ટોપલીઓ ફ્રી મંગાવી તેના રિવ્યુ પ્રગટ કરે. એટલે ગામપરગામના અને દેશેદેશના કંદોઈઓ રિવ્યુની ખાતર પોતાની ભાતભાતની મીઠાઈઓ મફત મોકલાવશે. પછી આગળ પાછળનો વિચાર કર્યા વગર તે મિઠાઈઓ પરજ એડીટરો કમર કસીને લાગી રહેશે, તો જરૂર જાડા થશે. અને બહુ જાડા ન થવાય તો એ રસ્તે આગળ વધીને પોરબંદરનું તદ્દન ચોકખું ઘી, કે લીલોસુકો મેવો, વલસાડી ગોળ કે દાઢી મુંડવાનો અસ્તરો, છોકરાને રમવાનો ઘુઘરો કે હેઅર ઑઈલની બાટલી એમ જીંદગીની ઉપયોગી ઉપલક વસ્તુઓ પણ રિવ્યુના બ્હાને મંગાવી શકાશે. છતાં પણ જો રોકડ પૈસાની ચિંતા રહે તો એકાદ બે આબરૂદાર ગણાતા આસામીઓની બદનક્ષી કરીને કે કરાવીને પણ પૈસા મેળવી શકાશે! પણ એ અખતરામાં જેલ જવાની બીક રાખશો તે નહિ બને? એડીટરોને માટે પૈસા મેળવવાનો બીજો પણ એક નવો રસ્તો છે. ધારાસભાના કોઈ ગબ્બર ઉમેદવારની આંખો બંધ કરીને તારીફ કર્યા જ કરવી; પછી ભલે તે ચુંટાય કે ન ચુંટાય પણ એડીટરને ઘી કેળાં તો જરૂર થાય! અને ઘી કેળાં જમ્યા પછી જાડા થતાં

વાર લાગતી નથી. આવી રીતે જાડા થતાં વાર લાગે એમ હોય ને કોઈ અધીરા એડીટરથી ધીરજ ન રખાતી હોય; તો પેપર બંધ કરી ગ્રાહકોને નવરાવી નાખવાં અને બૈરીને નામે બીજું પેપર ચાલુ કરાવી દેવું કે પછી આપોઆપ નવા ગ્રાહકો ફસાશે. આવી તો જાડા બનવાની અનેક રીતો છે. મતલબ કે વગર વિચાર્યે આવાં સાહસો કરવાથી અલબત્ત જાડા થઈ શકાય! વિચાર સાથે જાડાઈને વેદના વાળાથી વેર ચાલ્યું આવે છે!

વેપારીઓ તો મોટે ભાગે જાડા હોય છેજ; છતાં કોઈ ખૂણેખોચરે પાતળા રહી ગયા હોય; તો તેમણે પ્રમાણિકતા નામના પતંગને ધર્મનાં પોથાંમાં પડતું મૂકી, ઉધાર માલ મંગાવીને રોકડે જ વેચવાનો નિયમ રાખવો. દિવાળીને શુભ ટાંકણે પાઘડી ફેરવીને નાદારી કોર્ટના ઓટલા પર લાંબી ચોફાળ ઓઢીને નિરાંતે સૂઈ જવું આમ બે ત્રણ વાર કરવાથી જાડા થઈ શકાય ખરૂં!

તલાટી બાપુ તો સુખડી ને પાનસોપારીને બહાને જાડા થઈ શકે ખરા! છુટ્ટું ચરી ખાતા જે જે અમલદારો ફરે છે તેઓ પણ વગર ચોમાસે માતેલા સાંઢ જેવા બને ખરા! લાડુ ખવરાવીએ તો સારો રિમાર્ક કરવાની પ્રેકટીસવાળા ડેપ્યુટીઓ પણ અથાણાંની બરણી જેવા દેખાય છે ખરા! મહેસુલના સાણસાથી જકડાએલા અને શાહુકારોના વ્યાજના ઢગલા નીચે દબાએલા ખેડૂતો તથા ગોખણપટ્ટીથી માથાં દુખાવનારા પંતુજીઓ ભાગ્યે જ જાડા બની શકે છે. સેંકડે એકાદ પંતુજી જાડા હોય છે અને તેમની કરામત નીચે મુજબ હોય છે ખરી!

'અયલા મગનીયા, જા તારા ખેતરેથી તાજો પોંક લઈ આવતો!'

'અયલા ભગલા, કાલે તારી બા વલોવે તો જરૂર પાશેર માખણ દઈ જજે!'

'કેમ રામલા હવે દૂધ દઈ જતો નથી? શું તારી કાકી ના કહે છે? ગાંડીયા, ત્હારી કાકીને કે'જે કે ગુરુને દૂધપાન કરાવવાથી તો પુન થાય!'

'એય! ઓલ્યો રામલો કોળી આવ્યો છે કે? અયલા, ત્યાં ખૂણામાં ભરાયો છે કે? તારા બાપાને કે'જે કે કાલે રવિવાર હોવાથી મહેતાજી ઉંધીયું ખાવા પધારવાના છે. સારી ફક્કડ પાપડી વીણી રાખજે હોં કે?' આ પ્રમાણે વિદ્યાર્થીઓના વાલીઓ પર તાગડધીન્ના કરનારા પંતુજીઓ જાડા થઈ શકે ખરા!

ધર્માદા ફંડના વ્યવસ્થાપકો કે વકફફંડોના ટ્રસ્ટીઓને જાડા થવું હોય તો ...હવે જવાદોને એ વાત! પણ જો તેમનામાં એટલીએ આવડત ન હોય તો ટ્રસ્ટી શી રીતે બને? ચાલુ જમાનામાં લીડર, મુનવર, પૂજારી, અને ટ્રસ્ટી એ ભાગ્યશાળીના ધંધા ગણાય છે (!) ભણીભણીને બેવડ વળી ગયા પછી પણ નોકરી ન મળવાથી અધમૂવા થએલા યુવકોને જાડા થવું હોય તો દલાલનો ધંધો કરે! આપણા સમાજમાં વૃદ્ધાવસ્થામાંયે જુવાનીનો લ્હાવો લેવાના ઉમેદવારોનો પણ તોટો હોતો નથી તો? એ મૂર્ખાનંદોને કાઠિયાવાડ તરફની કોઈ રઝળતી રાજકુમારીઓ (!) વળગાડી દેવાથી પણ જાડા થવાનો ચાન્સ મળી જાય છે!

જાડા બનવાના ઉપરોક્ત ઈલાજો જોખમભરેલા છે, જેથી તમારે સસ્તામાં અને સહેલાઈથી જાડા બનવું હોય તો ખૂબ હસો અને હસાવો. જુઓ અમારા મિત્ર રા. મસ્તફકીર પણ ખૂબ હસી હસાવીને કેવા જાડા થયા છે? આય તમારો સેવક પણ કોઈક વેળા થોડું ઘણું હસી હસાવીને શકે છે, જેથી કંઈક જાડો થયો છે.

# આનું નામ તે સાને વાર્તા?

"આજે તો હું વાર્તા લખું છું."

"પણ તેમાં શી ધાડ મારી? આજકાલ તો એક–બે ચોપડાં ભણેલાં પણ વાર્તાઓ લખે છે!"

"પણ હું તો મૌલિક યાને ઓરીજીનલ સ્ટોરી લખવાનો છું!"

"તો તેમાં થઈ શું ગયું? ઓરીજીનલ સ્ટોરી લખવી એમાં તે શું વાઘ મારવાનો છે? આજકાલ આપણે ત્યાં મૌલિક લખનારાઓનો ક્યાં દુકાળ છે? અને કદાચ દુકાળ હોય તોય અનુવાદિતને મૌલિકમાં ખપાવનાર ને કોણ તોપે ચઢાવે એમ છે? માટે નિરાંતે જીવવું હોય તો જુની છત્રીઓને સાંધવાના તારા પુરાણા ઉદ્યોગને હાથ કર અથવા તો "ધાસ્લેટરી" ફેરી ફરી બેકારીને દૂર કરવાનો ઈલાજ કર! પણ તેમાં જો તારા પોઝીશનમાં પંચર પડતું હોય તો આ મકાઈ ભુટ્ટાની મોસમ હોઈ મકાઈ ભુટ્ટા શેકીને વેચે તોય બસ છે!" આમ મારો એક તદ્દન અરસિક બલ્કે જંગલી મિત્ર છે કે જે જગતમાં સાહિત્ય કરતાં રોટલાને જ પ્રથમ સ્થાન આપતો હતો; તે મને મુરબ્બી બની ઠપકો આપતાં બોલ્યો.

"ભાઈ સાહેબ સાહિત્ય કંઈ ઔર વસ્તુ છે, અને મૌલિક વાર્તા તો તેનો આત્મા છે! આવી અલૌકિક વસ્તુને તમારા જેવા દા'ડે ડોબાં ન પારખે ને રાતે હીરા પારખે એવા આસામી તે શું સમજે?"

"પણ તમારા જેવાં બેપગાં વેદીયાં ઢોરોને કોણ સમજાવે કે પેટમાં રોટલો ન પડ્યો હોય; ત્યાં સુધી ભેજું પણ ભમી જાય અને કલમ પણ કંપી જાય! પેટ આગળ બધુંએ હેઠ છે!"

"આવી ભૂખડી બારસ વાર્તાલાપથી તો પ્રેરણા પણ મરી જાય! આદર્શ ઉંચો રાખવા માટે ભૂખ્યા રહેવાની જરૂર છે; કારણ કે ભૂખ્યા રહેવાથી આધ્યાત્મશકિત ખીલે છે, અને આધ્યાત્મશકિત ખીલવાથી પ્રેરણા, બેરણા બધુંએ આપોઆપ આવી જાય છે! મહાન સાક્ષરોના દેખાવ દુકાળીઆ જેવા લાગે છે એનું કારણ પણ એજ છે અને જો એ વાતની ખાતરી કરવી હોય તો 'હરિજન બંધુ'માં ગાંધીજીને સવાલ પુછાવી જો?"

"હવે જવાદેને? નાહક ટપાલ ખાતાને એક આનો આવી નજીવી વાતમાં શા માટે ખટવવો? એક આનામાં તો બાદશાહી ચાહનો એક સ્ટ્રોંગ કપ આવી શકે! અને વળી જો કદાચ કાળજું કરીને એકાદ આનો નાખી પણ દઈએ તોય કંઈ સંતોષકારક જવાબ થોડો મળવાનો છે? ગાંધીજી તો રાબેતા મુજબ દંદમ્ તૃતિયમ્ જવાબ આપશે! દુઃખે પેટને ફૂટે દાતી એ તો એમનો હંમેશનો નિયમ છે!"

"તો બસ હવે એકદમ ચૂપ રહે! સાવધાન! હું આગળ કલમ ચલાવું છું!"

"પણ તારી વાર્તામાં શું ખિસ્સા કાતરૂઓ આવવાના છે કે પ્રથમથી સાવધાન થવાનું કહે છે?"

"નાજી, મારામારીની ફિલ્મમાં પીટ કલાસનું ઓડીયન્સ જેટલું ચિક્કાર હોય છે, તેટલો ચિક્કાર શૃંગાર રસ મારી વાર્તામાં મૂખ્ય હશે. આ કંઈ ડિટેકટિવ વાર્તા નથી કે તેમાં ખિસ્સા કાતરૂઓનાં પાત્ર રજુ કરૂં?"

"શ્રૃંગાર રસની સાથે સાથે થોડોક બિભત્સ રસ પણ હશે જ ને? કારણ કે એ બે તો પાડોશીઓ છે!"

"નાજી! ફિલ્મ સારી હોય જેથી ટીકીટ ન મળવાથી કેટલાક પ્રેક્ષકો ખાટું મોઢું કરીને પાછા ફરે છે, તેમ બિભત્સ રસને મારી વાર્તામાંથી પાછો કાઢીશ?"

"ને વીર રસ?"

"એ રસતો આજકાલ પતરાંની તલવારવાળા સિક નાટી સ્ટેજ એકટરોના મોઢામા, તથા હીટલર–મુસોલીની જેવાના ડાંચાઓમાં ફસાએલો હોવાથી તેનું તો નામજ નહિં લઉંને?"

"ત્યારે હાસ્યરસ?"

"અલબત્ત એ રસ લીંબુ જેવો હોઇ દરેકમાં ભળી શકે એમ છે; છતાં એ રસનો દુરૂપયોગ થતો હોઈ હું મારી વાર્તામાં જરૂર એનો સદુપયોગ કરી બતાવું પણ એને માટે હાસ્ય વાતાવરણ પેદા કરવું જોઇએ ને? જુવોને તમારા જેવા રડતી સુરતને જોઈ હાસ્યરસ કયાંથી પેદા થાય? આજુબાજુ ગંભીર તોબરા જેવાં ડાચાં જ વસ્તાં હોય ત્યાં હાસ્યનું સ્વપ્નું પણ કયાંથી આવે?"

"ત્યારે કરૂણ રસ?"

"વળી કરૂણરસ લખાવીને તેં શું ધાર્યું છે? અત્યારે તો ૩૫ કરોડ હિંદીઓ સ્વરાજ માટે તો ઠીક પણ રોટલા માટે એ રડી રહ્યા છે, ને વળી કરૂણરસ લખી તેમને વધુ રડાવવાથી શું ફાયદો? હા–આ! થોડોક 'છાળ્યાં રસ!' જરૂર લખીશ કે જેથી દિલનો ઉભરો ખાલી થાય!"

"લે ચાલ ત્યારે માથા કરતાં પાઘડું મોટું કરવા કરતાં ઘસડવા જ માંડને !"

"ચાલો ત્યારે લખવા માંડું છું. જો કે વાર્તા એક સ્ક્રીન વાર્તા તરીકે રજુ કરૂં છું પણ મને તો ખાત્રી જ છે કે કોઈપણ ફિલ્મ કંપની એને ખરીદે એમ તો નથી જ !"

"ત્યારે શું ઝખ મારવા લખે છે ?"

"એ લોકોને રસ્તો દેખાડવા કે જુવો દીકરાઓ ! આવી રીતે સ્ક્રીન સ્ટોરી લખાય છે ? બસ, હવે વાર્તા શરૂ થાય છે સાયલન્સ પ્લીઝ ! લાઇન કલીઅર !"

"આ તે વાર્તા શરૂ થાય છે કે ત્રેન આવે છે ! લાઈન કલીઅર કરે છે તો તું તે લેખક છે કે પોર્ટર ?"

"વચ્ચે ડાપું ના માર. વાર્તા શરૂ કરૂં છું !"

"પણ શરૂ કરને તને કયો ભા ના પાડે છે ?"

"કોણ તે તું ! વાતો કરી કરીને મારા વિચારો ઉરાડી મૂકે છે ને ?"

"પણ તારા વિચારો જ કાલુમિયાંના કનકવાની કાગી ઉડયા કરતા હોય તેને હું તે શું કરૂં ? જણનારીમાં જોર નહિ ને સુયાણીનો વાંક કાઢે છે ! ભાઈ સા'બના ભેજામાંજ ભુસું ભર્યું છે ને બીજાનો વાંક કાઢે છે !"

"લે હવે મુંગો મર ને સીગરેટ પી. હું કલમ ચલાવું છું !"

## વાર્તાનો આરંભ

"સુંદરી! મેં ત્હારા રૂપસૌંદર્યની ઘણી તારીફ સાંભળી છે. ખરેખર તું ચંદ્રનો ટુકડો જાણે પૃથ્વીપર મહેમાન બનીને પધાર્યો છે!" રાજાનો કુંવર કે જે યુવાન થયો હતો અને તેને લગ્નની ભૂખ લાગી હતી, જેથી શિકારને બ્હાને જંગલમાં ન જતાં ગામના તળાવ, ઓવારે ભટકતો હતો. આમ ભટકતાં અચાનક મંદીરેથી આવતી પ્રધાન પુત્રીપર તેની નજર ઠરતાં તેની આગળ જઈને છાતીપર હાથ મૂકીને આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા હતા.

"પણ રાજકુમાર! તમારા હબશી જેવા હોઠ અને નળીયાં જેવા નાકથી હું બેન્નર છું તેનું કેમ? આપના મોઢાથી મારી તારીફના શબ્દો સાંભળીને મને કંટાળા સિવાય બીજું કશું લાગતું નથી! હું તમને ચંદ્રના ટુકડા જેવી દેખાઉં છું; પણ આપ પોતે મને રાહુના ટુકડા જેવા લાગો છો!" પ્રધાન પુત્રીએ ગરમાગરમ જવાબ આપ્યો.

"રૂપસુંદરી! આ અપમાન બલ્કે ભયંકર અપમાન થાય છે; છતાં હું પ્રેમની ખાતર તારા તમતમતાં ભજીયાં જેવા તીખા શબ્દોને રસગુલ્લાં સમજીને ગળી જાઉં છું! ચંદ્રમુખી ચપળા! તારી ગાળો પણ પીક—મી—અપની ગરજ સારે છે!"

"પણ તમારા શબ્દો તો દેશી કરીયાતાં જેવા કડવા લાગે છે, માટે હવે મને વધુ છેડયા વગર સીધા બાયરોડ રાજમહેલમાં જ સિધાવી જાઓ તો સારૂં, નહિતર ......!"

"નહિતર તુ શું કરવાની હતી?"

"હું શું કરી શકું? હું તો અબળા છું!"

"ત્યારે આટલું બધું જર્મન રેડીયાની માફક બોલ બોલ શા માટે કરે છે?"

"તમેજ મને આટલુંએ બોલવાની ફરજ પાડી છે!"

"તમારી ખૂબસુરતીની તારીફ કરી એ મારો ગુનો છે?"

"ત્યારે તમારી બદસુરતીની વાત કરી એ મારી કસુર છે?"

"તારા મૂખ કમળમાંથી આવા કાંકરા ખરશે એની મને આશા નો'તી? ગંગા ગટરનું રૂપ ધારણ કરશે એની મને સ્વપ્ને પણ ખબર નો'તી?"

"તો કાગડો પતાસા તરફ દ્રષ્ટિપાત કરશે એવી મને પણ આશા નો'તી?"

"હવે તો હદ થાય છે!"

"બલ્કે હદ વટી જાય છે!"

"હું પાટવી કુંવર છું!"

"હા, તે હું જાણું છું!"

"હું શું કરીશ તે ખબર છે?"

"હા! તમારા પિતાની આગળ બહુ બહુ તો મારી ચાડી ખશો! બીજું શું કરશો?"

"પણ તેનું પરિણામ કેવું ભયંકર આવશે તેની ખબર છે?"

"તે પરિણામ ગમે તેટલું ભયંકર હશે; પણ એક ઇટાલીયન સુંદરીને એબીસીનીયાના હબ્શી જોડે પરણાવવા જેટલું ભયંકર તો નહિજ હોય ?"

"હવે એક શબ્દ પણ વધુ બોલશો તો મારો મગજ હાથથી જશે ?"

"તો સારૂં ! મૅડહાઉસમાં એક બારદાનની વધુ ભરતી થશે !"

"એમ છે તો લે...એ, આ તારા બેવકુફી ભરેલા શબ્દોની ભેટ !" આમ કહી રાજકુમાર ખિસ્સામાંથી ખંજર કાઢીને પ્રધાન પુત્રી તરફ મારવા ધસે છે, સામેથી આવતો એક ચુડીદાર ચોરણાવાળો ચશ્માધારી યુવક તેને તેમ કરતાં રોકે છે.

[ ટેબ્લો નંબર ૧ ]

"અરે ! ભાઈ આ પેન્સીલ વડે શું કરો છો ?" પેલો યુવક બોલ્યો.

"આ નફ્ટ નારીનું ખૂન !" રાજકુમારે તેને જવાબ આપ્યો.

"પણ પેન્સીલથી ?"

"પેન્સીલ કયાં છે ? ખંજર છે ખંજર !"

"ના, પેન્સીલ છે પેન્સીલ ! તમને કદાચ ગુસ્સાના આ વેશમાં એ ખંજર દેખાતું હશે ?"

"નહિ તમને ચૌદ નંબરના ચશ્મા હોવાથી ખંજરને પેન્સીલ દેખી રહ્યા હશો ?"

" અરે ! પણ એતો પેન્સીલ છે ! " અંતે પેલા ચશ્માધારી યુવકે રાજકુંવરના હાથમાંથી પેન્સીલ છીનવીને તેની આંખો સામે ધરી ત્યારે સમજાયું.

" હાં...આં યાર ! એતો ઈંગ્લીશના ટીચર ટ્યુશન આપવા પધાર્યા હતા; તેમની પાસેથી શિકારનું બ્હાનું બતાવીને ચાલ્યો આવ્યો તેથી ખિસ્સામાં ખંજરને બદલે પેન્સીલ રહી ગઇ હતી; પણ આપ કોણ છો ? "

" હું પ્રિન્સ ઑફ ખરજવા છું ! "

" હે...એં ! શું ખરજવું ? એતો રોગનું નામ છે ? "

" અમારી સ્ટેટનું નામ પણ ખરજવા છે ! "

" અહીં કેમ પધારવું થયું ? "

" મેટ્રીકની પરીક્ષા આપવા. "

" તમે રાજાના કુંવર થઇને મેટ્રીકની પરીક્ષા આપો છો ? આપણને રાજકુંવરોને વળી પરીક્ષા બરીક્ષાનાં લફરા શાં ? આપણે ક્યાં કારકુનગીરી કરવી છે ? આ જરા વાંકુંચુંકું અંગ્રેજી બોલતાં આવડી ગયું કે બસ ! "

" તો શું આપ પણ રાજકુંમાર છો ? "

" હાજી ! "

" કઇ સ્ટેટના ? "

" આ લકવા રાજ્યના ! "

" હું...અં ! ત્યારે તો અમારા ખરજવા કરતાં તમારો લકવો ચઢે ! કારણ કે લકવાનો રોગ તો સૌથી ભયંકર હોય છે ? "

"હવે તો આપણે રાજકુમારો તરીકે એક બીજાને મળવું જોઇએ." બંને શેકહેંડ કરે છે.

"હા...આ, પણ આપ શ્રીમતિ કોણ છો? આ પ્રિન્સ સાહેબ તમારી ઉપર કાં ગુસ્સે થયા હતા?" પ્રિન્સ ઑફ ખરજવા યુવતી તરફ ફરીને બોલ્યા.

"હું અહીંના પ્રધાન હુમલસીંગની પુત્રી છું. બસ એ સિવાય કંઇ વધુ ખુલાસો કરી શકું એમ નથી."

"તો લ્યોને બાકીનો ખુલાસો હુંજ કરી દઉં! એ અમારા પ્રધાનની પુત્રી હોવા છતાં મ્હારા પ્રેમની અવગણના કરતી હતી તેથી ઉશ્કેરાઇને હું તેનું ખુન કરવા તૈયાર થયો હતો!"

"પણ પ્રેમતે કંઈ પરાણે થતો હશે?" પ્રીન્સ ઑફ ખરજવા.

"ત્યારે?" પ્રીન્સ ઑફ લકવાએ પ્રશ્ન કર્યો.

"પ્રેમ તો અલૌકિક વસ્તુ છે!"

"પણ તે શા રીતે મેળવાય?"

"કુદરતી રીતેજ મળે. આમ બળજબરીથી નહિ!"

"પણ શું કુદરતી રીતે ન મળે તો ફરજીયાત અખંડ બ્રહ્મચારી રહેવું?

"હા...આ!"

"શું હા...આ?"

"તમે તે રાજાના પ્રીન્સ થયા છતાં સાવ પાવૈયા જેવી વાતો શું કરો છો?"

" તારા દીદાર જ પાવૈયા જેવા છે ને ! "

" તારો બાપ પાવૈયો ! "

" તારો દાદો પાવૈયો ! "

" બંને પ્રીન્સ ગુસ્સાના આવેશમાં હથિયારો ઉગામી સામસામે આંખો ફાડીને જુવે છે. એક પાસે ફાઉન્ટન પેન તો બીજા પાસે પેન્સીલ હતી ! કોઈનું ખૂન થવાને બદલે શાહીની કાપડાં ન ખરડાય એ હેતુથી પ્રધાન પુત્રીએ એ બંનેને રોકયા.

[ ટેબ્લો નંબર-૨ ]

" ખબરદાર ! વીર રજપૂત યુવકો, તમે આવી રીતે લડવાને સરજાયા નથી તમારે લડવું જ હોય તો બંદૂકથી લડો, તલવારથી લડો, ખંજરથી લડો, અને જો તે પણ ન મળે તો છેવટે પેન્સીલ છોલવાના ચપ્પુથી લડો. પણ લડો તો ખરેખરી ઓરીજીનલ લડાઈ લડો, મૌલિક લડાઈ લડો, કુદરતી લડાઈ લડો આવી બનાવટી તકલાદી નહિ ! " પ્રધાનપુત્રી બોલી.

" સુંદરી આ સેવક તો તમારા હસ્તસ્પર્શથી જ રીફ્રેજરેટરમાં મૂકેલા ડ્યુકના થંડા સોડા જેવો થઈ ગયો છે ! પણ તમેજ ઈન્સાફ ચુકાવોને કે મારા ગામમાં આવી મારી સામે થાય એ કેમ પાલવે ? હમારે ઘરમેં ઔર હમસે હી ક્યું ? " પ્રીન્સ ઑફ લકવાએ હસતા વદને ખુલાસો કર્યો.

" પણ ભાઈ સાહેબ, હુંએ તમારી જેમ સો એ સો ટચનો તકલાદી રજપૂત નથી ? તમે પ્રથમ મારૂં અપમાન કર્યું. હું રજપૂત છું, આજકાલના કલુંના બીજું માસાહેબો જેવો નામનો રજપૂત નથી !

આજે આ શ્રીમતિ ન હોત તો જરૂર જોવા જેવું થાય!" પ્રીન્સ ઑફ ખરજવા બોલ્યા,

"જોવા જેવું શું મદારીનો તમાશો થાત?" પ્રીન્સ લકવાએ પૂછ્યું,

"પાંચ–પચ્ચીસ શાહીના ડાઘા લુગડાં પર પડત કે પેન્સીલના આઠ દસ ઉઝરડા પડત બીજું શું થાત? ચાલો, પણ હવે મળી જાઓ તો સારૂં? બેની લડાઇમાં ત્રીજું કોઈ ફાવી ન જાય?" પ્રધાન પુત્રીએ કહ્યું.

"આપનો હુકમ છે, તો અમારી ક્યાં ના છે?" પ્રીન્સ ઑફ લકવા કુર્નિસ બજાવીને બોલ્યા, અને બંને પ્રીન્સોએ ફરીથી હસ્ત મેળાપ કર્યો.

"શ્રીમતી, આપનું કહેવું તો મેં માન્ય રાખ્યું, પણ મારૂં કહેવું તો સાંભળો?" પ્રીન્સ ઑફ લકવાએ પાછો લવારો આરંભ્યો.

"શ્રીમતી મારી અરજ પણ સાંભળો?" પ્રીન્સ ખરજવા ઉચ્ચાર્યા.

"બોલો શું છે? શું ચાહો છો? આમ માગણીયાતની પેઠે શું માગો છો?" એક મહારાણીની ઢબે પ્રધાનપુત્રી બોલી.

"પ્રેમ! બસ પ્રેમ, પ્રેમ, ને પ્રેમ!" બંને પ્રીન્સ સાથે બોલી ઉઠ્યા અને છાતી પર હાથ મૂકી સાથે ગાયન લલકારવા લાગ્યા કે:—

**"તુમ્હીને હમકો પ્રેમ સીખાયા;**
**સોયે હુવે હિરદેકો જગાયા!"**

એમનું ગાયન પુરું થતાં જ પ્રધાન પુત્રીએ પણ નાટકી ગાયનમાં રોકડું પરખાવી દીધું કે :—

**"નથી પ્રેમમાં સાર ખરે ! એ નવરાના ધંધા !"**

"એ પ્રેમમાં સાર હોય કે ન હોય ? એમ તો બુદ્ધદેવ કહી ગયો છે કે **"સાર આ સંસારમાં ન જોયો"** અર્થાત આ સંસારમાંજ કંઈ સાર નથી તો પ્રેમમાં તે શાનો સાર હોય ? છતાં પ્રેમની અરજી આપ સરકારની હજુરમાં રજુ કરી છે !" પ્રીન્સ ઑફ લકવા બોલ્યા.

"અને તમારી અરજી ફાઇલે થવાની આશા હોવાથીજ મેં પણ સનમ સરનારને ચરણે ઉમેદવારી જાહેર કરી દીધી છે !" પ્રીન્સ ઑફ ખરજવા ઉવાચ.

"પણ આપ બંને રાજકુંવરો શા માટે લડી મરો છો ? કઈ ખૂબસુરતી પર તમે ઉમેદવારી જાહેર કરો છો ? એકનું નળીયા જેવું નાક ને હબશી જેવા હોટ; તો બીજાનું ઉરાંગ ઉટાંગ જેવું ડાચું અને સસલા જેવા કાન છે ! જેથી હું દિલગીરી સાથે આપ બંને શ્રીમાનોને પ્રેમને માટે અનફીટ જાહેર કરું છું !" શ્રીમતી છેલ્લે પાટલે બેઠાં.

"શ્રીમતી, પ્રેમમાં કંઈ બળાત્કાર ન સંભવે. એ હુંય જાણું છું અને અવિનયની ક્ષમા યાચતાં જણાવું છું કે આપ શ્રીમતી પણ આપના સુવદનનાં દર્શન દર્પણમાં કરશો તો આપ શ્રીમતીને પણ રોશન થશે કે આપના દાંત મુબારક પણ હોટની હદ કુદાવીને આગળ વધી ગયા છે ! યાને આપ દાંતરાં છો એવું કહીને આપનું નાજુક દિલ હું દુઃખવવા ચાહતો નથી !" પ્રીન્સ ઑફ ખરજવાએ ખુલાસો કર્યો, એટલે યુવતી રહેજ ઝંખવાણી પડી.

અંતે બંને રાજકુવરોની પ્રેમમાં હરિફાઈ ચાલી, પ્રેમ રોડ પર બંને ટટ્ટુઓની રેસ જામી! એકે ટટ્ટુ પાછું પડે એમ ન હતું; જેથી અંતે બંનેને થકવવા બુદ્ધિની કસોટી કરવાનો નિરધાર કર્યો. ક્રોસવર્ડ પઝલ તૈયાર કર્યું; તેનો ખરો જવાબ આપનારને પ્રેમ અર્પણ કરવાનું નક્કી થયું; બંને રાજકુમારોએ અક્કલને સરાણે ચઢાવવા માંડી. ત્રણ ત્રણ દિવસ સુધી માથાઝીક કરી કરીને ભેજાંનું દહીં કરી નાખ્યું; પણ પઝલનો ઉકેલ ન થયો તે નજ થયો! મતલબ કે બંને રાજકુમારોનાં પ્રેમમાં ને પ્રેમમાં કાતરીયાં ગૅપ થયાં પણ તે સંપાદન ન થયો તે નજ થયો!

એટલામાં બેચાર સીગરેટોના ધૂમાડા કરીને પેલા અમારા અક્કલમંદ મિત્ર બોલ્યા. "બસ હવે કાલે લખજે! જરા લખેલું વાંચતો ખરો?" મેં વાર્તા પુરી અદા સાથે માણભટની જેમ મોટા સાદે અને એકટીંગ સહિત વાંચી બતાવી; પણ તેણે તો વલ્લભભાઈ ફેશનનું કરીયાતાસાઈ મોઢું કરીને ફરમાવ્યું. "આને તેં સીને સ્ટોરી લખી છે કે બાળવાર્તા લખી છે?" તો મેં તેને ઠંડે કલેજે કહ્યું કેઃ–

"શું સમજે ખાખર ખિસકોલી સાકરના રસને ઘેલી?"

"પણ કંઈ ભાષા શણગાર હોય, શબ્દોના સાથીયા હોય; ખેંચાણકારક વસ્તુ હોય, આકર્ષક પ્લોટ હોય, આ શું? જે આવ્યું તે ભચડી માર્યું! તારા જેવા ભેજાંમાં ભુસું રાખનારા આસામીઓ સીનેસ્ટોરીઓ લખશે; ત્યારે અસલ સ્ટોરી રાઈટરોને તો પાંજરાપોળમાંજ જવાનો વારો આવેને?" તેણે પોતાની બધી આવડત ઠાલવી દીધી. એટલે પાછો મારો વારો આવ્યો!

"કાકા વાલ પાપડી! સાહિત્યની બાબતમાં તું શું સમજે? જાફરાનની કદર ગર્ધવ શું જાણે? આજકાલના પીંછાં ખોસેલા સ્ટોરી રાઈટરો જોર જુલમથી ખેંચતાણ કરીને જે પ્લોટ લાવે છે

તે પ્લોટ ન કહેવાય, પણ આવો કુદરતી પ્લોટ હોય, સીધો ને સાદો પ્લોટ હોય તેજ ખરો પ્લોટ કહેવાય ! અને ચુંટી ચુંટીને કાઢેલા ભારે ભારે પત્થરા જેવા જબાનીની ઝડી વરસાવનારા શબ્દો તો નાટકની રંગભૂમિ પર શોભે. આવી સીને સ્ટોરીમાં તો સરળ શબ્દોજ હોવા જોઇએ અને તેનું જ નામ ઓરીજીનાલીટી કહેવાય ! કરાંજી કરાંજીને બોલવાના શબ્દો વાપરવા એ ઓરીજીનાલીટીનું ખૂન કરવા બરાબર છે !

મારા ખુલાસાથી તે જક્કી મિત્ર ટાઢો પડતાં બોલ્યો.

' એ તારી ઓરીજીનાલીટીને ચૂલામાં નાખ, અને એ તો બતાવ કે મંદીરના સરીયામ રસ્તા પર પ્રધાન પુત્રી અને તેના બંને પ્રેમીઓ વચ્ચે આટલી બધી ટગ ઑફ વૉર થઇ છતાં, ત્યાં કોઇ આવ્યુ જ નહિં ? એ મેઈન રોડ પર તો રોજ હજારો માણસોની આવજા થાય છે ! ”

“ એ ખરૂં પણ ફીલ્મ ઉતારતી વખતે તો પોલિસ સાથે મળીને ફીલ્મ ડાયરેકટરો એવો બંદોબસ્ત કરે છે કે જાહેર જનતા તે રસ્તા પર ફરી હરી શકતીજ નથી ! ”

' એ તો ખરૂં પણ બીજી ફીલ્મ સ્ટોરીઓમાં તો નાયક નાયિકા યાને હીરો–હીરોઇનથી માંડીને છેક સાધારણ દાસ દાસી સુધીનાં પાત્રો પણ ગોરાં ગોરાં અને રૂપાળાં રજુ થાય છે, ત્યારે તારી ફીલ્મમાં તો ત્રણેય મૂખ્ય પાત્રો એક બીજાથી વધુ કદરૂપાં બતાવવામાં આવ્યાં છે ?”

“ યસ ! યસ ! એમાં જ નવિનતા છે ને ! ”

“પણ પ્રધાનપુત્રી સાથે રાબેતા મુજબ તેની સખીઓ કેમ નથી ?”

“ આ વાર્તા કંઇ અઢારમી સદીના અંધાર યુગની વાત નથી ? આતો ચાલુ વીસમીસદીના જમાનાની વાત છે ! આજની યુવતીઓ,

અંગ્રેજી આચાર વિચારમાં ઉછરેલી યુવતીઓ, ઘેટાંના ટોળાંમાં ભરવાડ ઉભો રહ્યો હોય; તેમ સખાઓના ટોળામાં ઉભાં રહેવાનું પસંદ કરતી જ નથીને? આજે તો એકલાં અને અટુલાં રહેનારને જ ઉચ્ચ વિચારનાં ગણવામાં આવે છે! બીજો હેતુ એ છે કે કોઈ ખડખડ પાંચમ ફીલ્મ કંપની હોય; જેની પાસે માંડ માંડ ૪-૫ એક્ટર એક્ટ્રેસો હોય; તે આવી ફીલ્મ સુગમતાથી ઉતારી શકે? કારણ કે સખીઓનીજ જરૂર ન હોય તો પછી આઠ બાર આનાની ભાડુતી સ્ત્રીઓ વાપરવાની તકલીફજ ન લેવી પડેને?"

"પણ હથિઆરને બદલે પેન્સીલ?"

"એમાં પણ નવિનતા જ છે. અને વળી સાથે સાથે હથિઆર-બંધીના કાયદા ઉપર માર્મિક કટાક્ષ પણ છે!"

"વાહ, ઘણો સારો મુદ્દો છે. પણ એના કરતાંએ સ્વસ્તે દાઢી મૂંડતાં મૂંડતાં જ એ બંને રાજકુમારો અસ્તરાથી લડતા હોય એમ બતાવ્યું હોત તો?"

"તો એ રાજકુમારો નહિ પણ હજામ જેવા લાગત! અને વળી હાથે હજામત કરનારાઓ, અસ્તરા નહિ પણ સેફટીરેઝર વાપરે છેને?"

"ચાલો એતો ઠીક પણ એનું છેવટ શી રીતે આણ્યું છે?"

"એ પઝલનો ઉકેલ બંને રાજપુત્રો કરી શકશે નહિ. કારણકે બંને બુદ્ધિના બળીઆ છે! ઉકેલ નહિ થાય એટલે પ્રીન્સ ઑફ લકવા બીજી રીતે ફાંફાં મારવાનો પ્રયત્ન કરશે. પોતાના પ્રાઇવેટ ટીચર મી. લાધારામ પંડયા પાસે પઝલનો ઉકેલ કરાવશે; પણ સી. આઈ. ડી. મારફત પ્રીન્સ ઑફ ખરજવા આ વાત જાણી જશે; જેથી પ્રધાન પુત્રી મીસ ખુજલીબાઈ બંનેને નાળિએર પકડાવશે. ખરી રીતે જોતાં તો પઝલનો ઉકેલ કરનાર લાધારામ પંડયા સાથે મીસ ખુજ-

લીબાઈએ લગ્ન કરવું જોઈએ; પણ પંડ્યા તો વનમાં પેઠા હતા, અને મીસ ખુજલીબાઇ વીસમીસદીનાં વિચારો ધરાવતાં હોવાથી વૃદ્ધ સાથે લગ્ન કરવાનું કેમ પસંદ કરે? પરિણામે ખુજલીબાઇ આ જીવન કૌમારવ્રત સેવવાનો નિરાધાર કરશે. જેથી પ્રીન્સ ઑફ લકવા, તથા પ્રીન્સ ઑફ ખરજવાને ફરજીઆત બ્રહ્મચારી રહેવું પડશે."

"આતે કંઈ સ્કીન વાર્તા કહેવાય? છેવટે તો જેતે એક સાથે ખુજલીબાઈનાં લગ્ન કરી નાખવાં હતાં ને? ડોસો કુંવારો રહે કંઈ ડોસી કુંવારી રહી જાણી છે?"

"એ જુની ચાલે ચાલવામાં નવિનતા શાની? મેં તો કુમારવ્રતના કોડ સેવતી વીસમીસદીની યુવતીઓને આડકતરી રીતે ટેકો આપ્યો છે. કારણ કે આજકાલ તો લગ્ન કરવામાં પણ સાર નથીને! તું જાણે જ છેને કે લગ્ન થયા ને પુરાં પંદર વરસ પણ થયાં નથી, એટલામાં તો અગીયાર બારદાન મારા ઘેર ગોઠવાયાં છે?"

"ત્યારે એમજ કહેને કે તારા ઘરમાં આખી એમ. સી. સી. ની ટીમ ગોઠવાઇ છે? ત્યારે ભાઈલા બથકંટ્રોલ યાને સંતતિ નિયમનમાંજ કૂદી પડને!"

"લેને આજથી જ કૂદી પડું છું પણ આ અગીયારને તો સંભાળવાં રહ્યાંને?"

"હાસ્તો! પણ ચાલ હવે આ બેંજન દુઃખજુને પડતું મૂકી ગોકળઆઠમના મેળામાં જઈએ?"

ગુડઝટ્રેનમાં એન્જીનની પાછળ અનેક ડબા સંકળાય છે, તેમ મારી પાછળ આઠ વેગન જોડાયાં અને અમારી ગુડઝટ્રેન ચિરૂટના ધૂમાડા ઉરાડતી ગોકળઆઠમના મેળા તરફ હંકારાઈ ગઈ! ત્રણ ડબા ચોટા હોવાથી ઘરની સાઇડીંગમાંજ પડી રહ્યા હતા!

# સુધરેલા સંસારમાં ડોકીયું

## પ્રેમનું કનેકશન!

"લિબાસો ઇત્તેહાદો દીંવ ગયરત એક હુકમે મેં;
નઈ તેહઝીબકા યેહ પેટ હય યારબ કે મટકા હય?"

(પહેરવેશ, સંપ, ધર્મ અને શર્મ એકજ કોળીયામાં હજમ કરી ગયું; એ તે નવિન ફેશનની સભ્યતાનું પેટ છે કે માટલું છે?)

જેમ પ્લેગ, કૉલેરા, કૉગળીઉં, એન્ફલુએન્ઝા, શીતળા અને ખસ એ ચેપી રોગ છે, તેમ ફેશન પણ એક ચેપી રોગ છે. એ રોગ બ્રાહ્મણ, વાણીઆ, ક્ષત્રિય મુસલમાન, પારસી, ખ્રીસ્તી, ઢેડ, ભંગી, વાઘરી, દુબળા, કોળી, ઈત્યાદિ દરેક કોમમાં ઓછા વધતા પ્રમાણમાં લાગુ પડ્યો છે. અર્ધી સદી જેટલા કાળમાં એ બીમારી કાશ્મીરથી લંકા અને કરાચીથી રંગુન સુધી પહોંચી વળી છે. થોડાજ દિવસ પર એક બુટની શોપમાં મારે જવાનું થયું ત્યાં એક દુબળો આવીને "પ્યારો ફેશનદાર, અપટુડેટ, સ્પેશીયલ બુથ કાઢી લાખ" એવી માગણી કરવા લાગ્યો. લ્યો હવે કંઈ બાકી રહ્યું? ગોરા લોકોના એ ફેશનેબલ, અપ-ટુ-ડેટ, સ્પેશીયલ ઈ૦ શબ્દો રાત દિવસ ખેતરોમાં પડી રેહેનાર દુબળાઓના શબ્દકોષમાં પણ દાખલ થઈ ગયા. હોટલ, સીનેમા, સીગરેટ અને સેહુનની સત્તા દિવસે દિવસે એટલી બધી જામતી

જાય છે કે ભાગ્યે જ એમાંથી કોઈ પ્રાણી છટકી શકે! અરે! મ્યુનિસિપાલિટીના ઝાડુવાળાઓ પણ સડકો પર ઝાડુ વાળતા હોય છે અને મોઢામાંથી પાસીંગ શોના ધૂમાડા કાઢતા હોય છે! યુવાનોની રહેણી કરણીમાં રંગભૂમિનાં પાત્રો એટલાં બધાં ઓતપ્રોત થઈ ગયાં છે કે લાખો યુવાનો ચેપ્લીન, હેરોલ્ડ લૉઇડ, સુરેંદ્ર, સાયગલ, રૂડોલ્ફ, કલાર્ક ગેબલ ઈત્યાદિની નકલ કરવા લાગી ગયા છે, અને યુવતીઓ પણ ફેશનમાં ઘસડાઈ નટીઓ જેવી દેખાવા પ્રયત્ન કરી રહી છે. ચાલો આજે આપણે એક સુધરેલા અને પોઝીશનને પંથે પડેલા ફેશનેબલ સંસારનું કંઈક નિરિક્ષણ કરીએ.

મહામુસ્કેલીએ મેટ્રીકની ચોકી વટાવી ગયા પછી પ્રીવીયસની પરીક્ષાના કિલ્લા પર વારંવાર હલ્લો કર્યા છતાં બહાદૂરી સાથે પાછા હઠવાથી નિરાશ થયા વગર મી૦ લતીફખાનની સ્વારી અલીગઢ કૉલેજમા પુરાં પાંચ વરસ અટવાઈને અંતે તેનો ત્યાગ કરી મુંબઈમાં પધારી. કારણ કે એટલી વાર પાછા પડયા પછી તેમના મસ્તકમાંથી એકાએક વિચારોનો ફણગો વગર ચોમાસે ફુટી નીકળ્યો કે "હું પરીક્ષામાં ફેલ થાઉં છું તેમાં મારી પોતાની નહિ પણ અલીગઢ કૉલેજની કેળવણીની જ ખામી છે. માટે બસ હવે ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરવા બૉમ્બે જવું, કારણકે ઈંગ્લીશ કેળવણીમાં બૉમ્બે પ્રથમ નંબરે છે." પૈસાદારના પુત્રને વિચારનો અમલ કરતાં વાર લાગતી નથી. ઝટશુંને ટ્રેનમાં સ્વાર થઈ પટશુંને "અલીગઢસી ગીલાંટરોડ" આવી પુગા. બૉમ્બેની એક કૉલેજમાં દાખલ થયા. કઈ તે નામ લખવાની જરૂર નથી, કારણ કે નામ સાથે આપણે કંઇ કામ નથી. અલીગઢથી જો કંઈ પણ વસ્તુ મી૦ લતીફ પ્રાપ્ત કરી લાવ્યા હોય તો તે છેલ્લામાં છેલ્લી ફેશનનો ડ્રેસ અને ઈંગ્લીશ એટીકેટ. ઉભાં ઉભાં લઘુશંકા કરવાની કેળવણી પણ ત્યાંથી જ પ્રાપ્ત કરી હતી! એમનો ઠસ્સાદાર દેખાવ સામા માણસને આંજી નાખે એવો હતો. અલંકારિક ભાષામાં કહીએ તો એમનો પ્રભાવ એમના સહવાસમાં આવનાર દરેક વ્યક્તિપર પડયા

વગર રહેતો નહિ. દરેક બાબતમાં આનંદ લેનાર હોઇ અલ્પ સમય-માં જ કૉલેજના કંપાઉન્ડમાં લોકપ્રિય લતીફ થઇ ગયા. ટેનીસ, ક્રીકેટ, પીંગપોંગ, ફુટબૉલ, હૉકી ઇત્યાદિ દરેક ગેઇમમાં એવગુ અભ્યાસ કરતાં પણ વિશેષ લક્ષ આપતા. ધીમે ધીમે લેડીઝ સ્ટુડંટસ્ સાથે પણ એમણે ઓળખાણના પ્રસંગો પાડવા માંડયા. એમ્બે જીમખાના તરફ ટેનીસ રમવા જતાં એક વખતે એમની કૉલેજીયન સહાધ્યાયિની મીસ ગુલ-બાનુને ચોમાસાના દિવસે ઉંચી એડીના બુટ લપસી જવાથી ભૂમિને ભેટી પડતાં બચાવ્યાં હતાં. ત્રાસદાયક ભ્રમરને હરાવ્યાથી દુસ્યંત અને શકુંતલા વચ્ચે કંઇક આંખો લડી હતી! કેશી દાનવને હરાવ્યાથી પુરુરવા અને ઉર્વશી વચ્ચે કંઇક નયન યુદ્ધ ચાલ્યું હતું; તેવું જ કંઇક મી૦ લતીફ અને મીસ ગુલબાનુ વચ્ચે ચાલ્યું! "ભાવતું હતું ને વૈધે કહ્યું" મી૦ લતીફ તો ગુલબાનુની મિત્રતા બાંધવાના પ્રસંગો જ ગોતી રહ્યા હતા તેવામાં "વેરભાવે પરમેશ્વર મળ્યા" અને તે પણ બુટની એડી મારફતે!

ધીમે ધીમે એ મિત્રતા આગળ વધવા લાગી. ગુલબાનુનું એડ્રેસ લઇને મી૦ લતીફે તેના જ મકાનની સામેનો બંગલો ભાડે રાખ્યો. સવારના સમયે ઘણી વેળા ગુલબાનુ પફ પાઉડર કરી વાળનો વાંકડીયો સેંથો પાડી અગાસીમાં હારમોનીયમપર

"જેણે નવ જોયો તેણે, ખોયો એળે અવતાર;
આ ફેશનને પોઝીશનવાળો, સુધરેલો સંસાર.
પફ પાઉડર નવ કીધાં, ગાલે લગાવી લાલી;
આઇ ગ્લાસ પહેરી નવ ઓપ્યાં તેની જીંદગાની ઠાલી!"

એવું એવું કંઇક ગાતાં. તેજ સમયે મી૦ લતીફના હૃદયમાં વલોણું ફરતું! પેટમાં આંતરડાં ઉથલપાથલ કરતાં! ફેફસાં ઉંચાં નીચાં થતાં! ટુંકમાં કહીએ તો પેટમાં ધરતીકંપ થતો! કૃષ્ણની બંસીથી

ગોકુળની ગોપીકાઓ ઘેલી થઈ જતી તેમ ગુલબાનુનું ગાયન સાંભળી મી૦ લતીફ બેફામ બનતા. દરરોજ નવી નવી ભેટ સોગાદો, જેવી કે સેન્ટ, લવંડર હેઝેલાઈન, વેસેલાઈન, પફ પાઉડર ઈત્યાદિ આધુનિક ફેશનની પ્રવૃતિમાં માન્ય થએલી વસ્તુઓ મોકલતા. અવાર નવાર નાટક સીનેમાની મુલાકાતે જતા, ડીનરપાર્ટી ને ડેન્સપાર્ટીઓમાં જતા ત્યાં પણ ગુલબાનુની મુલાકાત થતી. એમ અપ-ટુ-ડેટ દુનિયાનાં અપ-ટુ-ડેટ સાધનો દ્વારા એમની મુલાકાતો વધવા લાગી. વળી કૉલેજમાં પણ દરરોજ ચાર આંખો મળતી! ધીમે ધીમે આ કિસ્સો ગુલબાનુના પિતાના કાનો સુધી પહોંચ્યો, પણ ગુલબાનુનો પિતા સંયુક્તાના પિતા જયચંદ રાઠોડ જેવા જુના વિચારનો નહિ પણ શકુન્તલાના પિતા (પાળક) કણ્વમુનિ જેવા સુધરેલા વિચારનો હોવાથી આડકતરી રીતે લતીફ સાથે જ લગ્ન કરવાની ગુલબાનુના પિતાએ જીજ્ઞાસા દર્શાવી. લતીફે ટપાલ મારફતે સર્વે હકીકત લખી જણાવી. તે ટપાલ ખાનગી હોવાથી તમે જાણી શકો એમ નથી. માટે મારા બોલવામાં વિશ્વાસ રાખીને હું તેના ખાનદાનનો ઇતિહાસ કહું છું તે સાંભળો!

## દિલેરખાં દફેદાર!

ચંઘીસખાં ઝંઘીસખાં હિન્દમાં વંટોળીઆ માફક ધસી આવ્યો અને ફુલમાંથી મીઠાસ ચૂસીને મધમાખીઓ ઉડી જાય તેમ દિલ્લી લૂટીને ચાલ્યો ગયો ત્યારે તેના લશ્કરમાં મી૦ લતીફના દાદાના દાદા મિયાં દિલેરખાં પણ હતા. લશ્કર દિલ્લીથી અફઘાનીસ્તાન તરફ કૂચ કરી રહ્યું હતું; ત્યારે રસ્તામાં કોઠીનાં ઝાડ નિરખી વિસ્મય પામ્યા. ચંઘીસખાંના સોલ્જરો દેખાળા મારીને કોઠાં ખાઇને આગળ ચાલી નીકળ્યા, પણ મિયાં દિલેરખાં જરા આઘે કોઠાં પાડવા ગએલા તે પાછળ પડી રહ્યા અને લશ્કર આગળ વધી ગયું. જેથી એવણ લશ્કરની પૂંઠે દોડયા પણ છેટું ઘણું પડવાથી ભૂલા પડી ગયા. પછી તો હીંગનો વહેપાર આરંભ્યો-તેમાં ધીમે ધીમે આગળ વધવા લાગ્યા. મોટાં મોટાં

શહેરોમાં હીંગની એજન્સીઓ કાઢી. કેટલાંક વરસે ધનવાન થઇ ગયા. એજ ધંધો વંશપરંપરા ચાલી આવ્યો. મુગલાઈ મટી ગયા પછી ધીમે ધીમે જમીન ખરીદીને તેમના વંશજો મોટા જાગીરદાર થઈ ગયા. આજે ઉત્તર ગુજરાતમાં લતીફના પિતા શરીફખાન મોટા જાગીરદાર ગણાય છે. લતીફ તેમનો લાડકો પુત્ર હોવાથી અંગ્રેજી કેળવણી પ્રાપ્ત કરવા માટે એને અલીગઢ મોકલ્યો હતો; પણ ત્યાંથી શું ઉકાળીને મુંબઈ આવ્યો તે તો વાંચકો જાણે છે જ! લતીફ પોતાના પિતાપર ગમે તેવા પત્રો લખી ખર્ચનાં દોઢીઆં કઢાવતો. હાલમાં દર માસે તેને ખર્ચ સારૂ રૂ. ૫૦૦) મળતા હતા. લગ્નની બાબતમાં લતીફે પિતાને લખી જણાવ્યું. સાથે ગુલબાનુની તથા તેના કુટુંબના ઉચ્ચ ખાનદાની ઇતિહાસની એટલી બધી તારીફ કરી કે હવાં વેશમાં હાથમાં હુક્કા સહિત મામુલી ડ્રેસમાં જ મિયાં શરીફખાનની સ્વારી પોતાના પુત્ર લતીફનાં લગ્ન કરવા મુંબઈ પધારી.

## લગન પછી વઘન!

અંતે અપ-ટુ-ડેટ સ્ટાઇલથી લતીફ અને ગુલબાનુનાં લગ્ન થયાં; પણ નિકાહ દેશી કાજીએ પઢાવ્યો. શરીફખાન તો ઓલ્ડ ફેશન યાને જુના જર્જરિત આચાર વિચારના હોવાથી આશ્ચર્યની નજરે ઓટલા પર બેઠા બેઠા હુક્કો પીતાં પીતાંજ લગ્નનો તમાશો નિરખતા. લગ્ન થઈ ગયાં, નવવધુ પરદાની પરવા કર્યા વગર લતીફના ઘરમાં પ્રવેશ્યાં. લાજ મલાજા વગરની પુત્રવહુને નિરખી પુરાણું અફઘાની ખૂન તપી ગયું પણ “લગ્નના પ્રથમ દિવસેજ ઉત્પાત કરવો એ સારૂં નહિં!” એમ વિચારી હુક્કાના ધૂમાડા સાથે વિચારોને પણ ગળી ગયા. ફેશનમાં ઉછરેલી અને અંગ્રેજી વિચારોથી પોપાએલી ગુલબાનુ દરરોજ નવી નવી વસ્તુઓની માગણી કરતી. મી૦ લતીફ ખુશીથી તેની માગણી પૂર્ણ કરતો.

“વાંઇટવે લેડલો” માં તો તેને દરરોજ એક બે આંટા મારવાજ પડતા, શરીફખાન આ બધા તમાશા જોઇ મનમાં ગુસ્સે

થતા. એક દિવસે બપોરના ગાળે ગુલબાનુ પીયરમાં પધારી હતી. એ તકનો લાભ લઈને શરીફખાને લતીફને ખંખેરવા માંડયો.

"મીયાં ? અભીસે ઇતને પયર ફયલાતે હો તો ફિર આગે કયા હોગા ? ઝરા સોચ બિચારકે અખરાજાત (ખર્ચ) કરો ! અગર ઐસાહી ચંદરોઝ ઔર ચલાઓગે તો બાપદાદાકી તમામ જાગીરકો ભી તબાહ કરોગે !"

"હેમ યુ જાગીર ! ઇન્સાન મર જાતા હય તો અપને સાથ કફનકે સિવા કયા લે જાતા હય ? બડે બડે રઈસ અમીર ઔર બાદશાહ લોગ અપને સાથ કબ્રમેં કુછ ઝમીન જાગીર યા માલ અસબાબ સાથમેં લે જાતે હેં ? કયા શદાદ, કારુન વગૈરહ અપને સાથ કબ્રમેં કુછ પાંચ દસ લાખકી નોટકા પારસલ, યા પંદરાબીસ લાખકા પોસ્ટલ ઓર્ડરભી અપને સાથ લે ગયે થે ? પેસા તો હાથકા મૈલ હય, આજ હય ઔર કલ નહિ ! કયા હમ પેસેકી ખાતિર 'ઉમંગો કી રાતેં ઔર જવાનીકે દિન' ઐશો ઇશરતમેં (મોજમજાહમાં) ન ગુઝારેં તો કયા પેસેકા મરસીયા, યા માતમ કરેં ?" લાડમાં ઉછરેલા લતીફખાને બાપને કોલીન જેવો ઉડતો જવાબ આપ્યો

"કયા ઐસા બેહુદા કલામ સુનનેકે લિયે તુઝે અંગ્રેજી તા'લીમ (કેળવણી) દિલવાઇ ? મૌલ્વી મહમૂદ ફરમાતે થે વોહ વાકઇ બરાબર ફરમાતે થે કે અંગ્રેજી તા'લીમસે લડકે બદ તહઝીબ (અસભ્ય) હો જાતે હેં !"

"જબ ઐસા જાનતે થે તો મુઝે કયું ખ્વાહમખ્વાહ (જાણી જોઈને) બદતહઝીબ બનાયા ?"

અલ્લામા અકબર સાહબને ભી ખૂબ ફરમાયા હે કે :

**"હમ ઐસી કુલ કિતાબેં કાબીલે ઝબ્તી સમજતે હેં**
**કેહ જીન્કો પઢકે લડકે બાપકો ખબ્તી સમજતે હેં !"**

(અમે એવાં સર્વ પુસ્તકો જપ્ત થવાને યોગ્ય સમજીએ છીએ કે જેને વાંચીને પુત્રો પિતાને પાગલ ગણી કાઢે છે.)

એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી જેથી લતીફ ટેલીફોન પર ગયો. "હૅલો ડીયર લટીફ! માય ડીયર ફ્રેંડ મીસ લીલીયન મને મળવા આવેલી હોવાથી હું સ્ટા. ટા. ૫ વાગે આવી શકું એમ નથી કારણ કે અહીંથી બારોબર સ્ટીમીંગ બાથમાં જઇ ત્યાંથી પરભારી લેડીઝ કલબમાં જઇશ. કારણ કે ત્યાં આજે બર્થ કંટ્રોલના વિષય પર વિચાર ચલાવવા એક સભા મળવાની છે. સભા વિસર્જન થતાં બારોબાર રૉયલ ઓપેરા હાઉસ પર આપને આવી મળીશ. માટે આપ ત્રણ ટીકીટ રીઝર્વ કરાવી આવશો. બે આપણી અને એક મીસ લીલીયનની, કારણ કે તેવણને પણ હું સાથે જ લાવીશ." "ઘણીજ ખુશીની વાત છે કે મીસ લીલીયન જેવાં સુધરેલ સન્નારીના સહવાસનું સદ્ભાગ્ય પ્રાપ્ત થશે!" ટેલીફોનથી પરવારી ડ્રેસીંગ રૂમમાં ગયો. તૈયાર થઇ ઘર બહાર નીકળવા લાગ્યો. શરીફખાને તેને રોકયો.

"લતીફ, કીધર જાતા હય?"

"જવાન લડકોંકે પ્રાઇવેટ બીઝનેસ મેં મુદાખેલત (દખલગીરી) કરનાર યેહ વાલેદૈન (માબાપ) કા શેવા (ફરજ) નહિ!"

"અબે તેરે પ્રાઇવેટ બીઝનેસકી એસી તૈસી! હમારીહી બીલ્લી ઔર હમસેહી મ્યાઉં કરને સીખ ગઈ!"

"અબ્બાજાન, ઇસ હાલતમેં આપકે સાથ મેરા નિભાવ નહિ હો સકેગા. ઇસ લીયે બેહતર યેહી હયકે આપ વતનકો રૂખ્સત હો લીજીયે! કયું કે આપ બચ્ચોંકી ઔંશો ઇશરત દેખકર ખુશ હોનેકે બિજ જલતે હૈં!"

"જીસ તરહ ઘોડેકા લુગામ ઔર ઉંટકા નુકીલ હોનેસે વોહ સીધે રાસ્તે પર ચલ્તે હે ઉસી તરહ મેરી હાજરીસે તુજે સીધાહી રેહના પડેગા."

"ખર! અભીતો મેં આપકી મેહરબાનીસે ઔર ખુદાકે ફઝલસે સીધાહી હું. બુઢ્ઢા (વૃદ્ધ) હોનેસે બાંકાભી હોં જાઉં તો કુછ મુઝાએકા (હરકત) નહિ!"

"દેખતા હું કે અબ તું કૈસે ખર્ચ કરતા હય?"

"ચાહે અયનકસે (ચસ્માથી) ન દેખ સકતે હોં તો દૂર-બીનસે દેખલો કે સીધે હાથસે તીજોરી ખોલકે રૂપે નિકાલતા હું ઔર ઉલ્ટે હથસે ખિસ્સેમેં રખકે કિરાયેકી ટેક્ષી લેકર ઑપેરા હાઉસમેં જાતા હું, ઔર ખિસ્સેમેં જો કુછ જમ્આ (જમા) હય ઉસકો ઉધાર કરકે ચંદહી ઘંટોંમે વાપિસ આતાહું!"

"ઐસા હરગીઝ ન હોને દુંગા! મેરા હક કમાઇકા પેસા હરામ કે રસ્તે ન જાને દુંગા!"

"જાનાબેવાલા, પેસા કમાના આપકા કામ હય વોહ આપ કિયે જાઓ, ઔર ઉસે ખર્ચ કરના યેહ મેરા કામ હય વોહ મેં કરતા હું! ફિર આપકો ઈતના અફસોસ કરનેકી ઝુરૂરતહી ક્યા હય?"

"ક્યા શરીફ ખાનદાનકે લડકે વાલિદસે યું પેશ આતેહેં? (વર્તે છે?)"

"અબ્બાજાન, બેઅદબી મુઆફ! આપને હિંદકી તવારીખ (ઇતિહાસ) ભી ઉઠાકે દેખી હય? શાહજહાન ઈતના નામી ગિરામી મુગલ શહેનશાહ થા ઉસને અપને વાલિદ જહાંગીરકો કયદ કિયાથા. ઔર શરીયત પનાહ, પરહેઝગાર આલમગીરનેભી અપને વાલિદ

શાહજહાનકો કયદ કિયાથા. અમદાબાદકે વલી સીફત બાદશાહ અહમદ-શાહનેભી ખુદ અપને દાદા મુજફ્ફરશાહકો ઝેહર દિયા, મૂલરાજને અપને મમુંકા કત્લ કિયા થા, ઐસે ઐસે શરીફ ઔર નામી ગિરામી લોગોંને પેદા કિયા ! ”

“ અગર તુ મેરા કેહના ન માનેગા તો પૈસાકી દેના બંદ કર દુંગા. ફિર દેખ તેરી તીન પાંચ કહાંતક નિભતી હય ? ”

“ ખયર દેખા જાયગા ! અભીતો મેં, જાતા હું લેકિન યાદ રખના કે;

“ તુમ નાક ચઢાતેહો મેરી બાતપે સાહબ,
ખીંચુંગા કિસી રોઝ મેં અબ કાન તુમ્હારે ! ’

શરીફખાન ત્યાંને ત્યાંજ અફસોસ કરતા તારના થાંભલા પ્રમાણે ઉભા રહે છે અને લહેરી લતીફ ઑપેરા હાઉસ તરફ ઉપડી જાય છે !

જ્યારે પુત્ર પ્રાપ્તિ થાય છે; ત્યારે માતપિતા હર્ષઘેલાં થાય છે અને ઘરેઘરે સાકર વહેંચાવે છે; પણ એજ પુત્રો પુખ્ત વય થતાં લતીફ જેવા બને; ત્યારે માવતરને કેટલો પ્રશ્ચાતાપ થતો હશે ? તે તો તે વિષયના અનુભવીઓ જ જાણે !

## રંગ રાગ કે હૃદયની આગ ?

રાત્રે નવના સુમારે લતીફ અને ગુલબાનુની રંગીલી જોડી સીનેમામાંથી પરવારીને પોતાના અવાસે પધારી. શરીફખાન ધૂમ્રપાનથી નિવૃત્ત થઈને નમાઝ પઢવાની તૈયારી કરી રહ્યા હતા. ગુલબાનુએ પોતાના બેડ રૂમમાં જઈને નાઈટ ડ્રેસ પહેરી પીયાનાપર આંગળીઓ

ફેરવવા માંડી અને મી૦ લતીફે ફીડલ પર હાથ અજમાવતાં પોતાના બુલડૉગશાઈ ઘાંટાથી આખું મકાન હચમચાવી મૂક્યું.

> "મોસમે ગુલમેં સબકો જો હુઇ નાચકી ધુન,
> લહને બુલબુલસેભી પૈદા હુઈ ખમ્માચકી ધુન,
> નગમા સંજીસેભી આતી થી ખ્વાતીં કો શર્મ;
> સાઝે મગરીબસે મગર હો ગઇ અબ નાચકી ધુન."

"અબે ઓ તાનસેન કે બેટે! અભી નમાઝ કે વકત તુઝે ગાનેકી સમજ પડી?" બહારથી અવાઝ આવ્યો જેથી રંગમાં ભંગ થયો.

"અગર હમારે ગાનેસે નમાઝમેં ખલલ હોતા હય તો કરીબકી (નઝદીક) મસ્જીદ હૈ વહાં જાઇએ; મગર અબ મત ચિલ્લાઇયે ઔર હમારે રંગમેં ભંગ મત કીજીયે!" લતીફે જવાબ વાળ્યો.

"તેરેસે તો હુનુદ ઔર નસારેભી અચ્છે કે વોહ નમાઝકે વકત બાજા નહિ બજાતે!"

"અબ્બાજાન! બસ મુઆફ કીજીયે! અગર મેરા અકેલેકા ઇન્સલ્ટ હો તો કુછ ગમ નહિ લેકીન ગુલબાનુકા ઇન્સલ્ટ મુજસે નહિ સહા જાતા!"

"ઔર નમાઝકે વકત બાજા બજાકે ખુદાકા ઇન્સલ્ટ કરના હય વોહ મુજસે કિસ તરહ સહા જાય?"

અત્યાર સુધી બાપ બેટામાં વાદવિવાદ ચાલ્યો, હવે ગુલબાનુનો વારો આવ્યો. તેણે મંદસ્વરે કહ્યું, "ડીયર લતીફ! પપ્પાનું ભેજું બી કંઈ અજબ છે!"

"પ્યારી ગુલબાનુ! તારે એ બાબત પર લક્ષ આપવાની કંઈ જરૂર નથી. એતો ઘરમાં જુનાં પુરાણાં ખોખરાં હાંલ્લાં હોય તે ખખડેજ! વળી હવે તો એમની ઉમર પણ ત્રણકુડી અથવા પાંચ ડઝનની લગભગ થવા આવી છે; એટલે એમના બોલ સામે આપણે કાન ધરવાની કંઈ આવશ્યકતા રહેતી નથી!"

"આપણા રંગરાગમાં જો એવણુ આગ લગાડવાજ ઇચ્છતા હોય તો એ પારસલ આપણે અહીંથી જલ્દી પધરાવીજ દેવું જોઈએ!"

"એ તો ખરૂં પણ એ બુઢ્ઢાની મહેરબાનીથી તો આપણે મોજમઝાહ માણીએ છીએ! જો એ બની બેસે ને એક પાઈ પણ ન પરખાવે તો શું કરવું?"

"તો શું? તમારા જેવા સુધરેલાને એવો લાંબો વિચાર કરવાની શી જરૂર? એવણુ પૈસા ન આપે તો આપણે પરાણે પણ લઈ શકીએ! બાપની પાસેથી દોઢીઆં ઓકાવવાં એ બેટાનો જન્મ સિદ્ધ હક છે!" કાનમાં કંઇક મંત્ર ભણે છે.

"તુમ ગુસપુસ કરતે હો મગર મેં દેખાતા હું કે મેરે બગૈર તુમ્હારા કૈસે ચલ સકતા હય?" બ્હારથી બારણું ખખડાવીને બુઢ્ઢાજી બોલ્યા.

"જબ બચ્ચા યતીમ હોતા હય તો ઉસ્કા કૈસે ચલતા હય?" અંતે વાદવિવાદથી થાકીને બધાં પોત પોતાના સ્થાને પોઢી ગયાં.

## ઘમસાણ

બીજે દિવસે સવારના નવ વાગે મી૦ લતીફ ફરવા નીકળ્યા. બાર વાગતાં એક અમેરિકન ડૉગ ખરીદીને આનંદ સાથે ઘરમાં પધાર્યા. કુતરાને નિરખતાંજ શરીફખાન તપ્યા;

"ઇસ નાપાકકો યહાંસે ટાલ; વરના માર મારકે અલગ કરદુંગા ઇસકી ખાલ !"

"ખબરદાર ! અબ્બાજાન ! યેહ કુત્તા મેરા નહિ હય કે તુમ ઇસકો માર સકો ! યેહ તો ગુલબાનુકા હય !"

"ડીયર લતીફ ! ખરેખર ડૉગનું ઇન્સલ્ટ તે મારૂં પોતાનું ઇન્સલ્ટ કહેવાય અને 'જે ઘરમાં માનુનીઓનું માન નથી તે ઘર ઘર નહિ પણ સ્મશાન સમાન છે' એમ યંગ ઇન્ડીયામાં મહાત્મા કબીર પણ લખી ગયા છે. માટે આ સ્મશાનમાં હવે હું વધુ વાર રહી શકીશ નહિ !"

"પ્રિય ગુલબાનુ ! તું ભણેલી, ગણેલી, શાણી, સમજુ, સુધરેલી થઈને આમ સ્હેજ બાબતમાં મધમાખીની જેમ છંછેડાઈ જાય તો પછી સામાન્ય સ્ત્રીઓ ને તારામાં શો ફેર ?" મેં પણ કવિ ફિરદોસીના લખેલ શાહનામામાં વાંચ્યું છે કે :—

**"જે ઘર મહિં કલ્લોલ કરે હસ્તી સુંદરીઓ,**
**તે ઘર મહિં વહેવરાવે પ્રભુ રહેમનો દરીઓ,**
**એમ હું નહિં કહેતો હતો પ્રોફેસર ગુંદરીઓ !"**

"માટે હવે જોઉં છું કે તારા આનંદમાં કોણ વિક્ષેપ કરી શકે છે ? ડૉગને અંદર આવતાં કોણ રોકી શકે છે ?"

"તેરા બાવા !" ખૂબ રકઝકને અંતે બહુમતિથી અબ્દુલલતીફ શ્વાનને ઘરપ્રવેશ કરાવી શક્યો ! શરીફખાન પોતાના વારંવારના અપમાનથી ઘણાજ તપી ગયા હતા. આ ઉકળેલા વાતાવરણને શાંત થવાને અર્ધો કલાક પણ નહિ પસાર થયો હોય; એટલામાં કૉલેજના પ્રોફેસર મીο ગુંદરીયા અને મીસીસ ગુંદરીયા મળવા આવ્યાં. લતીફ અને ગુલબાનુ સાથે શેકહેન્ડ કરી પ્રોફેસર આરામચેર પર બેઠા. ગમે તેવી તો પણ પોતાની પુત્રવધુ અને તેની સાથે પર પુરૂષને હસ્તમેળાપ કરતો જોઈ શરીફખાન દૂર રહ્યા લાલ પીળા (ને વાદળી નહિ) થઈ ગયા. એક ઘાંટો પાડી લતીફને બોલાવ્યો.

"લતીફ ! ઇધર આ !" કંઈ બૂમરાણ કરશે તો પ્રોફેસર ને મીસીસ પ્રોફેસર આગળ શરમાવાનું થશે એ ભયથી લતીફ તરત પોતાના પિતા પાસે દોડી ગયો.

" અમ્બાજાન ! આપંકા કુછ એટીકેટભી માલુમ હય યા નહિ ?"

" અમે એ એટીકેટકી છોકરી ! યેહ મેં કયા દેખ રહા હું ? કયા એક ઇસ્લામી ઔરત ગયર મર્દકે સાથ ખુલ્લે મુંહ હાથસે હાથ મિલા સક્તી હય ? પત્થર પડે તેરી અક્કલ પર !"

" મગર અમ્બાજાન ! જરા આહિસ્તા (ધીમા) બોલો પ્રોફેસર સાહેબ સુન પાઇંગે."

" અમે તેરે પ્રોફેસરકી એેસી તૈસી ! પરાઇ જોરૂઓંસે મિલને આય ઔર મઝેસે બાતેં કરે એેસેકો પ્રોફેસર કિસ કુંમારને બનાયા ?"

પ્રોફેસર આ ધાંધલ સાંભળે છે જેથી ખસીયાણા પડે છે.

" મીસીસ લતીફખાન ! આય બુઢ્ઢાજી કોન છેય ? એવન એતલા બધા રાતાપીલા કાંય થઇ ગીયાચ ?"

" પ્રોફેસર સાહેબ, એવણ મારા સસરાજી છે. જરા હાફમેંડ હોવાથી અજાણ્યા માણસને જોઇ બકયા કરે છે. આપને એ તરફ કંઈ લક્ષ આપવા જેવું નથી."

" અરે ! હારે હાં, બાવાજીનું કાતરીયું ગૅપ થયું હોય એમ લાગેચ ! બા કોઇ દારો એ તો હરખાયા કુતરાની કાણી કરતીએ ખાય ! ગુલબાનુ મને તો એવા માનીરાની બહુ બીક લાગે !" પ્રોફેસર પત્નીએ અનુમોદન આપ્યું.

" ઑલરાઇત ! હાફમેંદ હોયા વગર આમ નાટકવાલાઓની કાણી બૂમબરારા સાનો પારી મરે ? અરે ! પન પીલાં તું સાની ગભરાઇ મરેચ ? હું આખો સારાચાર મનનો માતીરો તારી પાસે બેથોચ પછી કાંય દેસી સીનેમાની ફીલ્મ પરમાને ધરૂજ્યા કરેચ ?" પ્રોફેસર પત્નીને શાંતવન આપ્યું. એટલામાં બૉયે આવીને ગુલબાનુને એક વીઝીટીંગ કાર્ડ આપ્યો. ગુલબાનુએ લતીફને આપવા કહ્યું. લતીફ કાર્ડ વાંચી પિતા સાથે વાત કરવી પડતી મૂકી દરવાજાપર મી૦ હંટર-પંચરનું સ્વાગત કરવા ગયો. મી૦ હંટરપંચર પાટલુનના ખીસ્સામાંથી હાથ કાઢી શેકહેન્ડ કરી એક હાથે હૅટ પકડી મોઢામાં સીગારેટના ઠુંઠા સહિત અંદર આવ્યા. ગુલબાનુ તથા મીસ્ટર અને મીસીસ ચુંદરીયા સાથે

હસ્તધુનન કરી એક બાજુ ગોઠવાઈ ગયા. શરીફખાનને તો દાઝ્યાપર ડામ જેવું થયું. ભૂતને ટાળવા મથી રહ્યા હતા ત્યાં પલીત આવી પડયો! હવે એમના મગજની સ્ટીમ છેલ્લા પોઈંટથી પણ આગળ વધી. એકદમ તે લોકોની પાસે આવીને લાંબા હાથ કરીને કહેવા લાગ્યાઃ

"કયા યેહ ઈન્સાની તરીકા (રસ્તો) હય? કિસીકે ઘરમેં આના ઔર ઉસ્કી જોરૂસે હાથ મિલાના! કયા યેહ કોઈ ઔરત હય યા નીલામકા માલ હય કે જો આતા હય વોહ હાથ લગાતા હય?"

મીસ્ટર અને મિસીસ સુંદરીયા તથા મી૦ હટરપંચર આશ્ચર્ય અને ભયમિશ્રિત નયને શરીફખાન તરફ જોઈ રહે છે. લતીફ પિતાને ઠંડા પાડવા પ્રયત્ન કરે છે.

"વાલિદ સાહબ! આપ ખ્વાહમખ્વાહ કયું ગર્મ હોતે હૈં? અંગ્રેઝી તા'લીમ પાએ હુવે નઈ તહઝીબકે લોગોમેં પરાઈ ઔરતસે હાથ મિલાના બલ્કે ઉસ્કે સાથ ડેન્સ કરનાભી કોઈ ઔબકી બાત નહિ હય!"

"તેરી ઐસી તહઝીબ ગઈ જહન્નમમેં! ઔર તુભી સાથ જહન્નમમેં (નર્કમાં) ચલાજા! ગયરત નહિ! શર્મ નહિ! હયા નહિ! ડૂબ મર! ડૂબ મર! અય નામર્દ લડકે! કિસી સમન્દર, દરયા, તાલાબ યા કુવાભી ન મિલતા હો તો યેહ ચાયકે કપમેં ડૂબ મર!"

લતીફ પરોણાઓ તરફ ફરીને બોલ્યો:

"સદ્દગૃહસ્થો અને સન્નારીઓ! આથી તમારે કંઈ માઠું લગાડવાની જરૂર નથી! તમે પણ મારી જેમ મીડલ સ્કૂલમાં ભણતાં કૉપિમાં મોટા અક્ષરે કિત્તાથી ચીતર્યું હશે કે **"માવતર કમાવતર થાય; પણ છોરૂં કછોરૂં ન થાય!"** અમારા પિતાજીનો મગજ કોઈ કોઈ વાર ઉષ્ણકટીબંધમાં ચાલ્યો જાય છે; તે કેટલાએ આઈસનો ઉપયોગ કરવા છતાં શીતકટીબંધમાં આવતો નથી! જેથી એવણ ગમે તેમ ગાંડુંઘેલું બોલી જાય તોપણ તમારે લક્ષ આપવું નહિં. તમારે તો ફક્ત તમારી સામે પડેલ કેક અને ચાહ ઉડાવવાનું જ લક્ષમાં રાખવું!"

"અય બેવકુફ લડકે! કયા મેં પાગલ હું કે તું આંખકા અંધા હય?" ડોસો આગળ વધે છે, જેથી કુતરો ગભરાઈને ટેબલપર

ચઢી જાય છે. એના પંજામાં અટવાઈને ગરમ ચાહનો કપ ગુલબાનુ પર ઢળી જાય છે. ગુલબાનુ દાઝયાથી બૂમ પાડી ઉભી થઈ જાય છે. એટલે કુતરો વધુ ગભરાઈને પાછો ટેબલ પરથી કૂદે છે. તેની અડફટમાં ઉપલા ખાનાપર મૂકેલો શાહીનો ખડીઓ આવી જાય છે જે ઉછળીને મી૦ ગુંદરીયાના મોઢાપર પડે છે! મી૦ ગુંદરીયાનું મોઢું ગોકુળ મથુરાના ડારવીનના દેશી દાદા જેવું થઈ જાય છે! મિસીસ ગુંદરીયા ગભરાઈને પતિની સોડમાં લપાવા જાય છે; પણ તેમની અંબ્રેલા (છત્રી) કુતરાની સાંકળે ભેરવાઈ જવાથી ખેંચાઈ ફાટી જાય છે. ગભરાયલું કુતરૂં ત્યાંથી હંટરપંચરની ખુરસી પર કૂદે છે. મી. હંટર પોતાનો બચાવ કરવા છતાં ખુરસી સહિત પાછળ ગોથું ખાઈ પ્યાના પર પડે છે, જેથી પ્યાનો અને મી. હંટર એકી સાથે ભોંયભેળા થાય છે.

લતીફ કુતરાને પકડવા દોડે છે; પણ કુતરૂં અત્યંત ભય પામીને બીજા ઓરડામાં જીવ બચાવવા દોડી જાય છે. એની હડફટમાં શરીફખાનનો હુક્કો ગબડી પડે છે. શરીફખાનનો હુક્કો તૂટવાથી લાંબી લાકડી લઈને કુતરા પાછળ દોડે છે. લતીફ કુતરાને બચાવવા ડોસા પાછળ દોડે છે. કુતરૂં ઉંબર વટાવી બ્હાર પડ્યું અને ડોસો ગુસ્સામાંને ગુસ્સામાં ઉંબરની ઠોકર વાગવાથી ફૂટપાથ પર પડ્યો. મી. હંટરપંચર પાસેથી લીધેલા એ શુકનીયાળ ડૉગે આમ પાંચસોનું ધમસાણ વાળ્યું.

છેવટે હાડકાં ખોખરાં થવાથી હૉસ્પીટલમાં પડેલો ડોસો સાજો થતાં પોતાના વતનમાં ચાલ્યો ગયો, અને એક પૈસો પણ ન આપવાની ભિષ્મ પતિજ્ઞા કરી બેઠો. મી. લતીફે પોતાની લાંબી લાગવગના પ્રતાપે એકાદ ડઝન સાક્ષીઓની જુબાનીઓથી પોતાના પિતાને લાફૅમડ ઠેરવ્યા! અને તબીયત સુધારવા માટે એક વરસ માટે અમદાવાદના મૅડહાઉસમાં મોકલવાની ફરજ પાડી સર્વે મિલ્કતનો કબજો કર્યો! શરીફખાને પોતે ગાંડો નથી એની ઘણીએ સાબિતીયો આપી પણ સાંભળે છેજ કોણ?

**“બુઢોંકે સાથ લોગ કહાંતક વફા કરે?**
**લેકિન ન મૌત આયે તો બુઢેભી કયા કરે?”**

# રમતારામ!

આખા લોકો આકાશ તરફ મીટ માંડી રહ્યા હતા. બધાનાં મૂખ ચિંતાતૂર દેખાતાં હતાં. કારણ કે ધૂમકેતુનાં દર્શન થયાં હતાં. એક વૃદ્ધ મહાશય ગંભીર વદને બોલ્યા "જરૂર જગત પર કોઈ આફત ઉતરશે!" અને તેજ વેળા જગત પર આફત ઉતરવાને બદલે આદિતરામ મહેતાજીને ઘેર જ્યોતિરામનો જન્મ થયો! છેક ઘરડે ઘડપણ પેન્શનના વખતે પુત્રનો જન્મ થયો તેથી ખુશાલીનો પાર ન રહ્યો! જોષિઓ પાસે જોષ જોવરાવ્યા. પંડયાજીએ ટીપણું કાઢી કટાણું મોઢું કરીને જાહેર કર્યું કે: "મૂળ નક્ષત્રમાં જન્મેલું બાળક કપગલાનું હોય છે!" આદિતરામ મહેતાજીને એટલો ગુસ્સો ચઢયો કે પંડયાનું ટીપણું ફાડી નાખે; પણ ગુસ્સાને ગળી જઈ તેને જતો કર્યો. જ્યોતિરામે બાળપણથી પ્રતાપ બતાવવા માંડયો. ઘોડીયામાં રેડીયોનો પ્રોગ્રામ તો ચાલુજ રહેતો! જ્યોતિરામના મુબારક પગલાંથી તે સાલ દુકાળ પણ પડયો અને બીજે વરસે કૉલેરામાં આદિતરામ મહેતાજી બિચારા પેન્શન લીધા વિનાજ પરલોકને પંથે પડ્યા! એમની પાછળ ત્રણ ચાર મહીને તેમનાં ધર્મ પત્નિ યાને જ્યોતિરામનાં માતુશ્રી પણ એન્ફલુએન્ઝાથી પટકાઈ ને સ્વર્ગમાં સંચર્યાં. રહ્યા ફક્ત જ્યોતિરામ!

જોષિનું કહેવું સાચું પડયું. જ્યોતિરામનાં એકનાં એક ફઈબા હતાં. નામ જમનાડોશી. જમનાડોશીને પણ કોઈ આગળ પાછળ નહતું, જેથી જ્યોતિરામને ઉછેરીને મોટા કરવા માંડ્યો. જમનાડોશી પાસે પાંચેક હજારનો જીવ હતો. આજથી ૨૫–૩૦ વરસ પર કોઈની પાસે પાંચ હજાર હોય તો તે ખાસ નસીબદાર ગણાતું!

જ્યોતિરામ તો જોતજોતામાં વધવા માંડ્યા. જમનાડોશી તેને પાણી માંગે તો દૂધ હાજર કરતાં. પાંચ વરસની ઉંમર થતાં તો ઝાઝું

પરાક્રમ બતાવવા માંડયું. કૂતરાંની પૂછડી પર ફટાકડાની લૂમ બાંધી સળગાવવી, ગર્ધવ પર બેસી દશેરાની સ્વારી કાઢવી, પાડોશીઓની બકરીઓના આંચળે મોઢું વળગાડી દૂધ ધાવી જવું, ઘરમાંથી આટો લઈ જઈને બજારમાં વેચી નાખી ગાજર લેવાં, મ્યુનિસિપાલીટીની બત્તીઓ પર નિશાન તાકી રાત્રે અંધારૂં કરી દેવું! એવાં એવાં પરાક્રમોને પ્રતાપે દરરોજ જમનાડોશી સાથે અનેક સ્ત્રીઓને જંગ જામતો! છેવટે લાચારીએ રામશંકર મહેતાજીની ધૂળી નિશાળમાં જોઈતારામને દાખલ કર્યો.

નિશાળમાંએ જોઈતારામનો પ્રભાવ પડ્યો. લૉર્ડ કલાઇવની જેમ દાદાગીરી કરીને કલાસનો મૉનિટર બની ગયો. જ્યારે રશીયામાં કોઈને સામ્યવાદનું સ્વપ્નુંએ આવ્યું નહતું; ત્યારે જોઈતારામે નિશાળમાં સામ્યવાદનો પાયો નાખ્યો હતો! ખાવાનું કે પાઈ, પૈસો લાવનાર પાસેથી એ ઝુંટવી લેતો! ધીમે ધીમે મહેતાજીના ખિસ્સા ઉપર પણ તરાપ મારવા લાગ્યો, એટલે મહેતાજીની એના ઉપર કરડી નજરતો હતીજ. પણ જમનાડોશીની ધાકથી એને કાઢી મૂકયો ન હતો. એક દિવસે બપોરના ગાળે રામશંકર મહેતાજી ટેબલ પર ટાંટીઆ ચઢાવીને જરા વામકુક્ષિ કરી રહ્યા હતા. એમની ચોટલી ખુરસીની પાછળ લટકી રહી હતી. એવામાં જુના કબાટમાંથી એક ઉંદરડી નીકળી. જોઈતારામે ઉંદરડીને ટોપી ઢાંકી દઈને જીવતી પકડી, અને અપૂર્વ ચપળતા બતાવી મહેતાજીની ચોટલીએ બાંધી દીધી! ઉંદરડીના કૂદાકૂદથી મહેતાજી ઉઠ્યા અને જોઈતાને ઝાપટી નાંખ્યો! જમનાડોશીને નિશાળમાં બોલાવી અને જોઈતાના પરાક્રમની વિગત સાક્ષી-પુરાવા સાથે રજુ કરી તેને ડોશીને હવાલે કર્યો!

હવે જોઈતારામનું શું કરવું તે જમનાડોશીને સમજણ ન પડી! "નહિ ભણાવાય તો વંઠી જશે!" એમ વિચાર થયો જેથી શહેરમાં પોતાના એક દૂરના સગાને ત્યાં મહિને પાંચ રૂપિઆ આપવાના કહીને રાખ્યો. શરૂઆતમાં તો જોઈતારામ નિશાળે જવા લાગ્યો, અને પેલો સગો પણ જરા વધુ ખંતીલો હોવાથી ગમે તેમ કરીને જોઈતારામને ભણુ ચોપડાં સુધી પહોંચાડ્યો. શહેરમાં રામલીલા જોઈને જોઈતારામ ચસકયો. રાત્રે પાછલી બારીએથી દોરડું બાંધીને રામલીલા જોવા જાય!

પેલો સગો શુદ્ધ સનાતની બ્રાહ્મણ હોઈ રોજ ઠાકોરજીની પૂજાને માટે પ્રસાદ આગલી રાતથીજ બનાવી મૂકે તે સવારે પૂજા આરંભે તે પહેલાંજ જોઈતારામ ઝાપટી જાય! થોડા દિવસ આમને આમ ચાલ્યું અંતે એક દિવસ પ્રસાદથી ખરડાએલા મોઢા ઉપરથી જોઈતારામ ઝડપાઈ ગયા! તે બ્રાહ્મણ પણ ખંધો હતો. જાણ્યું અજાણ્યું કરીને આંખ આડા કાન કરી ગયો. કાગળ લખીને જમનાડોશીને મહેમાન બોલાવ્યાં. તેજ રાત્રે પ્રસાદને માટે સુરમાના લાડુ બનાવ્યા અને તેમાં જરા નેપાળાનો પાસ બેસાડ્યો.

**“રાત રહે જ્યાહરે પાછલી ખટઘડી સાધુ પુરૂષને સુઈ ન રહેવું!”**

એ નરસિંહ મહેતાના પ્રભાતીયાનું તાત્પર્ય સમજી ગએલો જોઈતારામ ઉઠ્યો અને પેલો સુરમાનો લાડુ ઝાપટી ગયો! સવારમાં પ્રસાદના લાડુની શોધખોળ પેલા બ્રાહ્મણે આરંભી જમનાડોશીને કહ્યું “કોણ જાણે આજે કેટલાય દિવસ થયાં ઠાકોરજીને નૈવેદ્ય ધરાવતાં પહેલાંજ કોઈ પ્રસાદ આરોગી જાય છે! કોણ જાણે કોઈ માણસનું પરાક્રમ હશે કે બિલાડીનું હશે? તમારો જોઈતો તો ડાહ્યો છોકરો છે એતો એમ નજ કરે!” એટલે જમનાડોશી બોલ્યાં.

“મારો જોઈતો તો નર્યોજ એના બાપ જેવો ડાહ્યો ડમરો છે! આદિતર મભાઈના એક એક ગુણ એનામાં ઉતર્યા છે! છોકરો ભણવા ગણવામાં કેવોક છે?”

“ઘણોજ હોશિયાર! આ જુવોને બે વરસમાંતો ત્રણ ચોપડાં ભણી નાખ્યાં!” આમ વાર્તાલાપ થતો હતો; તેવામાં જોઈતારામના પેટમાં ખળભળાટ થયો અને જોત જોતામાં નેપાળાએ પોતાનો રંગ બતાવ્યો! અંતે જોઈતારામનું પોત પ્રકાશ્યું! છેવટે સાંજપડે અડધોશેર દહીં પીવડાવ્યું ત્યારે શાંતિ વળી! પેલા બ્રાહ્મણે જમનાડોશીને બે હાથ જોડીને વિનંતિ કરી કે “આપણી સગાઈમાં કંઈ વાંધો નહિ આવે; પણ ભલા આ બારદાનને અહીંથી લઇ જાઓ!” આમ અંતે પાછા જોઈતારામ ઘર ભેગા થયા!

જમનાડોશીએ જોઈતારામને ઘણો ઠપકો આપ્યો; પણ પાડાની પીઠ પર પાણી! કેટલીક ખટપટને અંતે એક અનાથાશ્રમમાં જોઈતા-

રામને ગોઠવ્યો. અનાથાશ્રમના સુપરવાઇઝરના કડક સુપરવીઝનને લીધે માંડ માંડ પાંચમી ચોપડીમાં જોઇતારામનો પ્રવેશ થયો. સાથે અંગ્રેજી કેળવણી પણ આરંભાઇ. અનાથાશ્રમથી અંગ્રેજી નિશાળ જરા દૂર હતી જેથી બનના સુધી જોઇતારામ તો નિશાળ સુધી ચાલીને જવાની તકલીફ ન લેતાં રસ્તામાં આવતી જાહેર લાયબ્રેરીનો જ લાભ લેતા. અને બનતાં સુધી નાટકની જાહેર ખબરો વાંચવામાંજ વખત વિતાડતા! ઈતિહાસમાં મહંમદ ગિઝનીએ હિંદપર કેટલી સવારીઓ કરી તે એમને યાદ ન હોય; પણ સરસ્વતીચંદ્રના ખેલમાં " **પરણીને પરવશ થઈ રહેવું ને પીંજરમાં પુરાવું !** " એ ગાયન પર સુરતમાં કેટલા વન્સમોર થયા? તે એમને યાદ હોય! વ્યાકરણમાં **સર્વનામ** કોને કહે છે? તે એમને યાદ ન હોય પણ "**વીણાવેલી**" ના ખેલમાં '**ધમલામાળી**'નો પાઠ કયો એકટર કરે છે તે ખૂબ યાદ રહેતું!

ગેરહાજરીને લીધે જોઇતારામના કલાસ ટીચરે અનાથાશ્રમના સુપરવાઇઝર પર ચિઠ્ઠી મોકલી. પરિણામે જોઇતારામને ખૂબ માર પડ્યો અને શકદારને જેમ પોલિસો એક ગામથી બીજે ગામ લઈ જાય; તેમ એક બે છોકરાના પહેરા હેઠળ જોઇતારામને સ્કૂલમાં જવું પડતું! આમ ખેંચતાણમાં પરીક્ષા આપી. ઇતિહાસ ભૂગોળના પેપરમાં જવાબો લખ્યા, " મેસાપોટેમીયા શું છે? આફ્રીકામાં એક જાતની ભેંસ છે જે અહરનિશ કૉંગો નદીના પાણીમાં પડી રહે છે!" "વસાઇના કરારમાં શું લખ્યું હતું? તોફ ભલે વસઇના કિલ્લામાં અંગ્રેજો રહે, પણ વસાઇનાં કેળાં ખાવાનો હક્ક પેશ્વાનો કાયમ રહેશે!" આવા આવા ઉડાઉ જવાબોને લીધે ભાઇ સાહેબ નાપાસ થયા, ને નિશાળમાંથી તેમને અડબંગ નિશાળીઆ તરિકે પાણીચું મળ્યું! પણ જતાં જતાંએ જોઇતારામે પોતાનું પાણી બતાવી દીધું. લાગ જોઇ નિશાળનો ઘંટ ચોર્યો અને બારોબાર જુના ભંગારવાળાને ત્યાં વેચીને '**બોલતા કાગળ**' નો ખેલ જોયો!

નોટપેડ કાગળની જેમ જોઇતારામ તો અથડાઇ અથડાઇને પાછા જમનાડોશીની પાસે આવ્યા. "જરા પાંચ-સાત અંગ્રેજી ચોપડાં

ભણે તો કોઈ સારે ઘેર ઠેકાણે પડે!" એ ડોશીની ઇચ્છા હતી. પણ આ અડબંગને તો ભણવું જ ક્યાં હતું? ડોશી પણ માથાની હતી. કોઈ પણ રીતે જોઈતારામ "ગોટપીટ" કરતો થાય એ એની ઇચ્છા હતી. જેથી તે ઇચ્છાને પાર પાડવા જમનાડોશી જાતે શહેરમાં જોઈતારામને લઈને રહેવા ગયાં. માસિક ૧ાા રૂ. ના ભાડાની એક ઓરડી ભાડે લીધી અને જોઈતાને પુનઃ અંગ્રેજી ભણવા એસાડયો. ડોશી જાતે રોજ નિશાળ સુધી મૂકી આવતી. માંડ માંડ ધક્કા મારી મારીને અંગ્રેજી ત્રણ ચોપડાં ભણાવ્યાં! જ્યારે જ્યારે જમનાડોશી માંદી પડતી; ત્યારે જોઈતારામ હોટલ, લાયબ્રેરી કે પબ્લીક ગાર્ડનનોજ આસરો લેતો! એક વેળા જમનાડોશીને કોઈની કાણે જવાનું થયું; જેથી જોઈતારામને તો જોઈતું હતું તે મળી ગયું. ઘરમાં લાકડાં નહિ હોય જેથી ભાડાની ઓરડીની વળીઓના દાંડા ખેંચીને બાળ્યા! બીજા દિવસે મકાનમાલિક ભાડું વસુલ કરવા આવતાં તેને ખબર પડી એટલે તેણે ઓરડી ખાલી કરવાની નોટીસ આપી. બીજે દિવસે જમનાડોશી આવ્યાં; ત્યારે જોઈતારામની કામગીરીને પ્રતાપે મકાનમાલિક તથા જમનાડોશીને વઢવાડ જામી. જેથી અંતે એ ઘર ખાલી કરવું પડ્યું! આમ જોઈતારામને પ્રતાપે બેચાર ઘર કોઈ ને કોઈ કારણે બદલવાં પડયાં. અંતે કંટાળીને જમનાડોશી ગામ ભેળાં થયાં અને જોઈતારામને પણ ભેળે લેતાં ગયાં.

શહેરમાં રહેલા જોઈતાને ગામડામાં રહેવું વસમું લાગ્યું. થોડા દિવસે કંઈને કંઈ બ્હાનું કાઢીને શહેરમાં જતો અને નાટક જોઈ આવતો! સીધી રીતે જમનાડોશી પૈસા ન આપે તો ઘરમાં એકબે વાસણો વેચવા સુદ્ધાંની હામ ભીડે! જમનાડોશીએ જાણ્યું કે "પરણશે તો આપોઆપ પાંસરો થશે! ગમે તેવી તોફાની ગાય કે ભેંસને કોટે ડેરો બાંધવાથી તે પાંસરી થઈ જાય છે; તેમ એય ઘરસંસાર માથે પડતાં આપોઆપ સીધો થઈ જશે!" આમ વિચાર કરી જમના- ડોશીએ જોઈતાને કોઈપણ જગ્યાએ પરણાવીજ નાખવાના પ્રયત્નો કરવા માંડયા. જોઈતારામ પણ પરણવાના ઉમંગમાં જરા સુટસાટમાં

ફરવા લાગ્યા. ઘણી જગ્યાએ વાતો નાખવામાં આવી. કોઈ કહેતું કે "છોકરો દેખાવમાં તો સારો છે, પણ લખ્ખણમાં ક્યાં સારો છે?" તો વળી કોઈ કહેતું કે "અત્યાર સુધી હરાયા ઢોરની જેમ ફરીજ ખાધું છે ને? એ ઘરસંસારમાં શું સમજે? જરા કંઈ કમાતો - ખાતો હોય તો વિચાર પણ કરીએ?" એક જગ્યાએથી તો જવાબ મળ્યો કે "એવા બાબાશાહી દિકરાને શું કરીએ?" અને એક ભણેલા કુટુંબના વડિલે તો રોકડુંજ પરખાવ્યું કે "એવાને દીકરી દેવા કરતાં દીકરીને કુવામાં પધરાવી દેવીજ શું ખોટું છે?" આવા એકએકથી ચઢીયાતા જવાબો સાંભળી સાંભળીને જમનાડોશીનું તો માથુંજ ભમી ગયું અને જોઈતારામનું પણ સ્વમાન ઘવાયું.

"ભણેલા પણ શું ધાડ મારે છે? આ ઓયલો રંગીલ લંબટંગો બે વરસ થયાં બી. એ. થયો છે. બિચારો દાડામાં દસ અરજીઓ કરે છે, તોય નોકરીનો પત્તો લાગતો નથી! પેલો છગન ઉઘાડપગાનો છોકરો મેટ્રીક થયા પછી દશ શહેરોમાં ધક્કા ખાઈ-ખાઈને પાછો આવ્યો! ત્રણ ચાર જોડ જોડાનાં તળીઆં ઘસી નાખ્યાં, પણ નોકરી ન મળી તે નજ મળી! છાપામાં વાંચવામાં આવ્યું છે કે એક બી. એ. વાળાને નોકરીના અભાવે હેરકટીંગ સેલુન કાઢવી પડી છે! આમ ભણીભણીને લોકોનાં ભેજાં ભમી જાય છે; છતાંય નોકરીબોકરી તો મળતી નથી; ત્યારે પછી ઘણું ભણવાની જરૂર પણ શી રહી? અને વધારે લાંબું ભણવાની અગત્ય નથી; છતાંય આ છોકરીના બાપાઓ જમાઈઓના ભણતર સામું કાં જોતા હશે? બસ, એ ભવિષ્યના અકડેખાં જેવા સસરાઓને નમાવવા ખાતર પણ હવે મારે ભણવું જોઈએ. ભલે નોકરી નહિ મળે, પણ છોકરી તો મળશે!" જોઈતારામે તો મન સાથે ગાંઠ વાળી. જમનાડોશી સમક્ષ ગુરુણીએ પડીને હાથમાં પાણી લઈને ભિષ્મપ્રતિજ્ઞા કરી કે "જ્યાં સુધી અંગ્રેજી કેળવણી પુરી ન લઉં. અરે! ઓછામાં ઓછી મેટ્રીક પાસ ન કરૂં ત્યાં સુધી દાઢી, મૂછ કે માથાના વાળ પણ ન

મુંડાવું!" પ્રતિજ્ઞા સાંભળીને જમનાડોશી થમક્યાં અને બોલ્યાં: "હાં! હાં! દીકરા, આવી આકરી પ્રતિજ્ઞા તે લેવાતી હશે! ઋષિમુનિઓ જેવું મોઢું થઈ જશે તો કોણ અંગ્રેજી ઇસ્કોલમાં દાખલ કરશે?"

"સ્કૂલમાં કોઈ દાખલ નહિ કરે તો ખાનગી ભણીને પણ મેટ્રીક પાસ કરીશ. હાલમાંજ મેં છાપામાં વાંચ્યું છે કે એક ૬૨ વરસના બુઢ્ઢાએ મેટ્રીક પાસ કરી છે; તો શું હું તે બુઢ્ઢાથીએ ગયો? બસ, આજેજ અને અત્યારેજ જઈશ, અને એ મગરૂર નાતીલાઓનું પાણી ઉતારીશ ત્યારેજ જંપીશ!" જોઈતારામ તો પાછા શહેરમાં અંગ્રેજી ભણવા ગયા. નાટકની રંગબેરંગી જાહેરખબરો તથા રંગબેરંગી લુગડાંના પ્રદર્શનોથી જોઈતારામની પ્રતિજ્ઞા ઢીલી થવા લાગી! એવામાં સમાચાર આવ્યા કે "જમનાડોશી રામશરણ થયાં છે."

જોઈતારામને તો પુનઃ અભ્યાસ પડતો મૂકીને ગામ જવું પડયું. ડોશી પાસેના દોઢેક હજાર રૂપિયા એમને વારસામાં મળ્યા. "ભણ્યા પછી પણ કોઈ ધંધો તો ગોતવોજ પડશે ને? તો તેના કરતાં અત્યારથીજ કોઈ નાનકડી દુકાન શહેરમાં લગાવું તો શું ખોટું?" એમ મનમાં ભાંજગડ કરીને ઉઠયા. એમને કયાં હોટલરની જેમ કોઈની સલાહ લેવાની હતી? મનના મુખત્યાર હતા એટલે ઉઠયા ત્યાંથીજ સવાર ગણવાની હતી. શહેરમાં ગયા અને વિચાર કરવા લાગ્યા કે કયો ધંધો કરવો?

"કાપડીયાનો ધંધો કરૂં? ના, ના. એમાં તો ઘણી મૂડી જોઈએ, અને વળી ઉધાર વગર એ ધંધો ચાલતોજ નથી ને! તો શું તૈયાર બુટની દુકાન કાઢું? ના, ના. એ તો સુધરેલા મોચીનો ધંધો કહેવાય અને વળી એમાં પણ ઘણી મૂડી જોઇએ ને? તો શું ચોપડાંની દુકાન કાઢું? ના, ના. લોકોને આજ તો રોટલાનાંજ ઠેકાણાં નથી ત્યાં ચોપડાં શું ખરીદવાના હતા? અને મફત વાચન માટે જોઈએ તેટલી લાયબ્રેરીઓ નીકળી છે ને; તો પૈસા કોણ ખરચશે? તો એ બધા કરતાં વૉશીંગ કંપની કાઢવી શી ખોટી? આપણે કયાં ધોબી બનીને જવાનું છે? નોકરો પાસે ધોવરાવીશું."

આમ વિચાર કરી અંતે વૉશીંગ કંપની માટે દુકાન શોધવા નીકળ્યા. "માસિક પચાસ રૂપિયા ભાડું અને પાઘડીના બસો રૂપિયા આપો તો દુકાન મળે!" એક ઠેકાણેથી જવાબ મળ્યો. જોઇતારામે વિચાર કર્યો અને ફરનીચર તથા ધોવાના સામાનની ગણતરી કરી તો આરંભમાં જ તળીઉં સાફ થઇ જાય એટલો અંદાજ થવાથી એ વાત પડતી મૂકી.

છેવટે પાનપટ્ટીની દુકાન લગાવી. નાટકના ગાયનોની લીટીઓ ગણગણતાં લ્હેરી જોઇતારામ પાનની પટ્ટીઓ બનાવતા. લ્હેરી દુકાનદારોને લ્હેરી ઘરાકો મળતાં પણ વાર લાગતી નથી! પુરા નવમાસ પણ ન વિત્યા ને ઉધાર ઘરાકોની મહેરબાનીથી જોઇતારામનો ડબ્બો ગુલ થઇ ગયો! હવે પાછું શું કરવું તેની ફિકરમાં જોઇતારામ પડ્યા. અધુરામાં પુરૂં પાંચસોએક સિલ્લક હતા તે એક કાઠિઆવાડી વિધવા બાઇએ એમ કહી કહીને ફોલી ખાધા કે :– "મ્હારી ભત્રીજી દેશમાં છે તેની હારે તમારો વિવાહ કરાવી દઇશ!" આમ વિવાહનાં સ્વપ્નાંમાં રૂપિયા ખલાસ થયા. કચ્છના રણ જેવું સફાચટ ખિસ્સું થયું જેથી જોઇતારામ મુંઝાયા "હવે શું કરવું?" અનેક ખટપટો પછી નાટકમાં ડોરકી પરની જગ્યા મળી. માસિક પંદર રૂપિયાના પગારમાં ગાડું ગબડયે જતું હતું; પણ "એક વેળા ચાર પ્રેક્ષકો પાસેથી પાવલી પાવલી પડાવીને તેમને આગલી સીટમાં બેસાડી દીધા." એ વાત નાટકના મેનેજરના જાણવામાં આવી જેથી જોઇતારામને નાળિએર મળ્યું!

વળી પાછા કમર કસીને નોકરી શોધવા નીકળ્યા. પંદર દિવસની દોડધામ પછી ટોલનાકા પર બાર રૂપિયાની નોકરી મળી. કોરા બાર રૂપિયામાં લ્હેરી જીવડો શી રીતે નભી શકે? છતાં એ સુખે દુઃખે છએક માસ વિતાવ્યા ત્યાં તો નાકું જ ઉડી ગયું! એટલે પાછા જોઇતારામના હાલ જોવા જેવા થયા! છેલ્લે ગરમ "મગફળી – પોચા વટાણા"ની ફેરી ફરવા માંડી પણ દાંડો ન વળ્યો! મકાઇભુટ્ટાની મોસમ આવતાં સેકીને વેચવા માંડ્યા પણ તેમાં એ કિસ્મતે યારી ન આપી! પતંગની દોરને માંજો ચઢાવવાનો ધંધો હાથ કર્યો પણ તે મોસમી ધંધો હોઇ

દોઢ માસથી વધુ ન ચાલ્યો! અંતે ગૌશાળા તરફથી ટ્રેનમાં ફેરી ફરવાનું સ્વિકાર્યું. એ ધંધામાં એમને ઠીક ફાવટ આવી. ધીમે ધીમે ભાષણ કરવાની પ્રેકટીસ પણ વધતી ચાલી. ગાયો પ્રત્યેની દયાથી નહિ પણ જોઈતારામની નાટકી છટાથી મુગ્ધ થઈને ઘણા કંજુસ ઉતારૂઓ પણ ઝટ દોઢીયું કાઢવા ખિસ્સામાં હાથ ઘાલતા!

જોઈતારામનું ગજું અને બુદ્ધિ એ ધંધામાં આગળ વધતી ચાલી. ગૌશાળાની નોકરી પડતી મૂકી. પોતે એક અનાથાશ્રમના સેક્રેટરી બની ગયા કે જેનું જગતમાં અસ્તિત્વજ ન હતું! છતાં છાપાંમાં જાહેરખબર છપાવી અને ગાડીઓમાં જોરશોરથી ભાષણો કરી કરીને સારી રકમ પ્રાપ્ત કરવા લાગ્યા. જીભના જોરે ભાગ્યનો ઘોડો દોડવા લાગ્યો. ખાસી રકમ બેંકમાં જમા કરાવી. પણ આમ છેકજ રેતીમાં વહાણ ચલાવે એ કયાં સુધી નભે? એક છાપાંના રિપોર્ટરે એમનો ભાંડો ફોડયો, એટલે એ લાઇન ન છૂટકે છોડવી પડી!

પણ હવે જોઈતારામની હિંમત રેતીમાં કિલ્લા ચણે એવી મજબૂત બની ગઈ હતી; જેથી ભાષણના જોરેજ કમાઈ ખાવાનો ફામીયો હાથ ધર્યો! અસહકારની ચળવળ જોરશોરથી ચાલતી હતી. એક સભામાં જોઈતારામ જઈ ચઢયા અને સ્વદેશીના વિષય પર એવું જોરશોરથી ભાષણ કર્યું કે આખી સભા એમના પર ઓરવાઇ પોરવાઈ ગઇ! એમણે પણ લાગ સાંધીને પોતાનાં વિલાયતી કપડામાં દિવાસળી ચાંપી અને ખાદી ધારણ કરી! જોતજોતામાં એ એક મહાન લીડર તરીકે દસી ગયા! ગળું સારૂં હતું એટલે રાષ્ટ્રગીતો લલકારીને રાષ્ટ્રસપ્તાહમાં હજારોની ખાદી વેચી નાખતા. જેમાં અર્ધોઅર્ધ જાપાની ખાદીના તાકા પર સ્વદેશીનો માર્કો લગાવીને વેચતા! આ ધંધામાં પણ એમને ઠીક તડાકો પડવા લાગ્યો. સાથે પ્રભાતફેરીમાં એ ગાતા અને એમની સાથે અનેક બ્રહ્મચારીણીઓ એમના ગાયનો ઝીલતી. ધીમેધીમે એક વિધવા સાથે દોસ્તી જામી!

હવે તો લીડરે પુરેપુરૂં સુધારકનું સ્વરૂપ ધારણ કર્યું. વિધવા-વિવાહ પર ખૂબ ભાર મૂક્યો અને પબ્લીકને પ્રત્યક્ષ પ્રમાણથી સાબીત કરી આપવા પેલી વિધવા સાથે પુનર્લગ્ન પણ કરી નાખ્યું! એક આદર્શ સુધારક તરીકે એમનું નામ પણ છાપામાં પ્રગટ થયું! પછી પૂછવાનું શું હોય? લાડી મળી. સાથે લીડરની કમાણીમાં ગાડી પણ મળી! જોઇતારામનો દાઠ લખનો ચાલ્યો. લીડરીમાં ડાબા હાથની કમાણીથી સારો તડાકો પડતો હતો પણ એનું સત્યાનાશ જાય ઓલ્યો સવિનય ભંગ શરૂ થયો! ધડાધડ લીડરો ઝડપાવા લાગ્યા. આપણા રમતારામને પણ ફિકર પડી કે "હવે શું થશે? જો જેલમાં જવાનું થયું તો આ અટકારના માંડવા જેવો સંસાર માંડ્યો છે તે રઝળી જશે! ગાંધીજીતો ગાંડા થયા છે! એ નાગાબાને શું? લંગોટી પહેરી લીધી છે તેને તે બીજી શી ફિકર હોય? માટે આપણે તો જેલમાં જવું નથી! જેલમાં જઇને હાથે કરી સંસાર પર પૂળો મૂકવા કરતાં લીડરીને રામરામ કરી બીજો કાંઇ ઘી કંસાર જમવાની લાઇનિજ શોધી કાઢીએને?"

પરિણામે પ્રથમ તો ધોળી ખાદીને કાળી રંગાવી નાંખી. અને પછી ધીમે ધીમે પુનઃ વિલાયતની કાપડ તરફ લપસી પડ્યા. મોટા મોટા અમલદારોની સોડમાં લપાવા લાગ્યા અને અસહકારીઓની પેટ ભરીને ચાડીઓ કરવા માંડી! સરકારી માણસોમાં લાગવગ વધતાં એક બે સરકારી મકાનો બાંધવાનો કંટ્રાક્ટ મળ્યો.

ધીમે ધીમે સરકારી કંટ્રાક્ટરના ધંધામાં ઘી કેળાં થવા લાગ્યાં. આસ્તે કદમ બાસ્તે મી. જોઇતારામમાંથી શેઠ જોઇતારામ થયા. અસહકારીઓની વિરૂદ્ધની અને સહકારીઓના ફેવરની એકપણ તક એ ચૂકતા નહિ. અમલદારોને ગાર્ડન પાર્ટીઓ અને ડીનર પાર્ટીઓ આપવા માંડી અને રાષ્ટ્રઉદ્ધારકોને ધોળા દા'ડે ગાળો ભાંડવા મંડી. એના બદલામાં એમને રાવસાહેબનો ખિતાબ મળ્યો! હવે હવે શું જોઇએ?

પ્રજામાં જોઇતારામ ઉર્ફે રમતારામનું નામ ઘટતું ચાલ્યું; પણ સરકારમાં વધતું ચાલ્યું! ઘરમાં પત્નિ પણ રોજ એમને ઠપકો આપતી

કે આ તમે શું કર્યું ? "આ તો નર્યો દેશદ્રોહ કહેવાય ?" "એમ કર્યા વગર મોટા માણસ થવાતું નથી!" રમનારામ બોલ્યા. "જે દેશની માટીમાંથી આપણો દેહ બન્યો છે તેનો તો વિચાર કરવો ?" "લેને તું કહેતી હોય તો સાબુને બદલે એ દેશી માટીને જ ડીલ પર ચોળું ને દેશની ખાતર બાવો બનું ? દેશ, દેશ કર્યા કરે છે તો જ્યારે હું મફાઈબુદ્દા વેચતો હતો; ત્યારે દેશે મારી સામે જોયું હતું કે હું દેશ સામે જોઉં ?!'

"એ બધું ખરૂં પણ તમે કુહાડીના હાથા શા માટે બન્યા છો ? આવી દેશની દલાલી કરીને સાહબી ભોગવવા કરતાં ઝુંપડામાં રહીને જ ઘેંસ, ભડકું મળે તે પર રહેવું શું ખોટું છે ?"

"એક રાવસાહેબની બૈરી અને તેના આવા થઈ ક્લાસ વિચાર ? એ ઝુંપડામાં રહેનાર અને આશ્રમોમાં ધામા નાખીને પડ્યા પાથર્યા રહેનાર આસામીઓના બેંકોમાં કેટલા કેટલા રુપિયા બીજાના નામે પડેલા હોય છે તે આપ શ્રીમતિ જાણો છો ? એવી રીતે સાધુમાં ખપી શેતાનના ધંધા કરવા તેના કરતાં મારી જેમ ખૂલ્લં ખુલ્લા દેશદ્રોહ કરવો એ શું ખોટું છે ?"

"શું આ એક હિંદી નાગરિકના શબ્દો છે ?"

"ત્યારે તને શું કોઇ આફ્રીકાના જંગલી માણુસના શબ્દો લાગે છે !"

"મને સ્વપ્ને પણ આવી આશા ન હતી કે હંસલો મોતીનો ચારો ચરવાને બદલે ઉકરડામાં ચાંચ ઘાલશે !"

"એ તમારા આદર્શોને ઉંચે અભરાઈ પર મૂકી દો અને શાંતિથી લ્હેર ઉડાવો નહિતર મારે ન છુટકે ડાઇવોર્સનો આસરો લેવો પડશે !"

"રહી રહીને એજ એક હથિયાર હવે તમારા જેવા હિંદી વીરો પાસે રહી ગયું છેને ?"

"જુઓ શ્રીમતિ તમારે ઉપદેશ જ કરવો હોય તો કોઈ મંદીરમાં જઇને સાધુડીનો પાઠ ભજવો ! હું તો સંસારી છું. સંસારના પેટભરીને હડકા લેવા અને ખાઇપીને મસ્ત રહેવું એજ મારૂં જીવન ધ્યેય છે !"

"મેં વિધવાએ એક ભવમાં બીજો ભવ કર્યો એ શું આ દા'ડા દેખવા માટે?"

"પણ હું મારા માથે પાપનું પોટલું મૂકું તેમાં તમને શાની મુંઝવણ થાય છે?"

"કેમ નહિ હું તમારી અર્ધાંગના છું!"

"તો એમજ સમજી લ્યોને કે એ અર્ધું અંગ સડી ગયું છે એટલે તેનું ઓપરેશન કરી જ નાખોને!"

"એતે કંઈ કાચા સુરતનો તાતણો છે કે તોડી નંખાય? લગ્ન બંધન તો વજ્રની બેડીઓથી પણ વધુ મજબૂત હોય છે!"

"છપ્પનીઆ કાળ પહેલાં એમ હશે! હવે તો લગ્ન એટલે ચૂને ચઢાવેલું માટીનું હાંલ્લું એને ફુટતાંય શી વાર લાગે?"

"ભ્રમરને બીજા ફુલની દરકાર હોય, ત્યારે પહેલા ફુલને આમજ ડંખ મારીને ચાલ્યો જાય છે!"

"ના, હું એટલો બધો પામર નથી? પ્રેમનો તો હું ઝવેરી છું! પણ આપ શ્રીમતિ પ્રેમની પોચી ધરતી ઉપરથી ઉપદેશની કઠણ ભૂમિપર આવી પડયાં છો. તેથીજ મારે આમ વાયડા શબ્દો ઉચ્ચારવા પડયાને? મારી મીઠડી મેના હવે તું શિખામણની શમશેરને મ્યાન કરીશ તો આ તારો કીંકર પણ પ્રેમના બોલને બૉલની જેમ ઝીલી લેશે અને લગ્ન એટલે પ્રભુતામાં પગલાં માંડવાં; પણ પુનર્લગ્ન એટલે તો પ્રભુતામાંય ઘર પ્રવેશ કરવો એ સાબીત કરી દેશે!"

"હવે કેવા મીઠા લાગો છો?"

"જીભ પર મીઠાશ અને કડવાશનાં પડ ભૂતકાળની લીડરીએજ ચઢાવી દીધાં છે ને?" અને આમને આમ આપણા રમતારામના દા'ડા વીતવા લાગ્યા! વાંચક, બિરાદર તને પણ મારી એટલીજ શિખામણ છે કે "જબાન શીરી તો મુલકગીરી?" સંપૂર્ણ.